॥ ॐ ॥

# કાવ્યસરિતા



રચનાર

**મહાસુખભાઈ ચુનીલાલ.**

અનવરકાવ્યના પ્રસિદ્ધ કરનાર



બીજી આવૃત્તિ. પ્રત ૧૦૦૦.

( મોટા સુધારા વધારા સાથે )



વિક્રમાર્ક ૧૯૭૦. સન ૧૯૧૪.



મુંબઈ—નિર્ણયસાગર છાપખાનું.



કીંમત રૂ. ૧—૦—૦

## આ પુસ્તક મળવાનું ઠેકાણું.

આ પુસ્તક નીચેના ઠેકાણેથી રોકડી કીંમતે અગર ટપાલ મારફત વેલ્યુપેએબલથી મળશે ટપાલખરચ જે પડશે તે વિશેષ લેવામા આવશે પુસ્તક મગાવનારે પોતાનુ સરનામુ ચોકસ અને સ્વચ્છ અક્ષરે લખવા મહેરબાની કરવી—

મહાસુખભાઈ ચુનીલાલ.

મુકામ—વિસનગર. જીલ્લો—ગુજરાત.



Printed by R Y Shedge at the "Nirnaya Sagar" Printing Press, 23 Kolbhat Lane, Bombay,

and

Published by Mahasukhbhai Chunilal Sheth.
Member of the Legislative Council—Baroda State.
Bazar near Mandi Visnagar (N Gujarat.)



સ્વર્ગસ્થ શેઠ ચુનીલાલ દલછારામ (વિસનગર.)

જન્મ—વિક્રમાર્ક ૧૮૯૫. સ્વર્ગવાસ—૧૯૬૧

The Bombay Art Printing Works, Fort

# હૃદયપ્રેમપુષ્પમાલાર્પણ.

પરમ પુજ્ય તીર્થરૂપ સ્વર્ગસ્થ

## પિતાશ્રી ચુનીલાલ દલછારામ.

( કવ્વાલી ગઝલ )

સ્મરણુ થાતાં, પિતાજી હે ! રમે મૂર્ત્તિ નજર આગે,
નયન ભિંજાય આંસુથી, ઉરે અગ્નિ ફરી જાગે.
મળેલા ઘા ચિરાયે છે, રૂધિરધારા ફરી ચાલે,
સુતેલું તે ફરી જાગે, હૃદયમાં જાગીને બાળે.
ગુણો છે આપના અગણિત, નહીં ગણુતા ગણુાયે છે,
પૂરો હુ પુત્ર આભારે દબાયેલો સદાયે છે.
નહીં કોટી ઉપાયોથી વળે ઉપકારનો બદલો,
દિસે ઓછું, ભલે અર્પુ જીવનનો હું સમય સઘળો
રહે રસથી ભિંજાયેલું હૃદય મારૂ સદા કાળે,
હૃદયગિરિથી ઝરે ઝરણો, મુખે ઉદ્ગાર તે ચાલે.
સરિતા કાવ્યની ચાલી, ખિલી ઉદ્યાન અંતરની,
કુસુમ ત્યાં પ્રેમનાં ખિલ્યા, મળી સુગંધ ભીતરની.
ખિલેલા પુષ્પને વીંણી, કુસુમમાળા ગુથી હાથે,
પિતા ! કઠે સમર્પુ હુ હૃદયના ઉભરા સાથે.
સ્વીકારી પુષ્પમાલા આ, વશી શિવસુખના ભુવને,
પિતા ! દૈવી દઈ આશિષ સુખી રાખો મહાસુખને.

આપનો સદાનો આભારી વિયોગી પુત્ર

**મહાસુખ.**

Weep no more, nor sigh, nor groan,
Sorrow calls no time that's gone
Violets plucked, the sweetest rain
Makes not fresh nor grow again,
Trim thy locks, look cheerfully,
Fate's hidden ends eyes cannot see;
Joys as winged dreams fly fast,
Why should sadness longer last?
Grief is but a wound to woe,
Gentlest fair one, mourn no mo

—( *Samuel Fletcher* )

He could not hear thy voice, fair child,
He may not come to thee,
The face that once like spring-time smiled
On earth no more thou'lt see

—( *Felicia Hemans* )

Like as the damask rose you see,
Or like the blossom on the tree,
Or like the dainty flower in May,
Or like the morning of the day,
Or like the sun, or like the shade
Or like the gourd which Jonas had;
E'en such is man, whose thread is spun,
Drawn out, and cut, and so is done
The rose withers, the blossom blasteth;
The flower fades, the morning hasteth;
The sun sets, the shadow flies,
The gourd consumes,-and man he dies!

—( *Simon Wastell* )

# ઉપોદ્‌ઘાત.



કાવ્ય* એ હૃદયમાંથી સ્વેચ્છાએ પ્રકાશ આપનાર વસ્તુ છે; પછી તેને હૃદયનો ચિતાર કહો કે વિચારનો પ્રવાહ કહો કે કલ્પનાની મૂર્ત્તિ કહો. હૃદય તેની માતૃભૂમિ છે. જેવા જેવા વાતાવરણમા હૃદય પ્રવેશ કરે છે તેવા તેવા રગ હૃદય ધારણ કરે છે અને તે રંગને અનુસરી નવીન નવીન સ્વરૂપો દૃષ્ટિ આગળ ધરી કાવ્યને જન્મ આપે છે. કાવ્યસરિતાની પ્રથમ આવૃત્તિ પ્રકટ કરે પદર વર્ષ પૂરાં થઈ ગયાં એટલે આ બીજી આવૃત્તિમાં તે સમયમાં હૃદયમાં થયેલા ફેરફાર કાવ્યોમાં વાચકવર્ગને જણાઈ આવે તેમા કાઈ આશ્ચર્ય નથી.

પ્રથમ આવૃત્તિમાં કાવ્યોનો ક્રમ જાળવેલો નહીં હોવાથી એકસરખા રસના કાવ્ય એકસરખી રીતે નજરે નહીં પડતાં છુટાં છુટાં અનિયમિતપણે જોવામાં આવતાં હતા તેથી વાંચનારના હૃદયનો રસ પરિપૂર્ણતાએ નહીં પહોચતાં વચ્ચેથી ખડિત થતો હોવાથી આ બીજી આવૃત્તિમાં કાવ્યનો ક્રમ બરાબર જાળવવા પૂરતું ધ્યાન આપ્યુ છે જેથી વાચકવર્ગના હૃદયના રસનો પ્રવાહ અખડ વહ્યા કરે.

---

* Poetry makes immortal all that is best and most beautiful in the world Poetry redeems from decay the visitations of the divinity in man. —( *Shelly* )

Poetry is itself a thing of God.<br>
He made his prophets poets and the more<br>
We feel of poesy do we become<br>
Like God in love and power. —( *Bailey.* )

હૃદયની મહાન પર્વત તરીકે કલ્પના કરી, તેમાંથી ઉદ્ભવતા વિચારોને શિલાઓની સાથે અથડાઈ ખરખર વહેતા ઝરણરૂપે કલ્પી, અને તે ઝરણોથી ઉત્પન્ન થતી કાવ્યસંકલનાને, વાતાવરણમાં રહેલી વાયુલહરી સાથે ક્રીડા કરી મોજાં ઉછાળતી, ચાંદની દ્વારાએ ચદ્રની સુધાનું પાન કરતી, સૂર્યનાં પ્રકાશિત કિરણોથી પ્રકાશિત થઈ પ્રકાશ આપતી, જુદા જુદા પ્રદેશની ભૂમિ સાથે સ્પર્શ કરી તેમાથી રસ ગ્રહણ કરતી, ફળદ્રૂપ જગલમા તેમજ શુષ્ક વેરાનમાં પ્રવેશ કરી વનસ્પતિને નવપલ્લવ કરતી, અને સ્રીપુરૂષોને પોતાનામાં નિમજ્જન કરાવી સ્વેચ્છાએ આનદથી વહેતી સરિતા રૂપે કલ્પના કરી આ મારા કાવ્યના ગ્રથને હું કાવ્યસરિતા* તરીકે ઓળખાવું છું, અને જેમ પાણીની સરિતામાં એક પછી એક તરગ આવ્યા કરે છે તેમ આ ગ્રથમાં પણ સૃષ્ટિસૌંદર્યતરગ, નીતિતરગ, વૈરાગ્યતરગ, અને કાવ્યવિનોદતરગ, એમ જુદા જુદા પ્રકારના ચાર તરગોની રચના કરેલી છે.

આ વિશ્વરૂપી મહાન ભવ્ય નાટકશાળામાં કુદરતરૂપી મનોહર સુદરીએ જગતના મનુષ્યરૂપ પ્રેક્ષકોની સમક્ષ રગભૂમિ ઉપર બતાવેલા જાદુભરેલા પોતાના અમુલ્ય ખજાનાનાં ચિત્રો, જે હમેશાં પ્રેક્ષકોની દૃષ્ટિને સતોષ અને આનદ પમાડી તેના રંગરસમાં ડુબાવી દઈ રસમય કરી તેની મહાન શક્તિનો ખ્યાલ આપી

* × × × × The rivulet,
Wanton and wild, through many a green ravine
Beneath the forest flowed Sometimes it fell
Among the moss with hollow harmony,
Dark and profound Now on the polished stones
It danced, like childhood, laughing as it went,
Then through the plain in tranquil wanderings crept,
Reflecting every herb and drooping bud
That overhung its quietness —( *Shelly* )

દૃષ્ટિદ્વારાએ અંતઃકરણમાં સરી હૃદયને ભીંજાવી ભિન્ન ભિન્ન વિચારો પ્રકટ કરે છે, તેવાં ચિત્રોની કલ્પનાઓથી ઉદ્‌ભવેલાં કુદરતના દેખાવનાં કાવ્યોને સૃષ્ટિસૌંદર્યતરંગમાં* દાખલ કર્યાં છે. આવાં કાવ્યોને જુદા જુદા અલકારોથી અને કોઈ કોઈ સ્થળે નાયક નાયિકાના લક્ષણના ભાવથી અલંકૃત કરી દેખાવનું વર્ણન આપેલું છે; તેથી આ કાવ્યો ઉચ્ચ કેળવણી લેતા વિદ્યાર્થીઓ અને વાચકવર્ગની તર્કશકિત ખિલાવવા સહાયરૂપ થશે એટલુંજ નહીં પરતુ આવી રીતે દેખાવો પ્રકટ કરી કુદરત પ્રેક્ષકોને કેવા પ્રકારે બોધ આપે છે તેનો સારાંશ પણ કાવ્યના છેવટના ભાગમાં ઘણાક સ્થળે બતાવવામાં આવ્યો છે જેથી વાંચનારના હૃદય ઉપર આવાં કાવ્યો અમણી છાપ પાડી શકે છે. વિચારો અને અલકારોનું સ્પષ્ટીકરણ કરવા કાવ્યની નીચે ખુલાસો કરવામાં આવ્યો છે.

દરેક શાસ્ત્રનું સામાન્ય તત્ત્વ જે નીતિ ગણાય છે તેને અવલંબીને ધર્મ અને વ્યવહાર રહેલા છે; અર્થાત્ નીતિ એ ધર્મ અને વ્યવહારનો સર્વમાન્ય કાયદો છે. હૃદયરૂપી ભૂમિમાં

---

* The spirit of Beauty unfurls her light
And wheels her course in a joyous flight
I know her track through the balmy air,
By the blossoms that cluster and whiten there,
She leaves the tops of the mountain green,
And gems the valley with crystal sheen
She hovers round us at twilight hour
When her presence is felt with the deepest power
She mellows the landscape and crowds the stream
With shadows that flit like a fairy dream
Still wheeling her flight through the gladsome air,
The spirit of Beauty is everywhere

—( *Rufus Dawes.* )

બચપણથી જેવા જેવા પ્રકારનું બીજ રોપાય છે તેવા તેવા પ્રકારનું ફળ ભવિષ્યમાં ઉત્પન્ન થાય છે, માટે એવે પ્રસગે હૃદયની અંદર નીતિના સસ્કારોની સ્થાપના થવાની જરૂર છે; આ કારણથી વિદ્યાર્થીઓને, યુવાનોને, તેમજ સામાન્ય રીતે નાના અને મોટાને, સ્ત્રી અને પુરૂષને, રક અને શ્રીમંતને અતિ-ઉપયોગી થઈ પડે એવાં નીતિનાં કાવ્યોને **નીતિતરંગમાં*** દાખલ કર્યાં છે. આવાં નીતિનાં કાવ્યોમાં જણાવેલા વિચારોને પુષ્ટિ આપવા સારા સારા સંસ્કૃત અને અંગ્રેજ લેખકોના લેખના ઉતારા આપવામાં આવ્યા છે. ઉપલા તેમજ નીચલા ધોરણમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને ઉપદેશના શિક્ષણમા ઉપયોગી થઈ પડે તેવાં ઘણાં કાવ્યો નીતિના લગભગ તમામ વિષયનાં આમા દાખલ કરેલાં છે. આ કાવ્યોનો ઘણો ભાગ આ આવૃ-ત્તિમાં નવીન દાખલ કરવામાં આવ્યો છે.

પ્રથમ આવૃત્તિ અને આ બીજી આવૃત્તિ વચ્ચેના પંદર વર્ષમાં મારા જીવનમાં ઘણોજ ફેરફાર થયેલો હોવાથી મારા અંત.કરણમાં પણ ઘણોજ ફેરફાર થાય એ સભવિત છે. એ સમયમા મારા કમનસીબે મારા કુટુબમાંથી એક પછી એક એમ પદર ઉપરાંત સ્નેહી જનોના અકાળસમયે સ્વર્ગવાસ થવાથી મારૂ અત.કરણ ભેદાયેલું રહેવાથી સાધારણ રીતે આનંદની પ્રવૃ-ત્તિમાં મારૂં મન પરોવાય નહીં અને હૃદયમાં વિરક્તભાવનું સ્ફુરણ થાય એ સ્વાભાવિક છે અને તે સમયમા જે જે કાવ્યો

---

* The exercise of virtue is not only an amusement for the time it lasts, but that its influence extends to those parts of our existence which lie beyond the grave, and that our whole eternity is to take its colour from those hours which we here employ in virtue or in vice, the argument redoubles upon us, for putting in practice this method of passing away our time. —( *Addison.* )

લખાયેલાં છે તે તે તમામ મારા ખિન્ન હૃદયનો ઉભરો છે અને તેવાં કાવ્યોને વૈરાગ્યતરંગમાં* દાખલ કરેલાં છે. સમયનો સ્વભાવ છે કે નવાને જુનું કરે છે, દુઃખને વિસારે પાડે છે, અને થયેલા તાજા ઘાને રૂઝાડી શાન્તિ આપે છે તે પ્રમાણે સમય મારા અંતઃકરણ ઉપર પ્રયોગ કરે છે, પરંતુ દુર્ભાગ્યે એક ઘા રૂઝાવાની તૈયારી કરે છે કે બીજો ઘા પડે છે એટલે હૃદયને શાન્તિ મળતી નથી એટલુ જ નહીં પરતુ મન ગતસ્મરણમાં પડી પાછળના ચિતારો દૃષ્ટિ આગળ ધરી હૃદયને દુઃખમય કરે છે. ઈશ્વર હવે મારા ઉપર દયા કરી નવીન ઘા ન પાડે અને જુનાને પોતાની દૈવી દવાથી રૂઝાડી અખંડ શાન્તિ આપે એવી ઈશ્વર પ્રત્યે મારી નમ્ર યાચના છે.

પ્રથમ આવૃત્તિમાં પાદપૂર્તિ, સમસ્યા, પ્રબંધ, નાયિકા લક્ષણ વીગેરે એવાં કાવ્યજ્ઞાન સબધી અનુભવ કરાવનાર કાવ્યો મુકેલાં તે કાવ્યોને સુધારી, કેટલેક સ્થળે વધારો કરી તેમજ કેટલાક અલકારોના કાવ્યોની નવીન રચના કરી તેવાં કાવ્યોને **કાવ્યવિનોદતરંગમાં** દાખલ કરવામાં આવ્યા છે; વળી વાચકવર્ગને કોઈ કોઈવાર કવિતા શું, છદ શું, લઘુ ગુરૂ માત્રા શું, ગણ શું, રસ તથા અલકાર શું, વીગેરે એવું જ્ઞાન મેળવવાની ઇચ્છા થાય છે તે ઇચ્છા પૂરી પાડવાના હેતુથી અને શાળામાં ભણતા વિદ્યાર્થીઓને કવિતાનું જ્ઞાન મેળવવામાં સરળતા થઈ

---

* So word by word, and line by line,
The dead man touched me from the past,
And all at once it seemed at last
The living soul was flashed on mine,
And mine in this was wound, and whirl'd
About empyreal heights of thought
And came on that which is, and caught
The deep pulsations of the world
—(*Tennyson.*)

પડે તેવા હેતુથી તે તરંગના છેવટના ભાગમાં પિંગળનો સમાવેશ કરી ટુંકામાં સમજુત આપી છે.

આ પ્રમાણે ચાર તરંગોમાં કાવ્યની વહેંચણી કરેલી છે. આ પુસ્તક વાંચવાથી યુવાન વિદ્યાર્થી તેમજ સ્ત્રીપુરુષના અંતઃકરણ ઉપર નીતિની છાપ પડી શકે તેવા સ્તુત્ય હેતુથી આ આવૃત્તિમાં નીતિનાં તેમજ વખતો વખત કુદરત મનુષ્યને કેવી રીતે ઉપદેશ આપે છે તેવાં કુદરતનાં બોધદાયક કાવ્યો અને ચિત્તને શાન્તિમાં રાખનાર વૈરાગ્યરસનાં કાવ્યો દાખલ કરેલાં છે. ખાસ સ્ત્રીઓને અને કન્યાશાળામાં ઉપયોગી થઈ પડે તેવી ગરબીઓ વીગેરેનો પણ આ પુસ્તકમાં સમાવેશ કરેલો છે.

આ પુસ્તક શાળામાં ચાલી શકે તેટલા માટે કેટલાંક કઠણ કાવ્યોની નીચે અર્થ, ટીકા અને વિવેચન આપેલાં છે જેથી વિદ્યાર્થીઓને સમજવાને માટે સરળતા થઈ પડે; વળી નીચલા ધોરણના વિદ્યાર્થીઓ માટે સહેલાઈથી સમજાઈ શકે તેવી શૈલિથી લખેલા નીતિનાં કાવ્યો અને ઉપલા ધોરણના વિદ્યાર્થીઓ માટે ઉંચા પ્રકારનાં અને અલંકારવાળાં સૃષ્ટિસૌંદર્યનાં કાવ્યોની ગોઠવણ આ ગ્રંથમાં કરેલી છે એટલે સરકારી કેળવણીખાતાને અને પુસ્તકાલયોને આ ગ્રંથ ઉપયોગમાં આવે એ પ્રમાણે કરવા પ્રયત્ન કરવામાં આવ્યો છે.

આ ગ્રંથમાં ઉચ્ચારાનુસાર અને વ્યાકરણનિયમાનુસાર હ્રસ્વ દીર્ઘ અક્ષર તેમજ પિંગળનિયમાનુસાર લઘુ ગુરૂ માત્રા સાચવવા પૂરતું ધ્યાન આપવામાં આવ્યું છે છતાં મારો દૃષ્ટિ–હસ્ત–મતિદોષ નહીં હોય એમ હોવું અસંભવિત છે, કહ્યું છે કે " सर्वारंभा हि दोषेण धूमेनाग्निरिवावृता ।" એ પ્રમાણે આ મારા કાર્યમાં પણ ભૂલનો સંભવ હોય, માટે આશા છે કે કાવ્યવિલાસી વાચકવર્ગ મારા દોષ ઉપર નજર નહીં કરતાં તત્ત્વ ગ્રહણ કરશે.

વિસનગર.
વિક્રમાર્ક ૧૯૭૦ કાર્ત્તિકી } મહાસુખભાઈ ચુનીલાલ.

# અનુક્રમણિકા.





## સૃષ્ટિસૌંદર્ય તરંગ.

# નીતિ તરંગ.

## વૈરાગ્ય તરંગ.

## કાવ્યવિનોદ તરંગ.







# मंगलाचरण



## ॥ श्रीसरस्वत्यै नमः ॥

( સુદર શિવ મગળ ગુણુ ગાઉં ઈશ્વરા—એ રાહ )

*વદન કરૂં પ્રણય સાથ હે સરસ્વતી !

તુજ પ્રભાપ્રકાશ જ્ઞાન વાણી વાક્‌મતિ. વંદન૦
સર્વદા મયૂરવાહને વિરાજતી,
હસ્તવીણાધારિણી, તું ગીતકલાવતી,

---

* હે સરસ્વતી ! હુ તને ભાવપૂર્વક નમસ્કાર કરૂ છુ જ્ઞાન, વાણી, વાક્ચાતુર્ય અને બુદ્ધિ એ તારી પ્રભાનો પ્રકાશ છે; તુ હમેશાં મોરના વાહન ઉપર બિરાજનારી છે, હસ્તમા વીણા ધરનારી છે, સગીતકળાવાળી છે,

*મધુર તંત્રરણિતસંગ ધ્વનિ ખિલાવતી,
મનને સ્વરને રસને સ્ફુરવતી ખિલવતી મનહરતી
તુજ પ્રભાગતિ ! વદન કરૂં પ્રણય સાથ હે સરસ્વતી ! ૧

આપ નિત્ય હૃદય વિમળ સત્ય સન્મતિ,
કર તું દેવી બુદ્ધિ સુધારસથી રસવતી,
મગળ તુજ વાસ હજો જ્ઞાનઅર્પતી
સદને વદને વચને; તિમિરવતી દુષ્ટ મતિ દૂર કરતી
વાણી ભગવતી ! વંદન કરૂં પ્રણય સાથ હે સરસ્વતી ! ૨

તુજ પ્રભાની વૃષ્ટિ હજો હે પ્રભાવતી !
જ્ઞાનભાસ ઉજ્જવળ કર શુદ્ધ ભાસ્વતી !
કાપ તાપ આપ મહા સુખ સપતિ !
ચરણે શરણે ધરને હે શ્રીમતી જ્ઞાનવતી સુખકરતી
બ્રાહ્મી ભારતી ! વંદન કરૂ પ્રણય સાથ હે સરસ્વતી ! ૩



*તારના મધુર રણકારાની સાથે સ્વરના ધ્વનિને ખિલવનારી છે, અને તારી પ્રભાની ગતિ, મનને, સ્વરને અને રસને સ્ફુરાયમાન કરનાર, હૃદયને ખિલાવનાર, અને મનને હરણ કરનાર છે; તુ હમેશા મારા અતઃકરણમા સારી નિર્મળ બુદ્ધિ આપ, હે દેવી ! તારા અમીરસથી મારી બુદ્ધિને રસમય કર, હે જ્ઞાનદાતા દેવી ! મારા ઘરમા, મુખમા, અને વચનમા તારો મંગળકારી વાસ હજો, હે વાક્‌દેવી ! તુ અધકારવાળી મલીન દુષ્ટ બુદ્ધિને દૂર કરવાવાળી છે; હે પ્રભાવતી ! તારી પ્રભાની વૃષ્ટિ હજો, હે તેજસ્વી દેવી ! તુ શુદ્ધ ઉજ્જવળ જ્ઞાનનો પ્રકાશ કર, મારા સતાપો દૂર કરી અતિશય સુખ અને સપત્તિ આપ, અને હે શ્રીમતી જ્ઞાનવતી સુખદાયક બ્રાહ્મી ભારતી ! તુ મને તારા ચરણે શરણમાં રાખ

# કાવ્યસરિતા.

## સૃષ્ટિસૌંદર્ય તરંગ.

### સૂર્યોદય.

( ઉઠી પ્રભાત સ્મરની જીવ શ્રી ગણેશદેવા—એ રાગ )

દિવ્ય વિશ્વચિત્ર નેત્રમાં રમે પ્રભાતે,
અરૂણઉદય થાય, કળા બની મહા શી આ તે ! દિવ્ય૦ ૧
ચદ્ર ગ્રહ તમામ નભે[1] શાન્ત, તેજ ત્યાગે,
ગગન રક્ત થાય પૂર્વ, દેખી હર્ષ જાગે, દિવ્ય૦ ૨
અભ્રગણ ખસે તમામ, તરલ ગતિ, ન શાન્તે,
ગિરિશૃગભાસ દિવ્ય અતિ સુવર્ણપ્રાન્તે ! દિવ્ય૦ ૩[2]
પવનલહરી પુલક[3] અગ સ્પર્શીને ખિલાવે,
સુરભિ[4] કુસુમ સગ રમી વાસ સરસ લાવે, દિવ્ય૦ ૪
તિમિર નાશ થાય, ખિલે હૃદય શું સવારે !
વ્યોમભોમસધિ[5] મધ્ય રવિ પ્રકાશ મારે, દિવ્ય૦ ૫
ખગ મધુર સ્વર કરે પ્રફુલ્લ વૃક્ષવૃંદે,
રવિ પ્રતિ શું સ્તવન કરી સર્વ સંગ વદે ?! દિવ્ય૦ ૬

---

૧ નભે=આકાશમા ૨ સૂર્યોદય થતા વાદળનો સમૂહ ખસવા લાગે છે અને કોઈ કોઈ પ્રસગે એવી રચનામા વાદળા ગોઠવાઈ જાય છે કે જાણે ડુગરના શિખરો સોનેરી કિનારીથી દિવ્ય સુશોભિત લાગતા હોય એવો ભાસ થાય છે ૩ પુલક=અગ ઉપરની રોમાવલી, રૂવાટા ૪ સુરભિ= સુગધિદાર. ૫ વ્યોમભોમસધિ મધ્ય=આકાશ અને પૃથ્વીની સધિ વચ્ચે અર્થાત્ દૃષ્ટિમર્યાદામા

ભૂમિ કનકમય બને શોં કરપ્રભાથોં[1] ભારે!
દેખીં સૂર્યકાન્ત દિવે કનકવસ્ત્ર ધારે! દિવ્ય૦ ૭
કમળપુષ્પ હર્ષથી સરોવરે વિકાસે,
ભ્રમર વાસભોગીં મૃત્યુવશ પડેલ ભાસે, દિવ્ય૦ ૮[2]
મન! રસાધ નવ થઈશ, શાન્તિ તારી જાશે,
કમળ ભ્રમરપ્રાણ હરે જો ફસાવીં પાશે, દિવ્ય૦ ૯
આંસુ નાખીં રડતીં નીરે કુમુદ રંક બાળા,
ચંદ્રકાન્તવિરહ[3] થકી હૃદય લાગીં જ્વાળા, દિવ્ય૦ ૧૦
તરૂ ભીનાં શું ઝાકળેજ, નમતીં સ્થિતિ ધારી,
શશીવિયોગથી રડતીં નિશનું અશ્રુવારિ?! દિવ્ય૦ ૧૧[4]
કિરણગરમીથી સુકાય નીર સમીર દ્વારે,
ગરમીકિંકરી લુહી શું અશ્રુ દુ:ખ વારે?! દિવ્ય૦ ૧૨[5]
શોક નિશાચર કરે વિશેષ અંગવાસે,
કેવી કળા! કોઈ રડે, કોઈ મગ્ન હાસે! દિવ્ય૦ ૧૩
સરવરે નીરે રમે પ્રકાશીં મત્સ્ય રંગે,
ઠગ બગો તટે, રમત ચક્રવાક સંગે, દિવ્ય૦ ૧૪

---

૧ કરપ્રભાથી=કિરણના પ્રકાશથી ૨ સૂર્યોદય થવાથી સરોવરમા કમળો ખિલી રહે છે અને તે ખિલેલા કોઈ કમળમા મરેલા ભ્રમરો જણાય છે, કારણ કે કમળના ઉપર સ્વાભાવિક રીતે ભ્રમરની એટલી બધી પ્રીતિ હોય છે કે કમળની પાખડીઓ સંધ્યાકાળે બંધ થતા સુધી પણ કમળમાથી ઉડી જવાની ભ્રમર ઇચ્છા કરતો નથી, છેવટે કમળ બંધ થવાથી કેટલાક ભ્રમરો કમળના કોશમા રૂધાઇને અદર મરણ પામે છે (વાચો "ભ્રમર" કાવ્ય, પાન ૩) ૩ ચદ્રકાન્તવિરહ થકી=ચદ્રરૂપી પતિના વિયોગથી. ૪ પરોઢીએ ઝાકળ પડવાથી ઝાડના પાદડા ભીના બને છે અને પાણીના ભારના લીધે નમેલા જણાય છે, આ પાણી જાણે ચંદ્રના વિયોગથી રડતી બિચારી રાત્રિરૂપી સ્ત્રીના આસુ હોય એમ લાગે છે ૫ ઝાકળનુ પાણી પવનદ્વારાએ સૂર્યના કિરણની ગરમીથી સુકાઈ જાય છે તે જાણે ગરમીરૂપી દાસી રાત્રિરૂપી સ્ત્રીના આસુ લુહી નાખીને દુ ખ નિવારણ કરે છે. ઉત્પ્રેક્ષારૂપક અલકાર છે

ભક્ત જાગી ભક્તિકર્મ આદરે સુપ્રીતે,
સ્તવન મુખથી ઉચ્ચારતા પ્રભાતગીતે, દિવ્ય૦ ૧૫
ભોગી ભોગવાસના તજે સહુ પ્રકારે,
કંઇ કુમાર પાઠ શાન્તિથી મુખે ઉચ્ચારે, દિવ્ય૦ ૧૬
કુકૂટો કુ કુ સ્વરો કરે સહુ સવારે,
સૂર્યઉદય વિશ્વને શું સૂચવે ઉચ્ચારે ?! દિવ્ય૦ ૧૭
સુસ્તિકેદી નવ ગ્રહે પ્રભાતરંગ દિલે,
ભોગવે ન સુખ અંગ, નવ કળાથી ખિલે, દિવ્ય૦ ૧૮
થાય મહા સુખ ને સુશાન્તિ આ પ્રભાતે,
સકળ અલૌકિક કળા બની મહા શી આ તે ! દિવ્ય૦ ૧૯

---

## ભ્રમર.[1]

પૃથ્વી વૃત્ત

સરે કિરણ સાથ દિનકર દૃષ્ટિમર્યાદમાં !
સજે કનકપ્રાન્ત વસ્ત્ર મહીં અભ્ર આહ્લાદમાં !
હસે કુમુદિની શશીપતિક્રીડા તણી આશમાં !
તું ઉઠ પડી શું રહ્યો ભ્રમર પદ્મના પાશમાં ! ૧[2]
કંઇ કિરણભાસ છે ! સરતી શાન્ત સંધ્યા હવે !
થયું ગગન રક્ત જો સકળ આ નિશા સૂચવે !
નમે કમલિની અહા ! કમળમુખ સાશ્રુ બને !
રવિવિરહિણી રડે, મુખ બિડાય, દુ:ખી તને ! ૨[3]

૧ આ કાવ્યમાં ભ્રમરદ્વારાએ કામાન્ધ પુરૂષને ઉપદેશ દેવામાં આવ્યો છે અન્યોક્તિ અલંકાર છે ૨ સૂર્ય કિરણો સાથે દૃષ્ટિમર્યાદામાં સરી જાય છે, વાદળા આનંદમાં પોતાના વસ્ત્રોમાં સોનેરી કિનારી ધારણ કરે છે, ચંદ્રપતિની સાથે રમવાની આશામાં કુમુદિની-સ્ત્રી સરોવરમાં હસે છે, માટે હે ભ્રમર ! તું ઉઠ, ઉડી જા, કમળના કોશમાં શા માટે પડી રહ્યો છે? ૩ હજુ સૂર્યના કિરણનો પ્રકાશ જણાય છે, શાન્ત સંધ્યા હવે પ્રવેશ કરવા લાગી છે, જો ! આકાશ લાલ થયું છે, આ તમામ દેખાવો 'રાત પડે છે' એવી સૂચના કરે છે. કમલિની નમવા લાગી છે, તેનું કમળમુખ

અરે ભ્રમર ક્યાં સુધી વશીં રહીશ તું પંકજે ?
બની પરિમલાંધ શું દુઃખદ સ્થાન આ ના તજે ?
સુધા ગ્રહીશ કયાં સુધી ? અતિ થયું, પીડા સ્થાનમા !
સરોજ મૃદુ જો અરે સહુ બિડાય લે ધ્યાનમાં ! ૩
મરીશ અવસાનમા, સમજ ભૃંગ તું સાનમાં !
ધરે શિખ નહીં ! કરે હઠ ઘણી તું બેભાનમાં !
અરે ભ્રમર છોડને, સમય જાય છે આ સમે—
અહા કમળ બંધ શું ! ! નયન માંહિ આ શું ભમે ? ૪
ગઇ પળ સરીજ, શી બની દ્વિરેફ તારી દશા ?
મરીશ મહીં અંતમાં, ન ઉપદેશ દિલે વશ્યા;
મહા સુખજ લેશમાં, દુઃખ વિશેષ માહે વસે,
ફસાવી રસપાશમા કમળ પ્રાણ લે આ રસે. ૫

દોહરો

યુવતિકમળની નરભ્રમર તજે ન જો રસવાસ,
કમળ ફસાવી ભ્રમરનો અંતે કરે વિનાશ ૬

---

આંસુથી ભરાય છે, બિચારી સૂર્યવિયોગી કમલિની રડે છે, કમળમુખ સંકોચાય છે અને શરીરે દુઃખી બની રહે છે

૧ અરે ભ્રમર ! કમળમા ક્યા સુધી પડી રહીશ ? તેની સુગંધમા લુબ્ધ બની એ દુઃખદાયક સ્થાનને શા માટે છોડતો નથી ? હવે ઘણુ થયુ, કયા સુધી રસને ગ્રહણ કરીશ ? તે સ્થાને મહા આપદા છે અરે જો ! આ કોમળ કમળ બિડાઇ જાય છે તે ધ્યાનમા લે ૨ છેવટે તુ મરણ પામીશ, માટે હે ભ્રમર ! તુ સાનમા સમજ, તુ બેભાનમા હઠ કરીને મારી શિખામણ માનતો નથી, ભ્રમર ! કમળને છોડી દે, આ વખતે આ પળ જાય છે (આમ છેવટની ઘડી સુધી શિખામણ દેવા છતા ભ્રમર કમળ છોડીને જતો નથી અને છેવટે કમળ બંધ થઈ જાય છે અને ભ્રમર પાશમા પૂરાય છે ) અહા ! કમળ બંધ થયુ ! હવે આ શુ નજરે પડે છે ? ૩ પળ ઉડી ગઈ, હે ભ્રમર ! તારી શી દશા બની ? હવે તુ અંદર મરી જવાનો, પ્રથમ મારો ઉપદેશ તે ન માન્યો આ ઉપરથી સારાંશ એ કે હમેશા થોડા રસમા સુખ સમાયેલુ છે અને અતિશય રસ દુઃખ દાયક છે. રસપાશમા ફસાવીને કમળ ભ્રમરનો પ્રાણ લે છે કુદરતી રીતે

# નદીકિનારે ગાળેલી ચાંદની.

ઇન્દ્રવજ્રા વૃત્ત

ચંદ્રે યુવાની ગગને ખિલાવી! સર્વત્ર કૌમુદી[૧] અતિ જમાવી!
તેજસ્વી આ કિર્ણ કટાક્ષ મારે! ભેદી મને શાન્તિ દિલે પ્રસારે! ૧
વચ્ચે વળી વાદળ કો પધારે! તેથી અધીરાઈ વધે વધારે!
ક્યારે ખસે કે મુખ હું નિહાળું અભ્રે[૨] છુપો તે સરતો હું ભાળું! ૨
આગે તરંગો[૩] નદી આ ઉછાળે! તેથી તરંગો[૪] ઉર થાય ભાળે!
આનંદી મોજા ચળકાટ મારે! શોભાવી ચંદ્રે નદી શી અત્યારે! ૩
શું સૂક્ષ્મ તારાથી પ્રકાશ દેતી આકાશગંગા અહિં આવી વ્હેતી?
કે અપ્સરા કો સજી રત્નસાડી ચાલે ગતિ મંદથી શું અગાડી? ૪[૫]
વા શીત વાસિત શું મદ આવે! વા વાસ સાથે તરૂગુણ લાવે!
રોમાવળિ કો લહરી ખિલાવે! કોને સમો આ નવ રમ્ય ભાવે? ૫
"તુને સરિતા લહરી પીડે છે! તારા પ્રવાહે અતિ તે નડે છે!
જો તે અરે તુંજ તનુ ઉછાળે! દે છે ન શાન્તિ રતિ કોઇ કાળે! ૬[૬]

---

ભ્રમર કમળની વાસમા એટલો બધો રસાધ થાય છે કે કમળ છોડીને જવાની તેની ઈચ્છા થતી નથી કમળ બિડાઇ જવાની તૈયારી કરે છે તો પણ તે ઉડતો નથી અને છેવટે તેમા ફસાઇ જાય છે આ માટે એક સસ્કૃત કવિ લખે છે કે—रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातम् । भास्वानुदेष्यति हसिष्यति पकजश्री । इत्थ विचिन्तयति कोशगते द्विरेफे । हाहन्त हन्त नलिनी गज उज्जहार ॥ ભાવાર્થ —કમળના કોશમા સપડાઇ ગયેલો ભ્રમર વિચાર કરતો હતો કે રાત્રિ જતી રહેશે, પ્રભાત થશે, સૂર્ય ઉગશે અને કમળ ખિલી રહેશે (અર્થાત્ સૂર્ય ઉગશે એટલે કમળ ખિલવાથી હુ છુટો થઈ ઉડી જઇશ) એટલામા તો હાથીએ તે કમળના છોડને ઉખેડીને ફેકી દીધો.

૧ કૌમુદી=ચંદ્રપ્રકાશ, ચાદની ૨ અભ્રે=વાદળામા ૩ તરંગો=મોજા ૪ તરંગો=વિચાર ૫ નદીમા મોજાં ઉછળવાથી પાણી ચંદ્રના પ્રકાશથી ચળક ચળક થયા કરે છે તે જાણે ઘણા ઝીણા તારાઓથી પ્રકાશ મારતી આકાશગંગા અત્રે આવીને વહેતી જણાય છે કે રત્નજડિત સાડી પહેરીને કોઇ અપ્સરા મદ ગતિથી આગળ ચાલી રહી છે? ૬ પવનલહરીથી નદીને દુ ખ થતુ હશે એવી શકાથી અત્રેથી બે કાવ્યમા નદીને પ્રશ્ન પુછવામા આવે છે.

તે કથ પાસે સરતાંજ ખાળે ! કેવું તને આ અતિ કષ્ટ આલે ? !
કેવી રીતે તું નદી દિન ગાળે ? તે તું ત્વરિતા વદ સર્વ વ્હાલે !" ૭

"ભાઈ ! જરી ના લહરી અરિ[1] છે ! આનદી મારી ગમતી સખી છે !
તેના વિના શાન્ત સ્થિતિ વિશેષ ! આનદ ભાસે હૃદયે ન લેશ ! ૮[2]

ચાલું સખા વિણ ઉદાસ મુખે ! રાત્રિદિને હું રહુ ગર્ક દુ.ખે !
મુખે વિયોગે નવ હાસ્ય આવે, સંસારલીલા મનને ન ભ'વે ! ૯

સામી મળે કે બનું હર્ષઘેલી ! ભેટુ સખીથી ગતિ મદ મેલી !
તીણુ સ્વરે ગાઇ ખુશીથી ચાલું ! સગે રમી હુ સુખ માહિ મ્હાલું !૧૦[3]

સ્પર્શી શરીરે પુલકો ખિલાવે ! ભારે તરગો હૃદયે ઉઠાવે !
સૌ લ્હેર મારી લહરી કરાવે ! ના દુ ખ સ્વપ્ને રતિ ઉપજાવે ! ૧૧

ભાઈ ! પતિ પાસ જતાં ન ખાળે ! કિન્તુ કરે મશ્કરી મારી વ્હાલે !
ત્યાં હું વ્રીડાથી[4] જરી નીચુ ભાળુ ! તોડી પછી શર્મ તહિંથીચાલું !૧૨[5]

કોઇ સમે તે મુજ સાથ ચાલે ! મારી ગતિમા અતિ શક્તિ આલે !
પોતે હસાવે અતિશે રમાડે ! આવી રીતે સુખ સખી પમાડે."૧૩

"ટાળી સરિતા સહુ મારી ભ્રાન્તિ, દિલે પ્રકાશે અતિશાન્તિ શાન્તિ."
રે રે અહા ભેરવસાદ આવે !! કયાથી અહા ગીત અનિલ[6] લાવે ? ૧૪[7]

---

૧ અરિ=શત્રુ ૨ અત્રેથી છ કાવ્યમા નદી ઉપરના પ્રશ્નના પ્રત્યુત્તર આપી શંકાનુ સમાધાન કરે છે ૩ નદીના પ્રવાહ સામે પવન આવવાથી તરગો વધારે ઉછળે છે તે જાણે નદી પોતાની લહરીસખીને સામી મળી આલિગન કરતી જણાય છે આવી રીતે જ્યારે પવનની લહરી જરા જોરથી વહે છે ત્યારે કાઈ સરરર જેવો અવાજ થાય છે તે જાણે ઝીણા સ્વરે નદી ગાન કરતી હોય તેવો ભાસ છે ૪ વ્રીડા=લજ્જા, શરમ ૫ કોઇ પ્રસગે પવનનો સપાટો એકદમ પ્રવાહ સામે એવો આવે છે કે પ્રવાહની સપાટી ઉપરના તરગો જરા અટકી પડતાં હોય તેવુ લાગે છે, આથી જાણે પોતાના સમુદ્રપતિને મળવા જતી નદીની પવનલહરી સામી મળી મશ્કરી કરે છે, જેથી નદી લજ્જાથી શરમાઇ જરા નીચુ જુએ છે અને પછી જરા શરમ તોડીને ચાલતી થાય છે ૬ અનિલ=પવન ૭ ઉપર પ્રમાણે નદીનો પ્રત્યુ-

ક્યાં હું તપાસું ? અહિં ક્યાં નિહાળું ? દૃષ્ટિ ફરે કિન્તુ ન ક્યાંહિ ભાળુ !
દિસે હવા આ ભરપૂર ગાને ! ભાસે અહા લોપ શું વૃક્ષસ્થાને! ૧૫
આનંદ પામે અતિ કર્ણ ભારે ! કિન્તુ નહીં લોચન સ્થિર ઠારે !
ઉંચે ન ક્યાંહિ, શુ ચકોર હા હા ! કેવું ધસે ચદ્ર ભણી અહાહા!૧૬[1]
"આકાશમાં ક્યાં તુ ચકોર ભાસે ? પ્રિયા તજી શું શશી પાસ નાસે ?
સુધાકરે સ્ત્રીથીઅતિશુભાળ્યું?વ્હાલીભણી તે ન જરીનિહાળ્યું!"૧૭[2]
હા હા તહિંથી ધ્વનિ કાંઈ આવે, ત્યાથી કઇ શબ્દ સમીર[3] લાવે !
રીઝે અતિ કર્ણ મધુર સાદે ! શુ શુ કહે છે સહુ સુણવાદે ! ૧૮[4]
"તુ માનવી શીખ મને શું આલે ? વિચારી લે તો અહિ તુ ન મ્હાલે !
મોહિની શી છે સરિતાકિનારે પ્રિયા તજી આંહિ ઠર્યો અત્યારે?"૧૯[5]
રે આ અહા કેવી ચકોરવાણી ! છે ધન્ય વાણી અતિ શાણી જાણી !
પખી ! મહા સુખની શીખ માની ! ચાલું હવે ઘેર ઉમગ આણી !૨૦

---

ત્તર મળવાથી શકાનુ સમાધાન થાય છે એટલામા ભેરવપક્ષીનો સાદ કાને પડવાથી લક્ષ બદલાઇ તે તરફ જાય છે અને તે કયા બોલે છે તેના વિચારો ઉત્પન્ન થાય છે ૧ ભેરવનો તપાસ કરવા માટે આકાશમા દૃષ્ટિ કરવામા આવે છે તો ભેરવ દૃષ્ટિએ નહી પડતા ચકોરપક્ષી નજરે પડે છે ૨ ચકોરને સ્વાભાવિક રીતે અધિકાધિક પ્રિય ચદ્ર છે, રાત્રે ચદ્રને દેખીને આનદમા એટલુ બધુ ગર્ક થાય છે કે પોતાની સ્ત્રી તજી ચદ્ર ભણી પોતાની પાખો ચાલી શકે ત્યા સુધી ઉડ્યા કરે છે ચકોરને ચંદ્ર ભણી ઉડતુ દેખી તેના પ્રત્યે પ્રશ્ન કરવામા આવે છે કે "હે ચકોર ! તુ તારી સ્ત્રી છોડીને ચદ્રની પાસે શુ દોડે છે ? સ્ત્રી કરતા ચદ્રમાં શુ વધારે દેખ્યુ ? સ્ત્રી પ્રત્યે જરા પણ નજર રાખી નહી ! ૩ સમીર=પવન ૪ એટલામા વાતાવરણમાથી કાઈક શબ્દ કાને પડે છે તે જાણે ચકોર પક્ષી ઉપરના પ્રશ્નનો ઉત્તર આપતુ હોય તેવી ઉત્પ્રેક્ષા છે ૫ ચકોર પ્રશ્નનો જવાબ વાળે છે કે "હે માનવી ! તુ વળી મને શું શિખામણ આપે છે ? તારામાજ જો સમજણ હોય તો તુજ અત્રે બેશી રહે નહી! આ નદીકિનારે એવી શી મોહિની છે કે તુ તારી સ્ત્રી છોડીને આ નદીકિનારે અત્યારે બેઠો છે ?"

## અનિલલહરી.[1]

( ગરબી–આસો માસો શરદ –એ રાહ )

પૂર્ણુ સ્વછંદી દિસે છે તું લહરીરમા !
રાખે છે ન તમા[2] કોની દિનનિશ જો,
જ્યાં ફાવે ત્યાં તું રમી આવે ભાવથી,
માર્ગ મળે છે વિશ્વ વિશે દશ દિશ જો, પૂર્ણુ૦ ૧
હોય રમ્ય ઉદ્યાન પ્રફુલ્લિત શોભતી,
પામે છે જ્યાં રંગિન પુષ્પ વિકાસ જો,
વેલિ લતા જ્યાં એક બીજાને ભેટતી,
ત્યાં તુ તેમની સંગે રમતી રાસ જો, પૂર્ણુ૦ ૨
રચના રમ્ય પ્રકારે અદ્દ્ભુત જ્યાં દિસે,
કરતાં સ્પર્શ જરા નરને ડર થાય જો,
ત્યાં તું ધસે છે, રાખે નવ ડર લેશ તુ,
કોઇ પુછે નવ તુજને જ્યાં તુ જાય જો, પૂર્ણુ૦ ૩[3]

---

૧ જેવી રીતે વેશ્યા સ્ત્રી હમેશા મનસ્વીપણે વર્તે છે, જ્યા ફાવે ત્યા જાય છે, દરેક પુરૂષને સ્પર્શે છે, પ્રેમરસ ચખાડે છે, વિલાસ કરાવે છે, ગાયન સભળાવે છે, મરજી આવે ત્યાં સ્વછદપણે રમવા જાય છે, કદાચ રીસાય છે તો હેરાન કરે છે, તેવી રીતે પવનલહરી છુટથી વહે છે, દરેક સ્થળે પ્રવેશ કરે છે, દરેક વસ્તુને સ્પર્શે છે, પુષ્પ વીગેરે સુગંધિદાર વસ્તુઓને સ્પર્શી સુગધ પમાડી આનદ આપે છે, ગાયનના સ્વરના ધ્વનિ શ્રવણ કરાવે છે, કદાચ જોરથી વહે છે તો ત્રાસ આપે છે, આ પ્રમાણે પવનલહરીના અને વેશ્યા સ્ત્રીના ઘણાક લક્ષણો સમાન જણાયાથી અનિલલહરીને વેશ્યાસ્ત્રીરૂપે કલ્પી વર્ણન કરવામા આવ્યુ છે. ઉપમા અલંકાર છે અનિલલહરી=પવનની લહેર ૨ તમા=દરકાર ૩ જે સ્થળે કાઈ અદ્દ્ભુત વિચિત્ર પ્રકારની રમ્ય રચના બની રહી હોય કે જ્યાં પુરૂષજાતિને પણ પ્રવેશ કરી જરા અડવાને પણ ડર લાગે છે તેવા કઠણ સ્થળે પણ તુ જાય છે, જરા પણ ડરતી નથી; જ્યા તુ જાય છે ત્યા તને કોઇ પણ પુછતુ નથી

રમત કરી વિધ વિધ પ્રકારે ચાલતી,
પામે છે રસ સર્વ તરૂનો આમ જો;
સામાન્યા[1] તુ ભાસે છે લહરી રમા !
પ્રેમ તણા તારા છે અગણિત ઠામ જો, પૂર્ણું૦ ૪
તારા યાર તણો નવ પાર મળે જરા,
પુષ્પ મળ્યું જ્યાં એકજ તો તું જાય જો,
ભોળવી પ્રેમ લઇને પાછી ચાલતી,
સ્નેહ સજડ નવ કોઇથી તવ સધાય જો, પૂર્ણું૦ ૫
સ્વરૂપ મહા છે અકળિત તારૂ સર્વથા,
દિસે નવ પણ સ્પર્શે ગ્રહી ભુજબાથ જો,
પ્રેમ ચખાડે અદ્‌ભુત રીતે સર્વદા,
શરમ ધરે નવ તું કોઇની સાથ જો, પૂર્ણું૦ ૬
પુલકિત[2] કરતી વાસ પમાડી વૃક્ષની,
અશક્તને તું શક્તિ આપે સાર જો,
રંક રાયને સમ ગણુનારી સર્વદા,
પક્ષ કરે નવ કોઈ તણો તલભાર જો, પૂર્ણું૦ ૭[3]
ગાનસુધા તું અર્પે ઉભય કાનને,
જાણે સંગીતશાસ્ત્ર રસિક તમામ જો,
શરદ વસંતે શાન્ત બની તું મ્હાલતી,
દમ્પતીમાં તું જાગૃત કરતી કામ જો, પૂર્ણું૦ ૮

---

૧ સામાન્યા=વેશ્યા સ્ત્રી, ગણિકા ૨ પુલકિત=રોમાચિત ૩ "વૃક્ષોની વાસ પમાડીને અગમા આનદ ઉત્પન્ન કરી રોમાચિત કરે છે, અશક્ત માણસોને શક્તિ આપે છે, આ બાબતમા તુ હમેશા રાજા અને રંકને સરખા ગણે છે, કોઇનો જરા પણ પક્ષ કરતી નથી" વેશ્યા સ્ત્રી પૈસાની સગી હોય છે, પૈસા આપનાર રાજા હોય કે પછી રક હોય, જે પૈસા આપે તેની તે સ્ત્રી બની પ્રેમરસ આપે છે, તેજ પ્રમાણે સુંદર બાગ અગર જંગલમા જઈ જે માણસ હવા ખાવા જાય છે તેને પવનલહરી વનસ્પતીનો રસ પમાડી આનદ આપે છે પછી ફરવા જનાર ભલે રાજા હોય કે રક હોય, કોઇનો તે પક્ષ કરતી નથી.

સરિતાને પણ ચુંબન કરતી ચાલતી,
સમુદ્રને કયાં છોડે છે તું અલ્પ જો,
સંગ રમીને ઘેલો કરતી તરંગથી,
ખ્યાલે તુજ ખુબી નવ આવે સ્વલ્પ જો, પૂર્ણ૦ ૯
રીઝે છે તો હર્ષ પમાડે આમ તું,
ખીજે તો તું કરતી ત્રાસ અપાર જો,
રીસે રજ નાખે છે નયને લોકની,
ગર્વ ઉતારે અંધ કરી નરનાર જો, પૂર્ણ૦ ૧૦[1]
રીસ કરીશ કદી નવ તું લહરી રમા,
સદા રહો તું રમતી હસતી મંદ જો,
જેથી સર્વ સ્થળે નિશદિવસ વિશ્વમાં,
શાન્તિ પમાય મહા સુખ સુધાનંદ જો, પૂર્ણ૦ ૧૧

## વૃષ્ટિસમયનો સાંજનો વંટોળીઓ.[2]

વસંતતિલકા વૃત્ત

આ સૌ દૃગે ગગન માહિં વિલોકવાથી
પાણી વળે નયન માંહિં વિશેષ વાથી,
તોફાન આ ગગનમાં પવને જગાવ્યું,
જાણે જગે જબર જોરથી જુદ્ધ જાગ્યું! ૧

૧ જ્યારે તુ રીઝે છે ત્યારે આ પ્રમાણે હર્ષ પમાડે છે અને જ્યારે ખીજે છે ત્યારે રીસમા ધૂળ ઉડાડી લોકોની આખમા નાખી આધળા જેવા કરી નીચું જોવરાવે છે વેશ્યા સ્ત્રી જ્યારે રીઝમા હોય છે ત્યારે તમામ રીતે હાવભાવથી વિલાસ કરાવે છે પરતુ જ્યારે ખીજે છે અને નાખુશ થાય છે ત્યારે છળભેદથી પ્રપચ કરી લોકોની આખમા ધૂળ નાખી તમામને આધળા કરી મોટા મોટા લોકોનો પણ ગર્વ ઉતારે છે.

૨ વર્ષારૂતુની શરૂઆતના સાજના મોટા વટોળીઆનુ આ વર્ણન છે પવનનું એવું જબરૂ તોફાન થાય છે કે આકાશ તમામ રેતથી છવાઇ જાય છે અને ધૂળકોટ બની રહે છે, કઈ પણ દેખાતુ નથી, માણસ વીગેરે જ્યા ને ત્યા આખો મીચીને ઉભા રહે છે જ્યારે આવા વટોળીઆની

વાયુ બહુ સબળ વાય વિનાશકારી,
શું વ્યોમસિંહ તણી સ્વારી સહુ પધારી?!
વૃક્ષો મહા સબળ સર્વ વહી હલાવે,
શું ભોમસિંહભૂપના ભટને[1] ધ્રૂજાવે, ૨
નીચે નમાવી બળ આણી વિનાશ વાળે,
શું માર મારી ભટને અરિ મૃત્યુ આલે!
વાસો[2] પટોપટ[3] પડે પવનેથી નીચે,
ભાગે શું ભોમભૂપના ભુવનો[4] અરિ તે! ૩
આકાશમાં રજ ઉડે, બની કેવી ઘેલી?
વેરી વિલોકી ધસી શું ભૂમિવાસ મેલી!
ઘૂમી ઘૂમી ઘણી ઘણી ગગને ચડે છે,
સર્વત્રથી સબળ સૈન્ય શું તે સજે છે?! ૪
ધૂળે બધી ધરણીનેજ જગાવી દીધી,
શું ભોમસિંહભૂપની સજ સ્વારી કીધી,
ઘૂમે ઘણીજ ઘુઘવાટથી જોરનિધિ,
આણી બહુ બળ કરે બધી બાજી લીધી.[5] ૫

---

શરૂઆત થાય છે ત્યારે દૂરથી ધૂળના વાદળા ડુગર જેવા આવતા દેખાય છે અને પછી ધૂળથી ઘેરી નાખે છે, તદન અધારૂ છવાઈ જાય છે આવું તોફાન પવન બધ પડવાથી અગર વરસાદ આવવાથી શાત થાય છે આ કાવ્યમા વટોળીઆની એક મોટા યુદ્ધ તરીકે કલ્પના કરી છે અને વ્યોમ અર્થાત્ આકાશ અને ભોમ અર્થાત્ ભૂમિ એ રીતે બન્ને રાજાઓ કલ્પવામા આવ્યા છે વ્યોમને વ્યોમસિંહ તરીકે અને ભોમને ભોમસિંહ તરીકે ઓળખાવવામા આવ્યા છે વ્યોમસિંહ પોતાના લશ્કર તરીકે પવન અને વરસાદથી, અને ભોમસિંહ પોતાના લશ્કર તરીકે ધૂળથી, એક બીજા સાથે યુદ્ધ કરે છે; શરૂઆતમા તો ભોમસિંહ વ્યોમસિંહને હરાવે છે પરતુ એટલામા વ્યોમસિંહને મેઘરાજાની મદદ મળવાથી તેનું બળ વધે છે અને જળસ્વારીના લશ્કરના બળથી ભોમસિંહને સખત હાર ખવરાવે છે ઉત્પ્રેક્ષારૂપક અલકાર છે ૧ ભટ=યોદ્ધા ૨ વાસો=લોકને રહેવાના ઘર ૩ પટોપટ=પડવાનો ધ્વનિ ૪ ભુવનો=મહેલ, મોટા મકાનો ૫ જાણે ધૂળ બહુ બળ વાપરી હોંશીઆરી બતાવી બધી બાજી પોતાના હાથમા લઇ અર્થાત્ તમામ લશ્કર પોતાની સરદારી નીચે રાખી લડતી હોય એમ જણાય છે

આકાશ કેવું ઘમઘોર તિમિર પાડે!
ઘેરાયુ શુ ગગન તોપ તણા ધુમાડે?!
જોતા જરા ગગનભાસ ઉંચે જણાયે,
ફેલાવી ફોજ સઘળી તહિ દિવ માંહે! ૬
કોઇ જગે રજ ન ઉંચ જગે જડે છે,
નીચી જગે કંઈ જમાવ કરી પડે છે,
સૌ શૂરવીર શૅારથી રણમાં લડે છે,
ને બાયલા બીકણ ઘેર પડી રહે છે. ૭[1]
સ્વારી પધારી, નભ અભ્ર થકી છવાયું,
દૃષ્ટિ પરે પડતું તે દિવને છુપાવ્યું,
શુ ભોમસિહભૂપના ભટ ભાળી ભારી
વ્યોમે કીધો કઠણ કોટ વિનાશકારી. ૮
વાયુ વિના અવર કો લડવા ન આવે,
બેશી રહે બીકણ કાયર કોટ માંહે;
આદિત્ય[2] ઉષ્ણ અતિ ઉજ્જવળ અસ્ત પામ્યો,
નાઠો નિહાળી બળ ભોમ તણા શૅારામાં. ૯
લાગે જુઓ શીતળતા કંઈ વાયુ માહે,
બિંદુ કંઈ જળ તણાં પડતાં જણાયે.
જાણે રવિ નમી પડ્યો જઈ મેઘ પાસ,
ને મોકલાવી મદદે જળસ્વારી ખાસ! ૧૦[3]

---

૧ જ્યારે સખત પવન અગર આવો વંટાળીઓ થાય છે ત્યારે પૃથ્વીની સપાટી ઉપરની અને ઉચી જગો ઉપરની તમામ ધૂળ સાફ થઈ ઉચી ચડે છે અને ખાડાવાળી જગોએ તપાસ કરતા ધૂળ રહી જાય છે કારણ કે ખાડાના લીધે પવન લાગી શકતો નથી, તેથી જાણે શૂરવીર માણસો બહાર લડાઈમા લડવા નીકળી પડે છે અને બાયલા તથા બ્હીકણ માણસો ઘરમા બેશી રહે છે એવી ઉત્પ્રેક્ષા છે ૨ આદિત્ય=સૂર્ય ૩ સૂર્ય અસ્ત થયો, વૃષ્ટિની તૈયારી થતા થડો પવન આવવા લાગ્યો અને વરસાદના ફોરા પડવા લાગ્યા, તે જાણે વ્યોમસિહની હાર થશે એમ ધારી સૂર્ય મેઘરાજાની પાસે જઈ નમી પડી વિનતી કરી મદદમાં મેઘરાજા પાસેથી જળસ્વારી મોકલાવી હોય એમ લાગે છે

ધીમે ધીમે રજ બધી ધરણી ઠરે છે.
શું ભોમસિંહ ડરથી બળ ખેંચી લે છે? ![1]
પાણી સરે ગગનથી, નવ બાકી રાખે,
છુટ્યાં શું તીર તહિંથી? ભૂમિ છેદી નાખે. ૧૧
વિદ્યુત થાય ગગને, વળી મેઘ ગાજે,
ભૂમિ ધ્રુજાવી મુકી તોપ તણા અવાજે!
પાણી મહીં ધૂળ બધી ભમતી તણાઈ,
સ્વાધીન શું કરી લીધા ભૂમિના સિપાઈ?! ૧૨
તોફાન શાન્ત થયું, મેળવી જીત વ્યોમે,
અંતે લડી સખત મેળવી હાર ભોમે;
સંગ્રામ આમ દુ:ખદાયી, પ્રજા ન જપે,
શાન્તિ મહા સુખ અખંડ સુલેહ સપે. ૧૩

## વૃષ્ટિસમયની ચંદા.[2]

શિખરિણી વૃત્ત

દિવે ચન્દ્રિકા આ ઝગ ઝગી રહી છે અહિં તહિં!
અહા આનંદી શી! દૃગ રીઝવતી શી ખિલી રહી!
અરે! આ ક્યાં આવે ઘન કંઇક વચ્ચે દિવ મહીં!
દુભાવે તર્કોને નયન ધીર રાખે રતિ નહીં. ૧

---

૧ વરસાદ શરૂ થવાથી સ્વાભાવિક રીતે ધૂળ ઉડતી બંધ થાય છે અને ઉડેલી ધૂળ નીચે બેસવા લાગે છે, તે જાણે જળસ્વારીના બળથી ડર પામીને ભોમસિંહ પોતાનુ બળ પાછુ ખેંચી લેતો હોય એવી ઉત્પ્રેક્ષા છે

૨ ચદ્રે પોતાનુ તેજ ફેલાવ્યુ છે, ગગનમા વાદળા દોડાદોડ કરી વૃષ્ટિની તૈયારી કરે છે, તેવા સમયે નાયક રમ્ય સ્થાને ઉભો રહી પ્રકાશથી આનદ પામી ઉચી નજર નાખી કહે છે "આકાશમા તેમજ અત્રે સર્વત્ર ચાદની પ્રકાશી રહી છે! કેવી આનદી અને ચક્ષુને તલ્લીન કરતી ખિલી રહી છે! પણ અરે, આવા રમ્ય સમયે વાદળ વચ્ચે આકાશમા ક્યાથી આવે છે? મારા ઉછળતા તરગોને અટકાવી ખિન્ન કરે છે, અને નયન અધીરાં બને છે" આ શબ્દો નાયકનો વાદળ પ્રત્યે ઉત્પન્ન થયેલો ધિક્કાર દર્શાવી આપે છે

અરે ચદા મુગ્ધા! શિદ અધિક લજ્જા દિલ ધરી
નિહાળે તું નીચુ વસન કરથી આવરી જરી?
બતાવી દે તારૂ મુખ કરલતાને દૂર કરી!
અતિ આનદે તું ખિલવ હસતું આનન કરી! ૨[1]
અરે શાને લાજે? રમણીય તરૂણી! તું રમણી
વ્રીડાથી આ પીડા કર થકી ગ્રહે છે શિદ ઘણી?!
હઠીલી તન્વગી સખીશિખથી આવી અહિ બની?
પછી કે શુ તારી અકળિત ખુબી મુગ્ધ વયની? ૩[2]
અરે આ શુ જોતા ઘન ગગન માહે બહુ ભમે!
સહુ સાથે સ્પર્શી રમત અતિશે વાદળ રમે.
કહા ચદા નાઠી મધુરી અધીરો તું કરી મને?
તપાસુ ક્યા શોધુ? મમ શરમ આવી શું ન તને?! ૪[3]

૧ ચદાને (ચદ્રને) મુગ્ધા સ્વીયા અર્થાત્ પોતાની નવોઢા સ્ત્રી તરીકે કલ્પી છે અને નાયક પતિરૂપે છે જે સમે વાદળ વચ્ચે આવે છે ત્યારે નાયક એકદમ બોલી ઉઠે છે "અરે ચદા મુગ્ધા! તુ આટલી બધી શરમાઈ જઈ આ તારા હસ્તવડે મુખ ઉપર વસ્ત્ર ઢાકી શા માટે નીચુ જુએ છે? ચદા! હસ્તો દૂર કરી સામુ જો, અને તારા હસતા મુખને આનદથી વિકાસિત કર" ૨ "હે લલિત પ્રમદા! શા માટે લજવાય છે? તુ મારી રમણી છે અર્થાત્ તુ મારી સ્ત્રી થઇ ચુકી છે ને સદાની મારીજ છે, તુ તારા હાથેજ લજ્જાથી આવી શોકજનક પીડા કમ ગ્રહણ કરે છે? હે હઠીલી કોમળ સ્ત્રી! આ તને તારી સખીએ શિખવ્યુ છે કે આ મુગ્ધાવસ્થાનીજ ખુબી જણાઇ આવે છે?" મુગ્ધાવસ્થામા નવી યુવાની, કોમળતા, મદનવિકારની શરૂઆત, રતિમા વક્રતા અને અત્યત લજ્જા એ મુખ્ય લક્ષણો સ્ત્રીઓમા જોવામા આવે છે, અત્યત લજ્જા અને કામળતાના લીધે પતિના સમાગમથી ડરે છે, નજર નહી જોડતા નીચુ જુએ છે અને નહી બોલતા શાત રહે છે, અને અનુકૂળ પ્રસગ જણાતા દૂર પણ ખસે છે આ કાવ્યમા ચદાને આવી મુગ્ધા સ્ત્રી કલ્પીને વર્ણન કરવામાં આવ્યુ છે ૩ આવી રીતે નાયિકા પ્રત્યે કહેતો નાયક આકાશમાં ઘનસ્વારી પધારવાથી ચકિત બની કહે છે "અરે આ શુ? આકાશમા વાદળા ઘણા ભમે છે એક બીજાનો સ્પર્શ કરી દોડ્યા કરે છે! પરતુ અરે! મને આમ અધીરો કરીને મારી ચદા કયા નાઠી? કયા તપાસ કરૂ? ચદા! મારી તને જરા પણ શરમ ન આવી?"

અરે જા જા મુગ્ધા! વસન થકી શુ આવર્યું તનુ!
ન સામુ નિહાળ્યુ! અધર મમ રાખ્યુ મન ઘાગું;
ઉમગે આવ્યો હુ તુજ નિકટ તારાથી રમવા!
નહીં થોભી તુ તો રતિ થકી હસાવા મલકવા. ૫[1]
પડ્યા શોકે છુટા હૃદય ભીડવા આતુર કરો!
સુધાભોગી મારા તવ વગર નિસ્તેજ અધરો!
અરે! આ શું અભ્રો દિવ મહી પ્રસારે તિમિરને
શુ હું આ દેખું છુ? શુધિ હૃદય છે કે નથી મને?! ૬[2]
પડ્યો શું સ્વપ્ને કે શયન મહી તર્કે ભટકતો?!
અહા! કેવું ભાસે તિમિર અતિ જ્યા ભાસ ચકતો!!
વ્હીલો મુકી અભ્રે સરર સરી ચદા નવ નવી!
ઉઠી ચાલી મુગ્ધા શિદ અધિક રીસાઈ રીસવી?! ૭[3]
વળી આ શું આવે જળ સરતુ આવું ગગનથી!
આતશે સર્વાંગે પુલકિત કરે છે! ગમ નથી!
ખશી કૌમુદી ને તિમિર નીર આ શુ બની રહ્યું!
અહિ આ અત્યારે ફરફર ખરે કે શુ હુ લહુ? ૮[4]

---

૧ "અરે જા જા ધિક્કાર છે મુગ્ધા! છેવટે તે તારૂ સર્વ અગ ઘનપટથી સતાડી દીધુ! મારૂ હૃદય અધર રાખી ફરી મારા સામુ પણ ન જોયુ! હુ તારી સાથે રમવાને અત્રે આનદથી આવ્યો પરતુ રતિમય હાસ્ય કરવા તુ તો ઠરીજ નહી! ચાલી ગઈ!" ૨ "મારા હસ્તો જે તને આલિગન કરવા તત્પર થઈ રહ્યા હતા તે છુટા પડી સખેદ બની રહ્યા છે, તારા કપોલના રસનુ પાન કરનાર મારા અધરો તારા વિના નિસ્તેજ છે" તેવામા નાયકનુ ધ્યાન અધકાર તરફ જવાથી તે કહે છે "અહાહા! વાદળાથી ગગન ઘમઘોર બન્યુ છે! અધકાર ફેલાય છે! અરે! મને આ શો ભાસ થાય છે? હૃદયમા શુદ્ધિ છે કે નહી?" ૩ "અરે! હુ સ્વપ્નાધીન છુ કે શય્યામા સુતેલો તર્કમા ગર્ક છુ? દેખાવ શો દૃષ્ટિએ ચડે છે? જ્યા શ્વેત આભાસ જણાતો હતો ત્યાં અધકાર શિવાય કઈ નથી આ અધકાર શુ ચદાના જવાથીજ? હે ચદા! મને અત્રે વ્હિલો મુકીને તુ અભ્રમાં સરી ગઈ! પોતે રીસાઈ મને રીસવી તુ શા માટે ચાલી ગઈ?" ૪ એટલામા મંદ મદ

અરે! ના ના આ તો નથો નથીજ વૃષ્ટિ જળ તણી !
પડે અશ્રુધારા ઉભય દૃગથી દુઃખથી ઘણી ! !
સરી બેની પાસે નિજ દુઃખ રડી શુ રડી પડી ?!
ભિજાવ્યાં વસ્ત્રોને અધિક ખરવી આંસુની ઝડી ! ૯[1]
અરે ચંદા ! કેવું મન મુકી અતિ રૂદન કરે !
ભિજાયેલાં વસ્ત્રો મહીંથી જળ બિન્દુ ખરખરે !
જરા જોતાં જોતાં જળબળ વધ્યું, શું જળ સરે !
વહે કેવું અત્રે નીર પડતું ભૂમિતલ પરે ! ૧૦[2]
રહે છાની વ્હાલી નીર ખુટી જશે તુજ નયને,
કહ્યું તુ ના માને અધિક મુખથી શુ વદું તને !
હજુએ ના માને, હઠીલી તુજ કેવી હઠ વડી !
હવે ના બોલાવું રડી રડી તુ ચદા મર રડી. ૧૧[3]

---

વરસાદથી નાયકનું ચિત્ત ફરવાથી તે વિચાર કરે છે "અહા આકાશમાંથી આ બિન્દુ શાના ખરે છે? મારા શરીરના રોમ ખિલાવે છે, અરે આ શુ? ખરે હુ બેભાન છુ ચદા ઉડી ગઈ અને તે જગોએ અધકાર ને પાણી ! અહા ! આ મદ મદ ફરફર આવે છે કે શુ હશે? શો વિચાર કરૂ?"

૧ "ખરેખર આ વરસાદ નથી પરતુ મારી દુ ખયારી ચદાની આંખમાથી ખરતી અશ્રુની ધારાઓ છે ! શુ તે પોતાની બેનપણી પાસે ચુપકીથી સરી જઈ તેની આગળ પોતાનુ દુ ખ દર્શાવી આસુ નાખે છે? આ તેણે રડી રડીને આસુધારાઓ પાડી ઘનવસ્ત્રોને ભીના કીધા છે" ૨ હે મુગ્ધા ! તુ કેવુ અતિશય રૂદન કરે છે કે જેથી તારા ભીંજાયેલા વસ્ત્રોમાથી અશ્રુધારાઓ ચાલી રહી છે !" આમ નાયિકા પ્રત્યે કહેતા નાયક પર જ્યારે વધારે પાણી પડે છે ત્યારે તે બોલે છે " અહો ! ક્ષણવારમાં પાણીનુ બળ વધી ગયુ ! તે કેવુ આકાશમાથી સરે છે અને ભૂમિ ઉપર વહે છે !" ૩ એમ કહી એકદમ જુસ્સામા પ્રવેશ કરી નાયક નાયિકા પ્રત્યે કહેવા લાગ્યો "અરે વ્હાલી મુગ્ધા ચદા ! હવે તુ છાની રહે ! તારી આખમાથી પાણી ખુટી જશે તને આથી વિશેષ શુ કહુ? તુ મારૂ કહ્યુ તો માનતીજ નથી, ને હજુ પણ ક્યા માને છે? આ તારી કેવી હઠીલાઈ? બસ, હવે તને બોલાવુજ નહી ભલે આસુ નાખી રડી મર"

અરે ! આવું કહેતાં ઘનપટથી પાણી પૂર પડે !
ખરે મારા શબ્દો શ્રવણ કરી વ્હાલી બહુ રડે !
કર્યું તેં શું ચંદા ! પળ ખરી મહા સુખની ગઈ !
હવે શાન્તિ ધારૂં બસ કથન એકે કથુ નહીં. ૧૨[1]

---

## મધ્યાહ્ને આકાશદેખાવ.[2]

માલિની વૃત્ત.

સકળ ગગન વચ્ચે ખેલ ખેલાય કેવો !
ચળિત ખચિત જાણે ખેલ આ જગત જેવો !
રજનિદિવસ ભાસે વ્યોમ ના એક રૂપે,
અદભુત ખુબી કેવી આ કીધી જગતભૂપે ? ૧

અખિલ ગગન માંહે અભ્ર દેખાવ દે છે,
સહુ શું ઉદધિ[3] મધ્યે શોભતા દ્વીપ તે છે ? !
કંઈ કંઈ નીલવર્ણા એક બીજા પરે છે,
દ્વીપ પર ગિરિ મોટા દૃષ્ટિએ શું પડે છે ? ! ૨[4]

---

૧ આવું બોલતાં એકદમ વૃષ્ટિનું બળ વધ્યું તે દેખી નાયક ઉત્પ્રેક્ષા કરે છે કે "ખરેખર આવા મારા કઠોર શબ્દો સાંભળીને તે હઠીલી ચંદાએ પૂરપાટ રૂદન શરૂ કર્યું છે જેથી ભીંજાયેલાં ઘનપટમાંથી અતિશય પાણી વરસ્યા કરે છે. હે મુગ્ધ બાળા ! તે આ શું કર્યું ? મારી ખરી આનદની પળ ઉડી ગઈ, બસ, હવેથી તને એક પણ શબ્દ કહીશ નહી"

૨ હેમન્તઋતુના મધ્યાહ્નસમયના આકાશનો દેખાવ છે; મધ્યાહ્નસમયે જ્યારે જ્યારે પૃથક્ પૃથક્ વાદળાં આકાશમાં છવાય છે ત્યારે ત્યારે પૃથ્વીનો આબેહુબ ચિતાર બની રહે છે, તે પરથી આકાશની મહાસાગરરૂપે અને વાદળાંના સમૂહની જમીનના મોટા ખડો તરીકે કલ્પના કરી પૃથ્વી ઉપરના જુદા જુદા દેખાવોની ઉત્પ્રેક્ષા કરી વર્ણન કરવામાં આવ્યું છે. ૩ ઉદધિ=મહાસાગર. ૪ જ્યારે વાદળાં એક બીજા ઉપર ચડી ગાઢ બને છે ત્યારે શ્યામ વર્ણ ધારણ કરે છે તે જાણે દ્વીપ ઉપર પર્વતો હોય તેવો ભાસ થાય છે.

જરી જરી ઘન વચ્ચે દિવ દેખાવ દે છે!
સરવર જળ કેરાં શું ભરેલાં દિસે છે?!
વિવિધ ગગનરેષા લાંબી કોઇ જગે છે!
ગિરિ થકી નિકળેલી શું સરિતા વહે છે?! ૩[1]
નિરખી નિરખી નેત્રે થાય આનંદ અંગે!
અકળિત રચના છે, છે અલૌકિક રંગે!
વળી કઇં કઇં ઠામે અભ્ર ભેગાં છવાય,
રમણીય અતિ મોટા ખંડ તે શુ જણાય!! ૪
કઈં ઘનગણુ વચ્ચે વાદળી સાંકડી છે,
સરસ સરવ સંયોગીભૂમિ શુ બની છે?!
કઈં ઘનગણુ વચ્ચે વ્યોમકિનારી જોતાં,
સકળ બની રહી સામુદ્રધૂનિ જુઓ ત્યાં?! ૫[2]
અનિલ અખિલ આકાશે કઇં મદ વાય,
પવનબળ થકી તે વાદળાં સૌ તણાય,
મનુજ! જરૂર જાણો જગતમાં તેમ થાય,
વન નગર ગિરિ સૌ કાળચક્રે તણાય! ૬
સ્થિર સ્થિતિ નવ લાગે વાદળાંની લગારે,
જગત મહીં સદા સૌ તેમ અસ્થિર આ રે,
સમ સ્થિતિ ન રહે છે વ્યોમની કોઈ વારે,
નવીન નવીન ભારે વેશ વિચિત્ર ધારે! ૭

૧ કોઇ સ્થળે વાદળામા જરાક આકાશનો ભાગ ઉદા રગનો જણાઇ આવે છે તે જાણે સરોવર પાણીથી ભરેલા હોય તેવો દેખાવ જણાય છે વળી કોઇ સ્થળે વાદળાંના સમૂહમાં જુદી જુદી લાબી વાકી ચુકી આકાશની ઉદા રગની રેષાઓ અર્થાત્ લીટીઓ જણાઇ આવે છે તે જાણે પર્વતમાથી નદીઓ વહેતી હોય તેવુ લાગે છે ૨ બે મોટા વાદળાંના સમૂહ વચ્ચે જ્યારે એક નાની સાકડી વાદળી આવે છે ત્યારે તે વાદળી સયોગીભૂમિ જેવી લાગે છે; તેવીજ રીતે બે મોટા વાદળાના સમૂહ વચ્ચે જ્યારે આકાશની ઉદા રગની કિનારી જણાય છે ત્યારે તે આકાશની કિનારી સામુદ્રધૂનિ જેવી જણાય છે

ઘડી ઘડી બદલાતા વેશ વિશ્વે જણાય,
હરખ દિલગિરી છે, રોગી નિરોગી કાય;
દુ:ખદ વન બને છે નગ્ર જ્યાં સુખકારી!
નગર બની રહે છે હોય જ્યાં રાન ભારી! ૮
ઉજડ રણ બને જ્યાં ગિરિ આવી પડેલા,
નદી સરવર લાગે છે રણો જ્યાં બનેલાં,
નૃપતિ દીન બને છે થાય છે દીન રાજા,
પળ પળ બદલાયે વેશ સૌ આમ ઝાઝા! ૯
અતિશય ગગને આ ભાનુ કેવો પ્રકાશે!
સુખદ જગતરાજા વિશ્વમાં જેમ ભાસે,
સબળ કિરણ નાખી તેજ સર્વત્ર દે છે,
જગપતિ શુ દયાની દૃષ્ટિ પ્રેમે કરે છે?! ૧૦
રજનિ પૂરવ થાયે પશ્ચિમે જેમ નાસે,
જગપતિ વિણ જાણે જગ્ત અંધેર ભાસે!
ચળક ચળક કિર્ણો પશ્ચિમે સૌ સરે છે,
જગતજન જુઓ આ આવતાને નમે છે. ૧૧[૧]
વળી દિનકર વચ્ચે અભ્રની સ્વારી આવે,
સહુ દિનકરનું એ તેજ ત્યાંથી છુપાવે,
કિરણ સકળ તેનાં ના પ્રકાશે જરાએ,
ઈશ જગતની માયાથી જરી ના જણાયે. ૧૨[૨]
શુભ રવિસુખને આ અભ્રસ્વારી તજાવે,
ઈશસ્તુતિરસ માંહે ભંગ માયા પડાવે!

૧ સૂર્યની ગતિ પૂર્વથી પશ્ચિમની હોવાથી પૂર્વ તરફ સ્વાભાવિક રીતે અંધારૂ થતુ જાય છે અને પશ્ચિમ તરફ કિરણો આગળ પ્રસર્યા કરે છે તેથી પશ્ચિમ દિશા તેજસ્વી થતી જણાય છે તે ઉપરથી રાજાના જવાથી રાજ્યમા અંધેર થાય છે અને રાજાના આવવાથી સર્વ સતેજ થાય છે અને પ્રજા આવતાને નમે છે એવી ઉત્પ્રેક્ષા કરી છે. ૨ સૂર્ય ઉપર વાદળ આવવાથી તે જણાતો નથી તેમ ઈશ્વર પણ જગતની માયારૂપ આવરણથી જણાતો નથી

કુદરત! ખુબી તારી કેવી આ સર્વ દિશ!
તુજ ખુબી કળતાં તો જાય હારી કવીશ! ૧૩
પવનબળ ખસેડે અભ્ર વચ્ચેથી જ્યારે,
વિમળ ગગન મધ્યે તેજ આદિત્ય મારે,
સદગુરૂઉપદેશે જગતમોહિની નાસે,
નિરમળ મન માંહે ઈશ ત્યારે પ્રકાશે. ૧૪[1]
ચળિત જગત આવું, છે વૃથા મોહકામ,
નસીહત સહુ આપે વ્યોમદેખાવ આમ,
હૃદય વિમળ રાખો છોડી આ જગતભ્રાન્તિ,
પ્રકટી હૃદય ત્રાતા દે મહા સુખ શાન્તિ. ૧૫

---

## પૂર્ણિમાએ આકાશદેખાવ.[2]

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

દૃષ્ટિએ દૂર દેખતાં દિવ વિષે દેખાવ તે દીપતો,
આધિઅર્ક[3] અધિક ઉષ્ણ ઉર માંહે અસ્ત લાગે થતો!
આકાશે નિરખીજ શીતળ શશી શર્માઈ શું તે ગયો?!
કે શોકાગ્નિ સહુ શશીસલિલથી શું શાંત જલ્દી થયો?![4] ૧
ઉંચે વિમળ વ્યોમ વ્યાપી રહ્યું આ! વિશાળ જોતાં ઘણું!
દિસે વિમળ વ્યોમ કે અમળ આ કાસાર[5] શુ નીરનું?!
વચ્ચે વાદળ છે વિહાર કરતાં[6] વાયાથી વાયુ બહુ,
ચાલે વાદળ કે સરોવરજળે ચાલે તરંગો સહુ?! ૨

---

૧ સૂર્ય અને પૃથ્વીની વચ્ચે આવેલા વાદળાને જ્યારે પવન ખસેડી નાખે છે ત્યારે સૂર્ય પ્રકાશી રહે છે તેમ જગતની માયાનું આવરણ જ્યારે ગુરૂના ઉપદેશથી ખસે છે ત્યારે પરમેશ્વરનું સ્વરૂપ જણાઈ આવે છે.

૨ આકાશની સરોવરરૂપે અને ચદ્રની કમળરૂપે કલ્પના કરી વર્ણન કરવામા આવ્યુ છે ૩ આધિઅર્ક=શોકરૂપી સૂર્ય ૪ આકાશમાં પૂર્ણ પ્રફુલ્લિત ચદ્રને દેખીને શોકરૂપી સૂર્ય અસ્ત થાય છે તે જાણે ચદ્રને દેખીને શરમાઈ ગયો કે પછી શોકરૂપી અગ્નિ ચંદ્રરૂપી પાણીથી શમી ગયો? અર્થાત્ શોક દૂર થયો. ૫ કાસાર=સરોવર, તળાવ. ૬ વિહાર કરતાં=ચાલતાં.

કેવો શીતળ આ શશી ગગનમાં તેજસ્વી સુશોભતો!
ચોરે ચિત્ત ચતુર ચંદ્ર ગગને ચક્ષુ વળી ચોરતો,
દુઃખાદિ દિલથી સહુ દૂર રહે દેખી મહા શીત એ!
આકાશે પ્રફુલિત પૂર્ણ શશી કે પદ્માકરે[1] પદ્મ એ?! ૩
પૂરો પ્રેમ પમાડતો પવન આ શાન્તિ પમાડે વહી,
વાતો વિમળ વાયુ કે કમળની શું વાસ વ્યાપી રહી?!
તારાઓ ચકતા ગ્રહો ચળકતા દેખાવ દે કો સ્થળે,
જાણે કોમળ નાની પદ્મકળિઓ ખિલી રહી છે જળે! ૪
કૌમુદી[2] શીત શ્વેત શાન્ત કરતી વ્યાપી ભૂમિકા પરે,
લજ્જા પામી શું પદ્મપાંસુપટથી[3] કાયા ભૂમિ આવરે![4]
ચાહી ચાહી ચકોર ચિત્ત ગગને ઉડે ઉમગી બની,
જાણે ભાળી સુપદ્મભોગી ભ્રમરો ભાસે જતા તે ભણી! ૫
ચંદ્રિકા[5] તુજ ચદ્ર હે જગતને તૃપ્તિ પમાડે કરે,[6]
સૌ માધુર્ય મધુ સમાન ફળ માંહે કિર્ણમાર્ગે સરે,
ખિલી શર્વરી[7] મંદ હાસ્ય કરતી તારા થકી આનને,[8]
દેજે સર્વ સ્થળે સુધાકર[9] સુધા શાન્તિ મહા સુખને. ૬

---

## અમાવાસ્યાએ આકાશદેખાવ.[10]

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

ભાનુ અસ્ત થયો તિમિર પ્રસર્યું ભૂમિ ભલી ભાળતાં,
ભાનુ કે ગુણી આ ગુરૂ ગગનના ભાસે સ્વધામે જતા?!

---

૧ પદ્માકરે=સરોવરમાં. ૨ કૌમુદી=ચદ્રિકા, ચાદની. ૩ પદ્મપાસુપટથી=કમળની રજથી બનેલા વસ્ત્રથી ૪ આવરે=ઢાકે ભૂમિ ઉપર શાત શ્વેત ચાદની વ્યાપી રહી છે તે જાણે ભૂમિરૂપ સ્ત્રી કમળની રજથી બનેલા વસ્ત્રથી પોતાની કાયા લજ્જા પામીને ઢાંકતી હોય તેવી ઉત્પ્રેક્ષા છે ૫ ચદ્રિકા=કૌમુદી, ચાદની ૬ કરે=કિરણથી ૭ શર્વરી=રાત્રિ ૮ આનને=સુખે ૯ સુધાકર=ચદ્ર. ૧૦ આકાશની નિશાળરૂપે, સૂર્યની ગુરૂરૂપે, અને ગ્રહ તથા તારાઓની વિદ્યાર્થીઓ રૂપે કલ્પના કરી પૂરેપૂરી રાત્રિના દેખાવનું વર્ણન કર્યું છે અને તે અરૂણોદયના છેવટના વર્ણન પરથી સ્પષ્ટ સમજાય છે

પામે વૃદ્ધિ તિમિર મંદ ગતિથી રાત્રિ સરે આ સહી,
જાણે ભાનુગુરૂ વિના સહુ સ્થળે અંધેર શાળા મહીં! ૧
પશ્ચિમે ગ્રહ શુક્રનો ચળકતો દૃષ્ટિ પડે એકલો,
જાણે શુક્ર છકેલ શિષ્ય રમવા ઉમંગથી નિકળ્યો?!
ચાલ્યો સૂર્ય પછાડી મંદ ગતિથી કિર્ણદગે ભેદતો,
શું ભાનુગુરૂની તપાસ કરવા પૂઠે જતો ભાસતો! ૨[1]
આકાશે પરિપૂર્ણ ઉજ્જવળ ધીમે તેજસ્વી તારા થયા,
તારા કે રમવા કુમાર નિકળ્યા?! નિશ્ચિંત સર્વે બન્યા!
કો તેજસ્વી વિશેષ, લેશ, લઘુ કો, મોટા ઘણુંકો વળી,
મોટા કોઈ સમાન નાની વયના વિદ્યાર્થીની મંડળી! ૩[2]
શી તારાગણની રચાઈ રચના?! બુદ્ધિ કહ્યું ના કરે!
આ તારાગણ કે કુમાર રચના શું ખેલની આદરે?!
સૌ આકાર નવા નવા સમૂહમાં, દેખાવ આનંદ દે!
તે તે લાયક ઉપમા નવ જડે, શું મુખ શોભા વદે?! ૪
ચક્રાકાર, ત્રિકોણ, હસ્ત સરખા, પ્રાસાદ દેખાવના,
કો મૃદંગ, પલંગ, બાણ, ગૃહના આકારના છે ઘણા,
હસ્તીદંત સમા, કુરંગશિર, ને કોઈ રથાકારના,
આ તારારચના જ કે રમતના નાના પ્રકારો બન્યા? ૫[3]

---

૧ સૂર્યના અસ્ત થયા પછી શુક્રનો ગ્રહ પશ્ચિમ દિશામાં પ્રકાશ મારતો જણાઈ આવે છે અને કેટલાક વખત પછી તે પણ અસ્ત થાય છે તેની ગતિ એવી છે કે અમુક વખત સુધી સૂર્યાસ્ત પછી તે પશ્ચિમે દેખાય છે, (આ વખતે તેને અંગ્રેજીમાં Evening star સાંજનો તારો કહે છે) અને અમુક વખત સુધી સૂર્યોદય પહેલાં તે પૂર્વમાં દેખાય છે (આ વખતે તેને Morning star સવારનો તારો કહે છે), આ ઉપરથી શુક્ર જાણે ભાનુગુરૂની પાછળ તપાસ કરવાને જતો હોય એવી કલ્પના કરી છે.
૨ તારાઓ સૂર્યના જવાથી તેના તેજની ગેરહાજરીના લીધે પરિપૂર્ણ રીતે પ્રકાશે છે તે જાણે નાના છોકરાઓને રમત ઉપર વધારે પ્રેમ હોવાથી ગુરૂની ગેરહાજરીમાં નિર્ભયપણે છુટા થઈ રમવા માંડે છે એવી ઉત્પ્રેક્ષા છે.
૩ તારામંડળમાં ઘણા ઘણા તારાઓએ જુદા જુદા સમૂહમાં ગોઠવાઈ જુદાં જુદાં રૂપ ધારણ કરેલાં છે તે ઉપરથી ખગોળવેત્તાઓએ આકાર પ્રમાણે

કો તારાગણુ લંબ પુચ્છ સરખુ છે સાગ્ર તે અંતમાં,
જાણે પાછળ એકને પકડવા નાસે સહુ સંગમાં ![1]
વ્યોમે ઉજ્જવળ આ પ્રકાશિત મહા તેજસ્વી મદાકિની ![2]
છે મંદાકિની કે રચેલી નિયમે સામગ્રી શુ કેલિની ? ! ૬
શાન્તે નિશ્ચલ ધ્રૂવ ઉત્તર નભે કેવો હસે છે તહિં !
શું તે ધ્રૂવકુમાર ચોકી કરતો અસ્થિર ઉભો રહી ? !
તારાઓ પડતા ખરી ગગનથી નીચે ત્વરાથી કંઈ !
તારા કે લઘુ બાળકો સરી પડે શુ દાવ ચૂકી જઈ ? ! ૭
હર્ષાનંદથી આનને ચળકતા ! શાન્તિ નથી ધારતા !
નિશ્ચિતે રસરંગકેલિ કરતાં ! આનદમાં મ્હાલતાં !
તારાઓ ગ્રહ સૌ ફરે નિયમથી, તે પંથ છોડે નહીં,
જાણે નિયમને અનુસરી રમે સર્વે કુમારો તહિ ! ૮
પૂર્વે થાય અરૂણ ઉદય જુઓ, તારા ગયા સૌ ડરી,
આકાશે દબી જાય મંદ બનીને આભાસ દેખી ફરી,
તૈયારી બની સૂર્યની, અરૂણ આ છે સૂર્યનો સારથિ ?
"આવે ભાનુગુરૂજી" એમ સૂચવે શું સારથિ દૂરથી ? ૯[3]
કેવા એક બીજા પછી બની રહે નિસ્તેજ તારા સહુ !
જાણે દૂરથી સૂચના સમજીને શાણા બને છે બહુ !
રાત્રિ શાન્ત વહી ગઈ, અકળ આ કેવી કૃતિ વ્યોમની !
આનદી શી બનાવી હે ગગન તે રાત્રિ મહા સુખની ! ૧૦

---

તેમના નામ ચક્ર, ત્રિકોણ, હાથનો પંજો, પ્રાસાદ, મૃદગ, પલગ, બાણ, ગૃહ, હસ્તીદત, કુરગમસ્તક, રથ વીગેરે પાડેલા છે આ આકારો જાણે છોકરાંઓની રમતોના જુદા જુદા પ્રકારો હોય તેવી કલ્પના કરી છે.

૧ પુંછડીઆ તારાનો (Comet) દેખાવ એવો હોય છે કે આગળથી અણી અને પાછળ મોટુ ઝીણા તારાઓનુ બનેલું લાબુ પુછડું હોય છે, આ દેખાવ જાણે એક દોડતા છોકરાને પકડવાને તેની પછવાડે ઘણા છોકરા દોડતા હોય તેવો લાગે છે ૨ મંદાકિની=આકાશગંગા, જેમાં બાર રાશીઓ આવેલી હોય છે. ૩ અરૂણોદય થવાથી સૂર્યના કિરણોના પ્રકાશનો ઘણો ઝાંખો આભાસ આકાશમા જરા જરા જણાયાથી તારાઓનું તેજ

## વસંતપ્રભાત.[1]

રાગ હોરી.

પ્રભુ! આ તે કૃતિ[2] દિવ્ય તારી! પ્રભાતે! પ્રભુ આ તે કૃતિ દિવ્ય તારી!
સખી પ્રિય જોને ભૂમિરંગ આજે! ચિત્ર હૃદય લે વિચારી,
ઋતુ સહુ જગ્તે સુચિત્રો સજાવે, ચિત્રકળા શી વિકારી!!
ભૂમિ આજે ચારૂ ચિતારી! પ્રભુ! આ તે કૃતિ દિવ્ય તારી! ૧
સહુ સહકારે[3] પ્રસારી પ્રભાતે સરસ પ્રભા સુખકારી!
પ્રભાગુણ વાયુ ગ્રહી અગવાસે વાસ પ્રસારી વધારી!
કૃતિ કોની આનંદકારી? પ્રભુ! આ તે કૃતિ દિવ્ય તારી! ૨
હજી રચના આ સખી શું ન સમજી! ખુબી વસંતે વિસ્તારી!
પરિમલભદ્રા[4] વસંતની સખીના સદ્‌ગુણ દર્શાવનારી!
કહે છે 'વસંતી પધારી'![5] પ્રભુ! આ તે કૃતિ દિવ્ય તારી! ૩
બળથી કરંતા તનુ[6] નગ્ન સર્વે વસ્ત્ર તરૂથી ઉતારી
થરથર કંપીત કાયા કરંતા વાયુપ્રવાહો વિદારી,
ખુશી આ વસતે પ્રસારી! પ્રભુ! આ તે કૃતિ દિવ્ય તારી! ૪[7]
નવનવ રંગે કુસુમો વિકાસે! રમ્ય ભૂમિ ખિલનારી!
અધિક ઉમંગે મૃદુ પુષ્પ જાણે ભૂમિરમા[8] હસ્ત ધારી
વધાવે વસંતીકુમારી! પ્રભુ! આ તે કૃતિ દિવ્ય તારી! ૫

---

કમી થવા લાગે છે, સૂર્યની સ્વારીની તૈયારી થવા લાગી છે, આ અરૂણ સૂર્યના રથનો સારથિ જણાય છે અને તે જાણે વિદ્યાર્થીઓને ભાનુગુરૂ આવે છે એવું દૂરથી સૂચન કરતો હોય એવી ઉત્પ્રેક્ષા છે.

૧ વસંતઋતુના આનદી પ્રભાતે સૃષ્ટિસૌંદર્યનુ અવલોકન કરતી બે સખીઓ વસંતનુ વર્ણન કરે છે. ૨ કૃતિ=કાર્ય, રચના. ૩ સહકાર=આંબા. ૪ પરિમલભદ્રા=સુગંધરૂપી સખી. ૫ આંબાના મ્હોરની સુગધ આવે છે તે પરથી વસંતઋતુનું સૂચન થાય છે તે જાણે પરિમલસખી તેની વસંત-સખીના સદ્‌ગુણોને જાહેર કરી કહે છે 'જુઓ વસત પધારે છે' એવી કલ્પના કરી છે. ૬ તનુ=શરીર, અંગ. ૭ શિયાળામાં પાનખર ઋતુમાં કાયાને કંપાવનાર પવનના સપાટા વૃક્ષો પરથી પત્રરૂપી વસ્ત્રોને ઉતારી નાખી વૃક્ષોને નગ્ન કરતા હતા તે પવનના સપાટાને મટાડી દઈ હવે વસતઋતુએ આનંદ ઉત્પન્ન કર્યો છે. ૮ ભૂમિરમા=ભૂમિરૂપી સ્ત્રી.

વેલિ લતાઓ સખી આમ જોને પવન મહીં ઉડનારી !
વસંત પધારી ઉરે એમ જાણી કેશ છુટા મુકનારી !
બની હર્ષથી ઘેલી નારી ! પ્રભુ ! આ તે કૃતિ દિવ્ય તારી ! ૬
ખગગણમુખથી[1] તરૂવૃન્દ માંહે ગાનગીતા ચાલનારી !
ખિલી વન જાણે અહા આવકારે સ્તુતિ કરે છે ઉચારી !
ધ્વનિ ગાનનો ખુશકારી ! પ્રભુ ! આ તે કૃતિ દિવ્ય તારી ! ૭
મનહર લાગે ગગન રક્ત વર્ણું પૂર્વ દિશા બેન મારી !
મહોત્સવ આજે પ્રભાતે કીધો શું કુંકુમ ગગને પ્રસારી[2]
વિલોકી વસતીની સ્વારી ! પ્રભુ ! આ તે કૃતિ દિવ્ય તારી ! ૮
વસંત ! વિલોકું કળા હું શું તારી ! સૌ રીતિ તવ ગુણકારી !
વિધવિધ રૂપે વશી બોધ દે છે ! સુખ મહા આપનારી,
સહુ દુઃખભ્રાન્તિ નિવારી ! પ્રભુ ! આ તે કૃતિ દિવ્ય તારી ! ૯
વિધવિધ આલેખ્યાં ચિત્રો વિભુએ ચિતરી આ ભૂમિ સારી !
સરસ વસંતે પૂરી રંગ[3] ચારૂ ભૂમિછબી શી ઉતારી ! !
કળા કેવી આકર્ષનારી ? ! પ્રભુ ! આ તે કૃતિ દિવ્ય તારી ! ૧૦
ઋતુ ઋતુ જેવા પૂરે રંગ ચિત્રે મૂર્ત્તિજ તેવી થનારી !
કદી સમ જગ્તે કદી એક રૂપે સ્થિતિ નહીં ભાસનારી !
દશા તેવી મારી તમારી ! પ્રભુ ! આ તે કૃતિ દિવ્ય તારી ! ૧૧
ભયભિત, ચારૂ, કદી શુષ્ક, મદા, રગ ભૂમિ પામનારી !
સમજ ! બને છે દશા મારી તારી સર્વના સુખદુઃખકારી,
દિસે કો નહીં નિર્વિકારી[4] ! પ્રભુ ! આ તે કૃતિ દિવ્ય તારી ! ૧૨
કુદરત જગ્તે પ્રકાશી સખી જો દે શિખ સૌ હીતકારી,
સુખદુઃખચિતાર આદર્શે[5] રૂપે દૃષ્ટિ પ્રતિ ધારનારી !
કૃતિથી સહુ જાય હારી ! પ્રભુ આ તે કૃતિ દિવ્ય તારી ! ૧૩

---

૧ ખગગણમુખથી=પક્ષીઓના ટોળાના મુખથી. ૨ કુકુમ ગગને પ્રસારી=આકાશમા કકુ ઉરાડીને. ૩ સરસ વસંતે પૂરી રંગ=વસંતઋતુએ સરસ રંગ પૂરીને. ૪ નિર્વિકારી=અચળ, અસ્થિર. ૫ આદર્શ=દર્પણ

વસંત ! સખી બે પ્રભાનંદ પામ્યાં તવ મૃદુ કુંજે વિહારી,
પ્રિય સખી ! ચાલો મહા સુખ સંગે કાવ્યકુસુમ હાથ ધારી
વધાવો વસંતીકુમારી ! પ્રભુ ! આ તે કૃતિ દિવ્ય તારી ! ૧૪

---

## ચંદ્રપ્રતિબિમ્બ.[1]

હરિણી વૃત્ત

સુખમય અહા રમ્ય સ્થાને દગે સહુ શું ભમે ? !
નજર કરતાં સુખાનંદે પડે મન આ સમે !
નવ કળી હતી સ્વપ્ને કિંચિત્ મનોજ્ઞ ખુબી મહા !
વદન હસતે સગે સગે રમે સખીવૃંદ હા ! ! ૧[2]
ગગનભૂમિનો સ્પર્શી સ્પર્શી સુસગ કરાવતી—
નગઉદધિનો નિજદ્વારે પ્રવાદ ચલાવતી—

---

૧ પવનલહરીમા સુગધ પ્રસારતા વૃક્ષાદિકથી છવાઈ રહેલા અરણ્યમાં નદી મદ મદ તરંગો ઉછાળતી ચાલી રહી છે, ચદ્ર ભૂમિ ઉપર શ્વેત ચાદની પ્રસારી આકાશમા ખિલી રહ્યો છે, અને મદ મદ સુગધિદાર પવનલહરી હૃદયને આનદ આપતી અને શરીરને રોમાચિત કરતી વહ્યા કરે છે, આવા રમ્ય સમયે નાયક નદીકિનારે બેશી સૃષ્ટિસૌદર્યનુ અવલોકન કરે છે. સરિતા, ચદ્રિકા અને લહરી એ ત્રણેની પ્રગલ્ભા અર્થાત્ કામક્રીડામા કુશળ ભરયુવાન સ્રીઓ તરીકે કલ્પના કરી છે ચદ્ર અર્થાત્ ચંદાને મધ્યાવસ્થામાં પ્રવેશ કરવા ઉન્મદ બનતી કુમારી કલ્પી છે; નાયકનુ હૃદય કામરસથી ભીજાવી ત્રણે સખીઓ સગે મળી નાયકને ચદાનો પ્રિય બનાવવા વિધ વિધ પ્રકારે યુક્તિઓ કરી રચના રચે છે ચદા લજ્જાના લીધે આડકતરી રીતે સરિતાદ્વારાએ પોતાનુ પ્રતિબિમ્બ પાડી નાયક સાથે દૃષ્ટિ મેળવી હાસ્ય કરી ચુબન કરે છે એવો ભાસ છે આ ત્રણે સખીઓ પોતાની કુવારી સખી ચદાને નાયકની પ્રિયા બનાવવાની યુક્તિમાં સફળ થાય છે.

૨ આ સુખદાયક મહા રમ્ય સ્થાને શું દષ્ટિએ પડે છે ? નજર કરતાં ખરેખર આ સમયે અત કરણ આનંદમા ગર્ક થાય છે. આવી મનોહર રચના જરા સ્વપ્નમા પણ કળી ન હોતી અહા ! સગે હળી મળીને સખીઓ હાસ્ય કરતી રમી રહી છે. !

પ્રસરી સઘળે ભૂમિકાને ભુજે ગ્રહી ભેટતી—
લહરી–સરિતા–ચંદ્રિકા ત્રિ સખી મળી ખેલતી. ૨[1]
ગગન ગિરિથી ચંદાથી આ સરી તજી સૌ વ્રીડા!
પ્રિય સમય શો સાધી સાથે મળી કરવા ક્રીડા!
મનહર કૃતિ આ એકાંતે સુશોભિત આ વને!
અવસર અહા કેલિ જોવા મળ્યો શું તટે મને! ૩[2]
લહરી તરૂણી અત્યાનંદે અદૃશ્ય રહી રમે!
પુલકિત કરે સ્પર્શી અંગે મને અહિ આ સમે!
ઉભય નયનો દૃષ્ટિ ફેંકે, ન તે નજરે ભમે,
નયન ભમતાં ગ્લાનિ પામી નીચાં અધીરાં નમે! ૪[3]
તરૂણ પ્રમદા ચંદ્રિકા પાશ માંહિ ફસાવતી
કર થકી મને સ્પર્શી અંગે રતિ શી પ્રસારતી!
હસતી ખિલતી ચંદા પાસેથી આવી અહિં ઠરી!
અધીરી સખીનો સંદેશો શું લઈ અહિ સંચરી?! ૫[4]

---

૧ આકાશ અને પૃથ્વીને સ્પર્શ કરી તેમનો પરસ્પર સંબંધ કરાવતી પવનલહરી, પર્વત અને મહાસાગર વચ્ચે પોતાના જળઅંગદ્વારાએ પરસ્પર વાત ચલાવતી સરિતા, અને સર્વત્ર પ્રસરી રહી ભૂમિકાને આલિંગન કરતી ચંદ્રિકા, એ રીતે ત્રણ સખીઓ સાથે મળીને રમી રહી છે.

૨ આ ત્રણે સખીઓમાથી એક ગગન પાસેથી, બીજી પર્વત પાસેથી અને ત્રીજી ચંદ્ર પાસેથી લજ્જા છોડીને આવી છે, અને સૌ સાથે રમવાનો કેવો તેમણે અનુકૂળ વખત શોધી કાઢ્યો છે! આ સુશોભિત અરણ્યમા એકાતમા આ કેવી મનોહર ખુબી છે! અને તેમની ક્રીડા જોવાનો આ કિનારે મને કેવો પ્રસગ મળ્યો છે!

૩ લહરીસ્ત્રી છુપી રીતે આનદમાં રમી રહી છે, તે મારા શરીરને સ્પર્શ કરી મારી રોમાવલી ખિલાવે છે, મારી નજર તેની શોધમાં ફર્યા કરે છે પણ તે દેખાતી નથી; મારી અધીરી આંખો છેવટે થાકીને નીચુ જુએ છે

૪ પ્રેમાળ ચંદ્રિકાસ્ત્રી મને પ્રેમપાશામા ફસાવી દે છે, મને કિરણ–હસ્તથી સ્પર્શ કરી કેવી રીતે પ્રીતિ પમાડી રહી છે! આ શું

હૃદય રીઝવે હાવે ભાવે સરિત સરે હશી !
વશીકરણની વિદ્યા તેની તરગ માંહિં વશી !
પ્રતિ પળ સખીઓ બંનેને બતાવતી ચાલતી !
સરિત સુભગા નેત્રાગ્રેથી સ્વઅંતર આપતી ! ૬[1]
અકળ રચના સર્વે ભાસે તમારી ત્રણે તણી !
વિધ વિધ રીતે લોભાવો છો પ્રસારી ક્રીડા ઘણી !
તરૂણ વયની ચંદાની સૌ દિસો સખીઓ તમે !
નિકટ સરતાં લાજે મુગ્ધાકુમારી, નહીં રમે ! ૭[2]
રતિરસ થકી રગાયેલી તમે રસરંગમાં !
રસિક સખીને શોધીને શું કરો સખી સગમાં ? !
સરિતચપળા પાશે નાખ્યો કળા રચી તેં મને !
તવ હૃદયમાં લાવી ચદા બતાવતી મુખને ! ૮[3]

---

હાસ્ય કરતી ભરયુવાનીમા આવેલી કામરસથી ખિલેલી તેની સખી ચંદાકુમારી પાસેથી આવીને અહિંઆ સરી છે ? શુ તેની અધીરી સખી પાસેથી કાંઈ સંદેશો લઇને આવી છે ?

૧ સરિતાસ્ત્રી હાસ્ય કરીને હાવભાવથી હૃદયને રીઝાવી રહી છે, તેની વશીકરણની વિદ્યા ખરેખર તેના તરગોમા વશી રહી છે દરેક પળે પોતાની બે સખીઓને તરંગદ્વારાએ તે બતાવતી ચાલી રહી છે, અને તે પોતાનુ અત કરણ આંખના ઇસારાથી દર્શાવી આપે છે

૨ આવી રીતે તમારી ત્રણે સખીઓની અકળ રચના જોવામાં આવે છે, તમે જુદા જુદા પ્રકારની ક્રીડાઓ કરી મને લોભાવો છો તમે ખરેખર યુવાન વયની ચદાકુમારીની બેનપણીઓ જણાઓ છો; તે બિચારી ચંદાકુમારી અહિંઆ પાસે આવતા શરમાય છે, તેથી અત્રે આવીને રમતી નથી

૩ તમે ત્રણે સખીઓ તો રતિવિલાસના રગમા પૂરેપૂરી રંગાયેલી જણાઓ છો, અને આ તમારી સખી ચદા કુવારી છે તેના માટે તેના લાયક પતિ શોધી કાઢી તેને પણ તમારી બરાબર કરી તમારા સગમા મેળવવાને તમે પ્રયત્ન કરતી જણાઓ છો હે સરિતાપ્રમદા ! તેં અદ્ભુત રચના રચીને મને પ્રેમપાશમા સપડાવી દીધો છે, ઉ તારા હૃદયરૂપી દર્પણમાં ચંદાને લાવીને તેના મુખનું મને દર્શન કરાવે છે.

લહરી સરીને સંગે લજ્જા પમાડી હસાવતી !
સખી શું ખિલવે આ મુગ્ધાને ! ન સ્થિર રહે રતિ !
અતિશય અહા ક્રીડાપીડા વસે નિજ અંતરે !
ધવળ પટને ચંદ્રિકા આ વચ્ચે કંઈ આવરે ! ૯[1]
સ્ત્રી મુજ કરવી શું ધારી છે તમે મળી સંગમાં !
શિદ હૃદય બે સાથે રહેશે વશી રહી અંગમાં ?
નજર કરતાં આકાશે તે ન બોલતી ચાલતી !
સ્થિર ઠરી રહે લજ્જા આણી ઘને મુખ ઢાંકતી ! ૧૦[2]
પ્રીતિ મમ પરે કિંતુ ચંદા ઠરે દિલમાં ધરી !
નયનરસ લે મુખે, નેત્રો જલાર્દ્ર થતાં જરી !!
સરિત ખુબી આ તારી કેવી ?! ફસાવી દીધો મને !
તરુણ સખીને યુક્તિ સાધી વસાવી દીધી મને ! ૧૧[3]

---

૧ લહરીસખી સરિતાની સાથે જરા સરીને ચંદાને લજ્જા પમાડી જરા જરા હસાવે છે અને ખિલાવે છે ચંદામુગ્ધા જરા પણ સ્થિર રહેતી નથી અર્થાત્ બરાબર મારી સાથે શરમના લીધે નજર જોડતી નથી. (નદીના તરંગોના લીધે ચંદ્રનુ પ્રતિબિંબ બરાબર સ્થિર રહેતુ નથી). ખરેખર ચંદાકુમારીના અંતઃકરણમાં અતિશય લજ્જાની પીડા વશી રહી છે જેથી ચંદ્રિકા પ્રસંગે પ્રસંગે જરા વાદળરૂપી શ્વેત વસ્ત્રને મુખ ઉપર ઢાંકે છે (વચ્ચે જરા વાદળ આવવાથી ચંદ્ર વાદળમાં છુપાય છે અને તેથી પ્રતિબિંબ પણ વાદળમાં છુપાયેલુ જણાય છે)

૨ તમે ત્રણે સખીઓએ એક બીજા સાથે મળીને તમારી ચંદા સખીને મારી પ્રિયા બનાવવા ધારી છે કે શું ? અમારાં બનેનાં હૃદય શી રીતે જોડાઇને સાથે રહેશે ? હુ જ્યારે ગગનમાં તેની ભણી નજર કરૂ છુ તો તે બોલતી કે ચાલતી નથી પણ સ્થિર અને સ્તબ્ધ રહે છે લજ્જા આણી વાદળરૂપી વસ્ત્રમાં મોંઢું સંતાડે છે.

૩ પરંતુ ઉંડો વિચાર કરતાં જણાય છે કે ચંદા મારા ઉપર પ્રીતિ રાખી મનમાં ઠરતી જણાય છે કારણ કે મારાં નેત્રો પ્રેમઅશ્રુથી ભીનાં થતાં તે મારાં લોચનનો રસ લે છે (જ્યારે આંખમાં પાણી વળે છે ત્યારે પ્રકાશિત પદાર્થના સામું જોતાં તેનાં કિરણ આંખ સુધી પ્રસરી રહે છે અને આંખ અને તે જાણે કિરણથી સંધાયાં હોય તેવું લાગે છે. ચંદા

તુજ મહિં રહી ત્રીડા ત્યાગી હવે દગ જોડતી !
વદનરસ સૌ લે છે ઓષ્ઠે, વિલાસ પ્રસારતી !
મમ ભરી દીધું આણી આનંદ આનન ચુબને !
અકળિત કળા ભાસે કેવી તમારી અહિં વને ! ૧૨[૧]
વશ કરી દીધો ચદ્રિકાએ ભણી બહુ મત્રને !
ખશી નવ શકુ મંત્રાવેશે, તજું શિદ સ્થાનને ? !
લહરી સરિતા યંત્રદ્વારે હર્યાં મમ નેત્રને !
હૃદય ચતુરા ચદાએ આ લીધું ગ્રહી યૌવને ! ૧૩[૨]
ચપળ સરિતા ચદા દેવા તરગ ચલાવતી !
સરરર સરી ખિલાવે છે સખી લહરી અતિ !
નવ મુખ હવે ચદા છોડે—અહા ! થયું શું અહિ ?
હૃદય શુધ છે કે સ્વપ્ને છું વિલાસક્રીડા મહીં ? ૧૪[૩]

---

કિરણદ્વારાએ ચુબન કરે છે એવી કલ્પના છે ) ખરેખર હે સરિતા ! આ તે તારી કેવી ખુબી ? તે મને ફસાવી દીધો છે, તેં તારા યુક્તિબળથી ચદાકુમારીને મારા હૃદયમા વસાવી દીધી છે

૧ હે સરિતા ! હવે ચદા તારી પાસે રહીને લજ્જા છોડીને નજર જોડતી જણાય છે, તે પોતાના અધરથી મારા વદનનો રસ લે છે અને મારૂ મુખ તેણે ચુંબનથી ભરી લીધુ છે આ તમારી અકળિત કળા જણાય છે ( પવન શાત હોય છે અને પાણી જરા સ્થિર જેવું લાગે છે ત્યારે ચદ્રનું પ્રતિબિંબ બરાબર મોઢા ઉપર તેજ મારે છે, આ જાણે ચદા હવે નજર જોડી હસે છે અને ચુબન કરે છે એવી ઉત્પ્રેક્ષા છે આ ચેષ્ટા ચદાની મધ્યાવસ્થાનુ ભાન કરાવે છે કારણ કે અનુકૂળ વખત મળતા તે લજ્જાનો ત્યાગ કરી પ્રસગનો લાભ લઈ આટકતરી રીતે પતિની સાથે રતિવિલાસ કરે છે.)

૨ ઘણા ઘણા મંત્રો ભણીને ચંદ્રિકાએ મને વશ કરી દીધો છે, અને મંત્રાવેશે હુ અહિંથી ખશી શકતો નથી, લહરી અને સરિતાએ યત્રદ્વારાએ મારાં લોચનને હરી લીધા છે, અને ચતુર ચદામુગ્ધાકુમારીએ પોતાના નાજુક યૌવનદ્વારાએ મારૂ અત કરણ ચોરી લીધુ છે.

૩ ચદાકુમારીને મને આપવા માટે ચપળ સરિતા તરગો ચલાવી રહી છે અને તેને લહરીસખી સાથે સરીને ખિલાવીને મદદ કરતી જણાય

નહીં નહીં નહીં સ્વપ્ને કિન્તુ દિસું પરલોકમાં
રમત રમતો દૈવી સ્ત્રીથી મહા સુખ સંગમાં !
તરલ મનની મિથ્યા ઊર્મિજ, ભાસ અસત્ય છે !
નવ તરૂણી છે, કિન્તુ આ તો શશીપ્રતિબિમ્બ છે. ૧૫[1]

## સરોવરકિનારે ચંદ્રોદય.[2]

(સીહાના કાનરાની રાહ)

શર્વરીતારૂણીઆનન હાસે[3] !
કોણ રમે વશી લોચનવાસે ? શર્વરી૦ ૧
તિમિરવસ્ત્ર ઉતારી દિલેથી
વસ્ત્ર નવીન સજી શી પ્રકાશે ! શર્વરી૦ ૨
કોણ હશી દઈ મર્મ હસાવે ?
શર્વરી ઘેલી બની શી ઉજાશે ! શર્વરી૦ ૩
પૂર્વ દિશા ભણી કોણ દિસે છે ?
રાત્રિપતિ રજનીશ[4] શું ભાસે ? ! શર્વરી૦ ૪

---

છે હવે ચદ્રાકુમારી મારૂ મુખ છોડતી નથી. અહા અહિં આ શું થયુ ? મારા હૃદયમા શુદ્ધિ છે કે હુ સ્વપ્નમાં રતિવિલાસની રમત કરૂ છુ ?

૧ ના ના હુ સ્વપ્નમાં નથી પરતુ પરલોકમા દેવાંગના સાથે સુખાનંદથી ક્રીડા કરૂ છુ. આ બધા ચંચળ મનના મિથ્યા તરગો છે, આ બધો ભાસ ખોટો છે કાઈ આ ચદ્રા તરૂણી નથી પરતુ આ તો નદીના પાણીમાં દેખાતુ ચદ્રનુ પ્રતિબિમ્બ છે

૨ કૃષ્ણપક્ષમા બીજના દિવસે રાત્રિ થોડી વીત્યા બાદ પૂર્વ દિશામા દૃષ્ટિમર્યાદામાં વૃક્ષો વચ્ચે સરોવરકિનારે ઉગતા ચદ્રના દેખાવનું વર્ણન છે ચંદ્ર જેમ જેમ ધીમે ધીમે ઉચો આકાશમા આવતો જાય છે તેમ તેમ રાત્રિ પ્રકાશિત બનતી જાય છે સરોવરનુ પાણી પ્રતિબિંબના લીધે ચળકચળક થયા કરે છે આ કાવ્યમા ચદ્રની પતિ તરીકે અને રાત્રિની તેની સ્ત્રી તરીકે કલ્પના કરી છે ચદ્ર જાણે કામને ઉદ્દીપન કરનાર શાત અનુકૂળ વખત સાધી સરોવરમાં પોતાની સ્ત્રી સાથે જળક્રીડા કરવા આવ્યો હોય એવી ઉત્પ્રેક્ષા છે. ૩ શર્વરીતારૂણીઆનન હાસે=રાત્રિરૂપી સ્ત્રીનું મુખ હાસ્યમાં છે અર્થાત્ રાત્રિસ્ત્રી હસે છે. ૪ રજનીશ=ચંદ્ર

ભેદી તરૂવરવૃંદ મહાન
નેત્રકટાક્ષ કરે શું ઉલ્લાસે ! શર્વરી૦ ૫
ગુપ્ત રીતિ અતિ મંદ ગતિ શી !
ચંદ્ર સરે[1] શું રતિરસઆશે ! શર્વરી૦ ૬
મંદ તરંગ અનિલ ચલાવે !
તર્ક કરે કંઈ મર્મ મનાશે ! શર્વરી૦ ૭
રેડી જળે અમી કૌમુદી દ્વારે
રૂપ અનેક બનાવી પ્રકાશે ! શર્વરી૦ ૮[2]
આમ વશી શશી મંદ તરંગે
શર્વરી સંગ રમે શું વિલાસે ! શર્વરી૦ ૯
શર્વરીકામિની મસ્ત બની શી !
કૌમુદીકામથી[3] કેવી વિકાસે ! શર્વરી૦ ૧૦
કેવી કરે શશી આ જળક્રીડા
રંગભૂમિ રચીને સરવાસે ! શર્વરી૦ ૧૧[4]
ડ્હાપણ ઉપરથી શું શશીનું !
અદરની ગતિ શી શશી પાસે ! શર્વરી૦ ૧૨[5]
શાંત કળાધર ! ચંદ્ર સુધાકર !
તારી કળા ન કળી જ શકાશે. શર્વરી૦ ૧૩
તારી પ્રતિ રતિ દૃષ્ટિ કર્યાથી
કોણ મહા સુખમાં ન તણાશે? શર્વરી૦ ૧૪

---

૧ સરે=છાનોમાનો આવે છે ૨ ચાદનીદ્વારાએ પાણીમા અમૃત રેડીને અનેક સ્વરૂપ બનાવીને ચદ્ર પ્રકાશ મારે છે અર્થાત્ પાણીના તરગોમાં અનેક પ્રતિબિંબ પાડી ચદ્ર પ્રકાશ આપે છે. ૩ કૌમુદીકામથી=ચાંદનીરૂપી કામદેવથી ૪ સરોવરની અંદર ચંદ્ર તારા વીગેરે તમામ આકાશનો દેખાવ પ્રતિબિંબરૂપે દેખાય છે તે જાણે ચંદ્ર તમામ આકાશમંડળની રચના સરોવરમા રચી સરોવરને વિલાસ કરવાની રંગભૂમિ બનાવી જળક્રીડા કરે છે એવી કલ્પના છે. ૫ ચંદ્રનું ઉપરનું આકાશમાંનું સ્વરૂપ કેવું શાત અને ડહાપણ ભરેલું જણાય છે અને અદરનું પાણીમાંનું સ્વરૂપ કેવું કામી અને ચચળ જણાય છે અર્થાત્ ઉપરથી શાણો અને અંદરથી કામઘેલો છે એવું ચદ્રનુ ચરિત્ર છે.

# શિયાળાનો સૂર્ય.

વસંતતિલકા વૃત્ત

ચાલ્યો રવિ ગગનથી સરી ક્યાં અત્યારે ?
શું ભૂમિ માંહિ ? પછી કે ઉદધિકિનારે[1] ?
ના ના નથી સરી ગયો કહિં, અત્ર તે છે,
દૂરે ખશી શિશિરખેલ[2] બતાવી દે છે. ૧

રાત્રિ મહીં શીતળ ટાડ જમાવ પાડે,
કાયા ધ્રુજાવી પરિપૂર્ણ પીડા પમાડે,
પ્રાણી અનાથ દીન બધુ બહુ પીડાય,
કોઈ મરે કહિ સ્થળે ઠરી જાય કાય. ૨

ક્યારે રવિ ઉદય પામી પ્રકાશ મારે,
પ્રાણી અનાથ મનમાં સહુ એમ ધારે;
આકાશ માંહિ અરૂણોદય પૂર્વ થાતાં,
અગે કઈ કિરણ હર્ષ તણાં જણાતાં. ૩

આકાશ રક્ત વરણે અતિશે છવાતાં
આનદરંગથી બને બહુ મુખ રાતા !
જાણે મહા સુખદ અત્ર નરેશ આવે,
કુંકુમથી હરખથી સરવે વધાવે. ૪

ભૂવ્યોમ[3] મધ્ય સવિતા[4] નિરખી તમામ
કિર્ણપ્રકાશ મહિં પ્રાણી હરેક ઠામ,
પીડા ખસે દૂર સહુ રવિદૃષ્ટિ થાતાં,
આનદથી સકળનાં ઉર ઉભરાતાં. ૫

પક્ષી ઉડે અહિં તહિં ગરમીપ્રકાશે,
આલાપતાં[5] મુખથી સાદ મૃદુ ઉલાસે,
ઠંડી ઉરાડી પશુઓ તડકે ફરે છે.
ઉમંગથી પશુ નિરાશ્રિત સુખ લે છે. ૬

---

૧ ઉદધિકિનારે=દરિયાકાઠે ૨ શિશિરખેલ=શિયાળાની ટાડનો દેખાવ ૩ ભૂવ્યોમ મધ્ય=પૃથ્વી અને આકાશ વચ્ચે અર્થાત્ દૃષ્ટિમર્યાદામાં. ૪ સવિતા=સૂર્ય ૫ આલાપતા=ગાતાં.

દીનો અનાથ નિશનો શીત વાસ છોડી
બેસે સુખે દિનકરે[1] સહુ આવી દોડી,
ખેલે અધિક નિજ બાળક સંગ સંગે,
કોઈ સ્તવે, મુખથી ગાન કરે ઉમંગે. ૭
તારા વિના દુ ખદ આ ઋતુ હે સવિતા !
ઉચ્ચારતા સહુ જનો તવ ગુણગીતા,
તારા બળે શિશિરત્રાસજ દૂર નાસે,
શાંતિ મહા સુખ વિશેષ દિલે પ્રકાશે. ૮

## સૂર્યાસ્ત.

હરિગીત છંદ

આકાશમાં આભાસ કેવો રમ્ય દૃષ્ટિએ પડે !
શી પશ્ચિમે રચના રચાઈ તેની ઉપમા નવ જડે,
અભ્રો રમે છે સંગ સંગે, કેલિ[2] કેવી આદરે !
આ અભ્રગણ[3] કે ગિરિમંડળ ગગનથી વાતો કરે ! ૧
આકાશને કો સ્પર્શતા, સોનેરી કેવાં શૃંગ[4] છે !
સોનેરી કેવી છે કિનારી, દિવ્ય કેવો રંગ છે !
રવિચિત્રકારે કિર્ણકલમે રંગપીછી ફેરવી;
કેવી છબી ચિતરે જુઓ વશી દૃષ્ટિમર્યાદે રવિ ! ૨
વસ્ત્રો સજે છે શ્યામ કોઈ, શ્વેત વસ્ત્રો કો ધરે,
ઘડીવારમા તે વેશ બદલી રૂપ જુદાં તે કરે,
વેરાઈ ચાલ્યાં વાદળાં, રવિભાસ આછો પશ્ચિમે,
રવિ સાથ ચાલ્યો દિવસ ને સંધ્યા સરે ધીમે ધીમે. ૩
આકાશમાં દેખાવ કેવો, રંગ સૌ બદલાય છે,
દૂર થાય કંઈ નીલ[5] રંગ ત્યાંથી, લાલ રંગ છવાય છે,
સંધ્યા સજી શું લાલ સાડી સંચરી પૃથ્વી પરે ? !
આભાસ તેની સાડીનો આકાશમાં નજરે સરે ? ! ૪

---

૧ દિનકરે=સૂર્યમા, અર્થાત્ સૂર્યના તડકાની ગરમીમા ૨ કેલિ=રમત ૩ અભ્રગણ=વાદળાનો સમૂહ. ૪ શૃંગ=શિખર ૫ નીલ=ભૂરો

તિમિર વધતું જાય છે, રવિભાસ પણ ઉડી ગયો,
શું રાત્રિની તૈયારી આ! દેખાવ બદલાઈ રહ્યો,
શું રાત્રિરાણીની દિસે સધ્યા બિચારી કિંકરી[1]?!
શું સૂચન કરવા વિશ્વને સ્વારી અગાડી નીસરી?! ૫
રવિરાજ રેડાઈ ગયું ને રાજ રાત્રિનું થયુ,
દુનિયા બિચારી શોકમા છે, તેજ ઉડી સૌ ગયું,
પણ રાત્રિરાણીની પ્રજા દિસે ઘણી દુનિયા પરે,
જે સ્મરણુ રાત્રિનામનું કરતી રહી નિજ અંતરે ૬
રતિરંગક્રીડાના[2] રસિકો રાત્રિથી હરખાય છે,
મદમાતી યુવતિઓ પતિની આશમાં મલકાય છે,
સૌ પખી માળે જાય છે ને ઘુવડ શિકારે ફરે,
પશુઓ વળ્યાં સૌ ઘર ભણી ને ચોર ઝ્હારે નીસરે. ૭
કમળા જુઓ કરમાય છે, કુમુદા વિકાસિત[3] થાય છે,
કેવા પુકારે ચક્રવાકો[4] નદીતટે, ન મળાય છે,
કેવી અલૌકિક આ કૃતિ છે! સર્વ કુદરતમાં વસે,
કોઈ મહા દુંખમા રડે કોઈ મહા સુખમાં હસે ૮

---

## બગ.[5]

ગરબી (સાહેલી આ તો કાનુડો—એ રાહ)

ઠગારા બગ! ઠગે છે શું દુનિયાને રે? એ ટેક.
ઠગે છે શું દુનિયાને બેશી રહી એક ધ્યાને?
અમ જેવાં સાચો માને રે, ઠગારા બગ૦ ૧

---

૧ કિંકરી=દાસી ૨ રતિરંગક્રીડા=કામવિલાસ ૩ વિકાસિત=પ્રફુલ્લિત
૪ છુટાં પડેલાં ચક્રવાક પક્ષીઓ નદીકિનારે સામસામી વિયોગથી બોલ્યા કરે છે પણ રાત્રિના અધારાના લીધે એક બીજાને મળી શકતાં નથી

૫ બગલામા સ્વાભાવિક ગુણ એવો છે કે તે નદી અગર સરોવરના કિનારે માછલા પકડવા માટે એક ધ્યાનથી શાંતતાથી ઉભુ રહે છે, નજર પાણીમા નીચી રાખે છે અને જરા પણ હાલતુ ચાલતુ નથી, આથી માછલાઓ તેના આગળ નિર્ભયપણે પાણીનો મેલ ખાવા કિનારે આવે છે કે તરતજ લાગ રાખી બગલુ માછલાને ચાંચથી પકડી આહાર કરે

સરોવરતટ પરે ઉભો રહી ધ્યાન ધરે,
જુએ છે નીચી નજરે રે, ઠગારા બગ૦ ૨
સાચો ધ્યાની જોગી ધારી મારા જેવી ભોળી નારી
જાનની કરે ખુવારી રે, ઠગારા બગ૦ ૩
હું માછલી છું બિચારી પાણી મહીં વસનારી,
આવું પાસે જોગી ધારી રે, ઠગારા બગ૦ ૪
જેવું સાફ મન મારૂં તેવું મન જાણી તારૂં,
બીક તારી નહીં ધારૂં રે, ઠગારા બગ૦ ૫
પ્રેમે આવું પાસ તારી, પણ તું તો લાગ ધારી
પ્રાણ હરે ચાંચ મારી રે, ઠગારા બગ૦ ૬
કેવી તારી આ ઠગાઈ! જાણે બીજો તું કસાઈ!
દયા નહીં દિલ માંહી રે, ઠગારા બગ૦ ૭
માનજો હે ભોળી બાઈ! ઠાઠ માંહે છે ઠગાઈ,
ઘર ઘાલે તે ભલાઈ રે, ઠગારા બગ૦ ૮
બગ જેવો ઠગ જાણો, દૃષ્ટાંત આ સાચું માનો,
ઠાઠ આવો ઠગવાનો રે, ઠગારા બગ૦ ૯
તેને જોઈ દૂર ખસો, દૂર વાસ મહીં વસો,
તેથી મહા સુખી થશો રે, ઠગારા બગ૦ ૧૦

---

## ચંદા.[1]

ગરબી (સાહેલી આ તો કાનુડો—એ રાહ)

રસીલી ચદા! હસે ભૂમિ સખી તારી રે!
હસે ભૂમિ સખી તારી, રસે રગે ખિલનારી,

---

* આ ઉપરથી બગલાને ખોટો ધ્યાની—ઠગબગ—તરીકે ગણવામા આવે છે આ કાવ્યમા સરોવરની માછલી, બગને ઠગ તરીકે ગણી ધિક્કાર આપી દુનિયાની ભોળી સ્ત્રીઓને ખોટા આડબરવાળા સાધુઓ અને ઠગારાઓના પાશમાં નહી સપડાવવા ઉપદેશ આપે છે.

૧ ચંદા (ચંદ્ર) અને ભૂમિને પ્રેમાળ સખીઓ કલ્પી છે; ચંદાના ઉગવાથી ભૂમિ પ્રકાશિત આનંદમય બની રહે છે તે જાણે ચદાસખીના મળવાથી ભૂમિસખી પૂર્ણ હર્ષિત થાય છે.

વસે હર્ષ ઉર ભારી રે, રસીલી ચંદા૦ ૧
સખી પર પ્રીત કેવી? પ્રીત શિદ કળી લેવી?
નથી કંઈ જેવી તેવી રે, રસીલી ચંદા૦ ૨
ગગનમાં વસનારી, નહીં અહિં ઠરનારી,
કિન્તુ સખી મળનારી રે, રસીલી ચંદા૦ ૩
કર[1] ચંદા તું પ્રસારી કર[2] મહીં ભીડનારી,
આલિંગે[3] શું સ્નેહ ધારી રે, રસીલી ચંદા૦ ૪
રડે સખી અંધકારે, ન તમિસ્રા દુઃખ વારે,
વિયોગે વ્યથા વધારે રે, રસીલી ચંદા૦ ૫[4]
આવી અંગ પર બેસે, દયા નવ ઉર લેશે,
માર મારી દુઃખ દેશે રે, રસીલી ચંદા૦ ૬[5]
વસે નવ દિલે શાન્તિ, બળે સ્મિત મુખકાન્તિ,
ચંદા! તારી તારી ભ્રાન્તિ રે, રસીલી ચંદા૦ ૭
તુજ તેજે દુઃખ નાસે, અરિ તમિસ્રા વિનાસે,
રમે મહા સુખવાસે રે, રસીલી ચંદા૦ ૮

## કુમુદા.[6]

ગરબી (સાહેલી આ તો કાનુડો—એ રાહ)

રસિક વિના, કુમુદા શિદ રસ પામે રે?
કુમુદા શિદ રસ પામે? શિદ ઠરે સ્થિર ઠામે?
ચિત્તની વ્યથા ન વામે રે, રસિક વિના૦ ૧

---

૧ કર=કિરણ ૨ કર=હાથ ૩ આલિંગે=ભેટે ૪ અંધારામાં ભૂમિ રડ્યા કરે છે અને તમિસ્રા (અંધારી રાત્રિ) તેનું દુઃખ દૂર કરતી નથી, ચંદાના વિયોગથી ભૂમિને અતિ દુઃખ થાય છે ૫ તમિસ્રા તો ભૂમિના શરીર ઉપર ચડી બેસે છે, દયા પણ લાવતી નથી અને માર મારી ભૂમિને દુઃખ આપે છે ૬ કુમુદા=પોયણી, કુમુદ, કુમુદિની કુમુદા સ્વાભાવિક રીતે ચંદ્રના પ્રકાશથી ખિલે છે અને દિવસે પાખડીઓ બીડી દઈ સકોચાય છે. આ કાવ્યમાં કુમુદાને ચંદ્રની સ્ત્રી કલ્પી છે ચંદ્રના વિયોગથી કુમુદા વિલાપ કરે છે વિપ્રલંભ શૃંગાર છે

હૃદય નહીં વિકાસે, જોઉં ઉંચે હું આકાશે;
કિન્તુ નહીં ચંદ્ર ભાસે રે, રસિક વિના૦ ૨
વહી ચાલી અશ્રુધારા, સંકોચિત દુઃખે દારા,
તજી શું હે પ્રિય મારા રે? રસિક વિના૦ ૩
પડી કાયા મમ નીરે, તમ વિણ દુઃખ ાશરે;
જ્વાળા લાગી આ શરીરે રે, રસિક વિના૦ ૪
ઘનમાં જો હોય વ્હાલા! આવને સ્મરે છે બાળા!
નથી મિથ્યા મમ ચાળા રે, રસિક વિના૦ ૫
તરછોડી શું રીસાઈ, કુમુદા શોકે તણાઈ;
આવી લે ચુબન આંહિ રે, રસિક વિના૦ ૬
વશી રૂહે કુમુદ સગે, વિકાસુ અગે ઉમગે;
પામું મહા સુખ રગે રે, રસિક વિના૦ ૭

## શરત્પૂર્ણિમા.

ગરબી (સખીઓ નિજ નિજ નીતિ—એ રાહ)

સુખકર વિભુએ આપી શરદપુનમવિભાવરી[1] રે,
આવે મદાનિલ[2] સુરભિ[3] સ્પર્શી તરૂહાર,
પુલકિત[4] કરતા તનને આધિ[5] અંતરની હરી રે,
ચદ્ર ગગન ખિલી રહ્યો! વદન વિમળ શોભિત!
જાણે નિર્મળ જળ વિષે સરસ કમલ પ્રફુલિત!
શશી કંઈ સ્મિત[6] કરે નિજ શિષ કરી ભૂમિ ભણી રે!
ગુણમય શીત સ્વભાવકળા વિકાસિત થાય,
હૃદયે છાપ પડે છે શીત સ્વભાવકળા તણી રે! ૧
જ્યાં જ્યાં દિસે ચદ્ર ત્યાં ચદ્રિકા પણ સાથ!
સ્વપ્ન વિયોગ નહીં સહે વશી રહે સગાથ!
કર દિશ સર્વ પ્રસારે શાન્તિ આપે સર્વથા રે!
જાણે કર મહિ ધરી ફેરવતો કાન્તિપ્રકાશ!

૧ વિભાવરી=રાત્રિ. ૨ મદાનિલ= મદ પવન ૩ સુરભિ=સુગધિદાર ૪ પુલકિત=રોમાચિત ૫ આધિ=શોક ૬ સ્મિત=મદ હાસ

પામે દુંઃખ પોતે તો ધરતી ચંદ્રિકા વ્યથા રે! ૨
ચંદ્ર ચંદ્રિકાના ગુણે તિમિર મળે ન લગાર!
સદ્‌ગુણીના ગુણથી સદા મન સદ્‌ગુણી થનાર,
પામે છે સુધા સમ રસ વિશેષ વનસ્પતી રે!
જગ મહીં ચંદ્ર ચંદ્રિકા રહો પ્રકાશિત આમ!
જેથી રમતી મહા સુખ માંહિ રહે જ્યોતિષ્મતી[1] રે! ૩

## દરિયાકિનારો.

ઇન્દ્રવજ્ર વૃત્ત

દેખાવ કેવા દરિયાકિનારે! જોતાં પડે ચિત્ત ઉંડા વિચારે!
આનંદી કેવી રચના રચાઇ! આવે હૃદેમાં ભૂમિભાસ કાંઇ! ૧
વૃક્ષો ન ક્યાંહિ નજરે પડે છે, મેદાન મોટું ચિતમાં ચડે છે!
શું વૃક્ષ મોટુ પર રાજ્ય ધારી અત્રે જમાવે નવ નિજ સ્વારી?! ૨
જો ઉગવાને દ્રુમ[2] ધીર રાખે, કિન્તુ નિધિ ખારથી બાળી નાખે,
શક્તિ વિનાના ભૂમિના સિપાઇ હારી મરે સર્વ શી તે નવાઇ! ૩
ભરતી ચડે છે નિયમાનુસારે, છોડે નહીં સ્થાન કદી લગારે,
મોટાજ મોટા નવ થાય ખોટા! નિત્યે અધૂરા છલકાય છોટા! ૪
ખેલાડી ખેલો કરતા દિસે છે! શોખી પુરૂષો ફરતા ફરે છે!
નાના કુમારો ભમતા વધારે! નાના પ્રકારે રમતા કિનારે! ૫
કો દંપતી રંગરસે ફરે છે, સંકેત[3] સ્થાને જઇ કો ઠરે છે,
કોઇ કટાક્ષે નિજ મર્મ આપે, કોઇ વિલાસી રતિછાપ છાપે. ૬
કો યારને શોધતી છૂપી રીતે, નિહાળતી વ્યાકુળ વ્યગ્ર ચિત્તે,
ચેષ્ટા વિલોકી રસિકો હસે છે, જેને ન રૂચે દૂર તે ખસે છે. ૭
કોઇ વિચારો કરતા ફરે છે, કોઇ પ્રપંચે ભમતા ભમે છે,
ઇચ્છા પ્રમાણે સુખ માની લે છે, દેખાવ આનંદ અનેક દે છે. ૮
કોઇ દિસે મગ્ન મધુર ગીતે, કોઇ કરે છે સ્તુતિ એક ચિત્તે,
ઉદાર પામે સહુ જાય પ્રીતે, પામે મહા સુખ અનેક રીતે. ૯

---

૧ જ્યોતિષ્મતી=અજવાળી રાત્રિ ૨ દ્રુમ=ઝાડ ૩ સંકેત=એકાંત.

# સમુદ્રદેખાવ.[1]

ઇન્દ્રવજ્રા વૃત્ત

વિશાળ ગંભીર સમુદ્ર કેવો ! ચિતાર સર્વત્રથી કેમ લેવો ?
આકાશ તૂટી પડી કાંઇ કાજે ભૂમિ પરે શું પથરાયુ આજે?! ૧
ચાલે અતિ એક પછી તરંગો ! દેખી વધે છે ઉરમાં ઉમંગો !
આકાશના પૂર્ણ થવા શું ભાવી આકાશ સાથે ઘનસ્વારી આવી ! ૨
મોજા અતિશે અથડાય આરે ! રાત્રિદિને શાન્ત નહીં લગારે,
તેને શું આ ભૂમિ નીચે ઉતારે તેથી કિનારા પકડે અત્યારે ! ૩[2]
મોટો કરે છે ઘુઘવાટ ભારે ! તેથી પડે ચિત્ત ઉંડા વિચારે !
જાણે ભૂમિકા અતિશે પીડે છે તેથી પ્રભુની સ્તુતિ ઉચરે છે ? !૪[3]
તોફાન વાયુ અતિશે કરે છે ! તે કોઈ કાળે સ્થિર ના રહે છે !
આકાશ ઉંચેથી નીચે પધાર્યું શું મારવાનું ઉર તેથી ધાર્યું ? ! ૫
કોઈ તરંગો ઉછળે અતિશે ! પાછાં સમાયે સહુ નીર વિષે,
જાણે ઉંચે તે ચડવા મથે છે ! ઉંચે ચડીને ફરી તે પડે છે ! ! ૬
કેવી કિનારે ભરતી જણાય ! ! શું માફી લેવા ભૂમિ પાસ જાય ? !
પાછી જુઓ તે સહુ ઉતરે છે ! જાણે તિરસ્કાર ભૂમિ કરે છે ! ૭
મારે તરંગો સઘળે પ્રકાશ, સર્વત્ર કેવા ચળકાટભાસ !
આવ્યું નીચે આ નભ એમ ધારી અત્રે શું તારાની પધારી સ્વારી?!૮
ભાનુનું મોટું પ્રતિબિમ્બ લાગે પાણી અતિ છે સ્થિર જેહ જાગે !!
આ તે પ્રતિબિમ્બજ કે શું ભાનુ? આકાશભાનુ પ્રતિબિમ્બ માનું! ૯[4]

૧ સમુદ્રને, ઉંચેથી નીચે ભૂમિ ઉપર તુટી પડેલા આકાશની ઉપમા આપી વર્ણન કરવામા આવ્યુ છે ૨ એક પછી એક આવતાં દરિયાનાં મોજા કિનારા પર અથડાય છે તે જાણે વાદળાઓ ઉપરથી નીચે આવેલા આકાશને પાતાળમા ઉતારી દેવાને પ્રયત્ન કરી ભૂમિકાના કિનારા પકડે છે ભૂમિ, ઉપરથી નીચે આવેલા આકાશને, પાતાળમા ઉતારી નાખવાને મથે છે અને આકાશ પાતાળમા જવાને નાખુશ હોવાથી બચવાની ખાતર કિનારા પકડે છે એવો ભાસ છે. ૩ નીચે આવેલુ આકાશ જાણે ભૂમિના બળથી પીડાતુ હોય અને તેથી દુ ખમાથી મુક્ત થવા ઈશ્વર પ્રત્યે પ્રાર્થના કરતુ હોય એવી ઘુઘવાટ પરથી કલ્પના કરી છે ૪ પાણીમાં

મંદાક્રાન્તા વૃત્ત

જોતાં કેવું જળ જળ મહા!! દૃષ્ટિમર્યાદ દિસે!
નિધિ સાથે નભ મળી રહ્યું આજ શું જગ્ત વિષે?!
નાવિકો જો નિધિ ભમી વળે કિન્તુ ના પાસ આવે!
મિથ્યા તેવું જગતસુખ છે! ભૂત જેવા ભમાવે. ૧૦
જોતાં સર્વે અધિક દૂરનાં દૂર્બિને નાવ ભાસે!
કો કો અર્ધાં, જરી જરી કંઈ, પૂર્ણ છે જેહ પાસે,
જાતાં કોઇ કંઈ કંઈ ઘટે, જે વધે આવતાં છે,
દર્શાવે શું 'સકળ ભૂમિ આ વર્તુલાકારમાં છે'! ૧૧
પાણી માંહે ગિરિ ખડકના જ્યાં પડેલા નડે છે
દીવાદાડી દીપક ફરતા વાળી તે તે જગે છે!
આવી આવી ઘણીક રચના અતરે જાણ આલે!
જાણી દૂરે ભયસૂચક આ નાવિકો નાવ વાળે! ૧૨
ભાસે આછા કંઈ કંઈ સ્થળે દ્વીપ મોટા પડેલા,
જેમાં ઉંચા કંઈ ગિરિ દિસે અભ્ર ભેગા ભળેલા,
ક્યાં તે ભૂમિ દૂર વશી રહી?! તર્ક કેવા કરાવે?
ચોપાસે આ જગતરચના દૃષ્ટિએ કેવી આવે? ૧૩
કોઈ નૌકા દૂર ભૂમિ થકી આવી ઉભી કિનારે,
ગાજે ભૂમિ જનસમૂહના હર્ષ કેરા ઉચારે.
કોઈ નૌકા સજ બની રહી દૂર દેશે જવાને,
આંસુ નાખે વિરહી જન ત્યાં અંતરે શોક આણે. ૧૪
કેવી આ તે અકળ રચના વિશ્વકર્ત્તાની ભાસે!
બુદ્ધિ થાકે, કુદરત તણી કલ્પના ક્યાંથી થાશે?
જોતાં કિંચિત્ અતિ મન ઠરે, ગાઉં શું ગુણગીતા!
વ્હેવા લાગી હૃદયથી મહા સુખશાંતિસરિતા. ૧૫

---

દેખાતો સૂર્ય તે ખરેખર સૂર્ય અને આકાશમાં પ્રકાશ મારતો સૂર્ય તે સૂર્યપ્રતિબિમ્બ છે એવી ઉત્પ્રેક્ષા કરી છે. ઉત્પ્રેક્ષારૂપક અલંકાર છે.

## દૃષ્ટિમર્યાદા.[1]

હીંડી

પવનલહરી રમે કેવી આ ઉમંગે !
ઉદધિ હર્ષમાં વિશેષ છે તરંગે !
લહરી સ્પર્શીને ક્રીડા કરતી રંગે !
કામઅંધ થાય સિંધુ શું અનંગે[2] ? ! 1
એક એક પછી શું તરંગ નાસે !
પવન ગાન કરે સંગ સરી ઉલાસે !
વ્યોમસિંધુસંધિ[3] કેવી અકળ ભાસે !
સર્વ ત્યાં ફસાય મોહકંદપાશે ! 2
દિવ્ય ભાસ કાંઈ તત્ર દૃષ્ટિ આવે !
વ્યોમ સિંધુથી પ્રવાદ[4] શું ચલાવે ? !
સ્વરૂપ એક કરે સજડ સ્નેહભાવે !
ચમત્કાર શું વિચિત્ર એ બતાવે ! 3
અભ્ર સિંધુમાંથી નિકળે બહાર !
ગગનમાં ચડે શું શ્યામ ગિરિહાર ? !
બદલી વેશ કરે સ્વરૂપ તે અપાર !
કોણ આ કરે તમામ ચમત્કાર ? 4
જાદુગર કરે શું ખેલ વ્યોમ માંહે !
નવીન નવીન ખેલ વિશ્વને બતાવે !
ઘડી એકમાં તમામ લોપ થાય !
નજરબંધીના શું ખેલ ત્યાં રચાય 5
નજર જાય તત્ર કિન્તુ અંત ના'વે,
થાકી જાય નેત્ર, દૃષ્ટિ અતિ તાણાવે,

---

૧ દૃષ્ટિમર્યાદા=જે સ્થળે આકાશ અને પૃથ્વી ભેગા થયેલા જણાય છે અને જ્યાંથી દૃષ્ટિ આગળ વધી શકતી નથી તેને દૃષ્ટિમર્યાદા કહે છે ૨ અનંગે=કામથી, કામવિકારથી ૩ વ્યોમસિંધુસંધિ=આકાશ અને સમુદ્રનો મેળાપ ૪ પ્રવાદ=વાત

ક્યાં સુધી ધસે? ન ઉદધિ પાર લાવે,
ક્યાં વસે તમામ? વ્યોમ શું સમાવે? ૬
ચપળ નયનદૃષ્ટિ તું હવે ન નાસ,
મરીશ અંત શ્રમે, તે વિનાશવાસ,
મૃગજળ[1] સમાન તેજ સુખપ્રકાશ,
સમજ સમજ વૃથા છે તમામ ભાસ. ૭
જગતસુખભ્રાન્તિ છે તમામ આવી,
પીડે જન દુઃખેથી પાશમાં ફસાવી,
છોડી ભ્રાંતિ પ્રભુ સ્મર તું પ્રેમ લાવી,
લે અખંડ મહા સુખ તું ભક્તિ ભાવી. ૮

## વનદેખાવ.

ઇન્દ્રવિજય વૃત્ત

ખેતર સાર કુવેતર[2] ગોચર[3] દષ્ટિ પડે ફરતાં વન વિષે,
ચાર દિશા દિસતાં દ્રુમ[4] ખેતર અંદર છોડ રસાળ અતિશે,
કોઈ બન્યા પીત[5] પીત ફૂલોથી કરે શીત ચિત્ત ચડી ચિત વાસે,
શ્વેત ગુલાબી સુશોભિત લાલ લીલા પચરંગ કુસુમથી ભાસે! ૧
કુસુમ કોઈ ખિલ્યાં પરિપૂર્ણ, અપૂર્ણ વળી કંઇ સુરભિ[6] ભારે,
રંગીન આ રચના શી રચાઈ! સુચિત્ર સહુ ચિતર્યા શું ચિતારે?!
ફૂલણજી ફૂલી આમ વળે નિજ ફૂલ કદી નવ દિલ દબાવે,
ગુણી જનો બકી બોલ કદાપિ મુખે નિજ ગુણ નહીં બતલાવે. ૨
સુજ્ઞ જનો સમ છોડ ઘણાક દિસે ભમતા કંઈ ખેતર માહિં,
છે કણુથીજ ભરેલ અતિશય, ફૂલથી કાલી મરે ન ફૂલાઇ,
છે કણભારથી તે નમતા, ધરી ગર્વ જરી ગગને ન નિહાળે,
તેહ ભૂમિકુળમાત ભણી નમી વિમળ ભક્તિ બતાવી શું આલે?! ૩

---

૧ મૃગજળ=કોઇ જંગલમાં દૂરથી તળાવ જેવો આભાસ દેખાય છે તે, ઝાંઝવાનું પાણી (વાંચો "મૃગજળ" સંબંધી લખેલું કાવ્ય, પાન ૫૧) ૨ કુવેતર=કુવાવાળું ખેતર ૩ ગોચર=ગાયો વીગેરે જનાવરોને ચરવાની જમીન ૪ દ્રુમ=ઝાડ ૫ પીત=પીળા ૬ સુરભિ=સુગંધિદાર

દ્રુમિલા વૃત્ત.

ફરતા અતિ કોસ કુવેતરમાં બહુ સાદ થતા કરણે પડતા,
પૂર શૂરથી તાળથી ચક્ર ફરે, વળી ખેડુત રાગ પૂરે ગમતા;
બળથી જળ ઉડી અવાજ કરી નિજ મારગ માંહિં વહે ભમતું,
ભમતું ફરતું નીર ખેતરમાં, સહુ છેવટ ભૂમિ વિષે શમતું. ૪
રસ ભૂમિ તણો કળથી કસીને નિશદિવસ છોડ હરિત રહે,
હરદી શ્રમ ખેડુત આમ કરી, ફળ મિષ્ટ લણી દિલ સુખ ગ્રહે;
સુખ માંહિ નિરોગી દિસે જન તે, રવિતાપ તણો ડર નાજ ધરે,
સુખ લે હરખી નિરખી વનને, વનની ગમતો વિધ વિધ કરે. ૫
નૃપતિવર ને ધનવાન ભલે મનથી સુખ સૌ સમજે ધનમાં,
કરવા તન પુષ્ટ નિરોગી ભલે દઈ દામ દવાજ ભરે તનમાં,
પણ કોટી દવા મળી એક હવાની બરાબરી શું કરશે જગમાં,
પ્રભુ દીનદયાળ જુઓ દરકાર કરે દીન ખેડુતની વનમાં. ૬
શુક[1] કાબર તેતર ખેતર અદર કાગ, મયૂર[2] ઘણાં ભમતાં,
ભમતાં ફરતાં ઉડતાં લડતાં, જમતાં કણહાની બહુ કરતાં,
સમળી, ચકલી તણું વૃંદ રમે, ગીત ઉચ્ચરતાં ગમતા જમતાં,
નવ જાત ગણાઈ શકે ગણતાં! ભુલ લેખક ખાય ગણી લખતાં! ૭
વળી ખેતર અદર ઉદર સૌ દર ભોય કરી દરમાં વસતા,
કરડી થડ છોડ નીચે ધરતા, પછી ઉંદર ઉદરને[3] ભરતા;
કપિઓ[4] કુદતાં, સસલાં રમતાં, ભુંડ, સૂવર, કોઇ વિષે ભમતાં,
બહુ હાની અનાજની સૌ કરતાં, કંઈ ખેડુતની બુમથી ડરતાં ૮

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

કેવા શાન્ત ઉંચા વડા અધિક આ ગભીર ભારે વડો!
પત્રો કેરી ઘટા બહુ સરસ છે! કેવાં દિસે છે થડો?
લે વિશ્રામ તમામ પ્રાણી હરખી છાયા નીચે આ વને!
મોટાના સુખકારી આશ્રય થકી પામે દીનો સુખને! ૯
ભારે છે વડવાઇઓ ભૂમિ સુધી નીચે નમેલી બહુ,
જાણે તે ભૂમિમાતને નમી પડી ભાવેથી વદે સહુ!

---

૧ શુક=પોપટ ૨ મયૂર=મોર ૩ ઉદર=પેટ ૪ કપિઓ=વાંદરાં.

પક્ષી ગાન કરે મધુર સુરથી બેશી તરૂ ઉપરે !
શું તેઓ ભૂમિમાતના ગુણ પ્રીતે હર્ષે ગીતે ઉચરે ?! ૧૦

ઇન્દ્રવિજય વૃત્ત.

બીલીં, સકંટક બાવળ, આવળ રંગીન પીત ફૂલોથી ફૂલેલા,
શોકનિવારણ શોભિત સાર, અશોક તરૂ અતિ રમ્ય ઉગેલાં,
રોગનિવારણ આ સુખકારી લતા લીલી સામરસંગની પાસે,
આવી નિહાળી મનોજ્ઞ તરૂરચના ઉર હર્ષસરોજ[1] વિકાસે. ૧૧

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

છે વિચિત્ર બળી ગયેલ સઘળા કેવા જવાસા[2] અહીં !
દેખીને નિજ જાતિભાઇ સુખમાં સુકાય ઉભા રહી !
આવે છે વરસાદ સુખ કરતા વૃક્ષો ખિલે સૌ ઘણાં !
આ સુકાઈ મરેજ મત્સરનિધિ[3] છોડો જવાસા તણા. ૧૨
એવા માનવી ભૂમિમાં અધિક છે નિધિ અદેખાઈના !
બીજાને સુખી દેખીને બળી મરે દિલે ખરે તેમના !
દેખે લાભ ન લેશ તેમ કરતાં, સુકાઈ પોતે મરે,
સદ્ગુણી તણી રીતિ એ નવ કદી, મૂર્ખા નરોની ખરે. ૧૩
પીળી નાગરવેલ[4] કો તરૂ પરે ! જે મૂળ વિના રહે !
પોતે પી રસ વૃક્ષનો લીલી રહે ને સુકવે વૃક્ષ એ
કાળી ડાકણ કોઇ કો મનુષ્યને શું આવી બેઠી શિરે ?
લે છે પ્રાણ શરીરમાંથી સઘળું શું લોહી તે ચૂશી રે ! ૧૪
લીલા સુંદર લીંબડા મળી રહ્યા ! ફેલાવ તેનો વડો !
પાસે પીંપર પીંપળા મન હરે ! છે પાસ પાસે થડો !

૧ હર્ષસરોજ=હર્ષરૂપી કમળ ૨ જવાસા=આ છોડના ડાળાં કાપીને હવા ખાવા માટે તેની ટટ્ટી બનાવવામા આવે છે, આ છોડમા એવો વિચિત્ર ગુણ છે કે વરસાદ થવાથી તે બળી જાય છે ૩ મત્સરનિધિ=અદેખાઈના ભંડાર. ૪ નાગરવેલ=આ વેલને લાબી લાબી દોરીઓ જેવી ટીસીઓ હોય છે તેને કોઈ લોકો લીલી રાખવા માટે કાપીને કોઈ ઝાડના ડાળા-ઉપર નાખે છે તો તે ઝાડનો રસ પીને લીલી રહે છે. આ વેલ ઘોડાને ખવરાવવાના કામમાં આવે છે.

કૂદે છે કપિવૃંદ કો તરૂ મહીં ઉમંગ આણી રમે,
ઉંચે શું ચડી સર્વ આ નિરખતા ભૂમિ ભલી આ સમે ? ! ૧૫

ભુજંગી વૃત્ત

ખિલ્યુ ફૂલથી વૃક્ષ કેવું નનામું[1] ફરે લોક કેરા પ્રીતે જોય સામું,
થડે સૂત્ર બાંધી પછી પાય લાગે,'થજો બાળને સુખ'સૌ એમ માગે ૧૬
દિસે ઝાઝી ઝાંઝી મળ્યા પાસ ઝાડો, પડ્યો કોઠ કથેરનો કોટ આડો;
મહા વૃક્ષ છે આમ્રના[2] આસપાસ,પશુપખીનો શાન્તિનો એ નિવાસ.
તરૂ સર્વથી તાડ કેવો ઉંચો છે? ગુણે સર્વથી તે અતિશે નીચો છે,
સહુ વૃક્ષ દે શાન્તતા છાય આપી,નહીં આપશે તાડ કિંચિત્ કદાપિ.૧૮
નહીં તેહ પંકાય કોઈ જગાએ, કદી કોઇ કીર્તિ કથે ના કથાએ,
ઉંચા માનવી ગુણીમા ના ગણાયે,ગુણે જે ઉંચા ગુણ તેના ગવાયે.૧૯

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

કોકિલા[3] તરૂવૃંદમા ગીત કરે, ગીતત્વરિતા[4] સરે,
આણી અંગ ઉમંગ ગાય અહિં શું વારાંગના[5] સુસ્વરે ? !
શો કોલાહલ[6] શબ્દનાદ ખગના[7] આનંદી કર્ણો ગ્રહે,
સંગે રાગ પૂરે મધુર સ્વરથી ! વીણા બની શું રહે ? ! ૨૦
વાયુ શબ્દ કરે તરૂ મહિં ભમી ને થોભી થોભી જરા,
માપી તાળ પૂરે મૃદંગ[8] વચમા શું કોકિલાને ખરા ? !
વૃક્ષો શાન્ત રહે નહી પવનથી હાલે અહિંથી તહિં !
જાણે ઉર રીઝી સુગાયન સુણી માથુ હલાવે સહી ! ૨૧

મંદાક્રાન્તા વૃત્ત

સ્થાને કોઇ સરિત સરતી નિર્મળી નીરવાળી,
જેની બાજુ તરૂવર ઘણાં, લીલી કો વેલ ફાલી,

---

૧ નનામુ=છોકરાને જ્યારે ઉટાટીઓ થાય છે ત્યારે છોકરાને આરામ થવા તેના માબાપ આ ઝાડના થડને સૂત્ર બાંધી તેની આસપાસ ફેરા ફેરવે છે ૨ આમ્ર=આંબા ૩ કોકિલા=કોયલ. ૪ ગીતત્વરિતા=ગાયનની નદી ૫ વારાંગના=વેશ્યા સ્ત્રી ૬ કોલાહલ=પખીઓના ઉચ્ચારનો કીલકીલાટ ૭ ખગ=પખી. ૮ મૃદંગ=તાલ પૂરવાનુ વાદ્ય

બેશી કાંઠે રમત કરતા પખ્ખી પાણી પીએ છે,
પાણી પીને હરી ફરી પશુ ઘાસચારો ચરે છે. ૨૨

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

શોભે સારસદ્વન્દ્વ[1] પ્રેમી ભમતું છુટું પડે જે નહીં,
પાસે પાસ રહે સદા પ્રતિ પળે પ્રીતિ ન તોડે સહી,
જો મૃત્યુવશ થાય એકજ, બીજુ કાયા પીડીને મરે,
પામે સુખ અપાર દમ્પતી અહો આવી પ્રીતિ જે ધરે ! ૨૩

નારાચ વૃત્ત

તળાવ વાવ ને કુવા નવાણુ કોઈ દિસતા,
તૃષા નિવારી શાન્તિ સર્વ જીવને પમાડતા,
સરોવરે રમે પશુ ખગો ઉડે ફરે તટે,
દ્વિ નેત્ર શાન્તિ ધારતાં, દિલેથી શોક સૌ મટે. ૨૪

હરિગીત છંદ

તૃણ શુષ્ક ક્યાહિ રાન માહિ ચાર કોઇ ક્ષેત્રમાં,
અજ[2] મેષ[3] મહિષી[4] વૃંદ ચરતાં ખેલતાં આનંદમાં,
ગોવાળ ઉભા દંડ ધારી ગાયવૃંદ ચરાવતા,
નિજ સાદથી સૌને ત્વરાથી હુકમ માંહે રાખતા ! ૨૫

મંદાક્રાન્તા વૃત્ત

અત્યાનંદી મૃગજળ[5] દૂરે શું અલૌકિક ભાસે,
પાણી પીવા દિશ તરફ તે કોઈ કુરંગ[6] નાસે,
થાકી થાકી રખડી મરતાં પાણી ના પાસ આવે,
મિથ્યા તેવું જગતસુખ છે, પાશ માંહે ફસાવે ! ૨૬

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

છે શિકારી જનાવરો ભટકતાં, કોઈ ભયે ભાગતાં,
કો કો ભોગ થઈ પડે બળી તણા, કો સુખમાં મ્હાલતાં,

---

૧ સારસદ્વન્દ્વ=સારસ પક્ષીનુ જોડું ૨ અજ=બકરાં ૩ મેષ=મેંઢાં ૪ મહિષી=ભેંસ ૫ મૃગજળ=કોઈ જંગલમા દૂરથી સરોવર જેવો દેખાવ દેખાય છે તે, ઝાંઝવાનુ પાણી. ૬ કુરંગ=હરિણ, મૃગ

છે શિકારી શિકારમાં રખડતા મૃગાદિને મારતા,
તાણી ચાપ[1] ઘણાક પાપી શરને[2] પક્ષી ભણી તાકતા. ૨૭

વસંતતિલકા વૃત્ત.

કોઈ સ્થળે ખીણુ મહાન ઊંડી વધારે.
દેખાય કોઈ મહિં પથ્થર સ્થૂલ ભારે,
સાથે મળ્યાં સજડ ધાતુ ભૂમિ વિશેષ,
કેવા પદાર્થ ભૂમિ માહિ સૃજે જગેશ! ૨૮
છે ટેકરા અતિ વડા સ્થળ કો બનેલા,
વૃક્ષાદિ ફૂલ ફળથી બહુ કો ભરેલા,
દેખાવ તેનો પર આવો વિલોકવાથી
આનંદ થાય દિલ માંહિ વિશેષ આથી! ૨૯

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

કોઈ કોઈ પ્રવાસી મારગ મહીં ધીમે ધીમે ચાલતા,
થાકેલા જન બેસતા હરખથી શાન્તિ અતિ પામતા,
ભારા ઘાસ તણા મુકી શિર પરે ખેડુત સ્ત્રી આવતાં,
ભાસે લોક ઘણાંક આ વન વિષે, કો આવતાં, કો જતાં. ૩૦

માલિની વૃત્ત

ફરર ફરર આવે વાયુ ચારે દિશાનો,
સુરભિ પવન સાથે ગુણ સૌ આવવાનો,
વિમળ શુભ હવાથી રોગ આદિ વિનાસે,
અધિક ગુણ પમાડે સુખશાન્તિ પ્રકાશે! ૩૧

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

સૌ આનદ વશી રહ્યો હૃદયમાં દેખી લીલા દષ્ટિએ,
પાણી પુષ્પ લતા તરૂ કુદરતી ચિતાર આ ભૂમિએ,
પંખીનાં ગીત સૌ કરી શ્રવણ હું રંગે બુડ્યો છું ઘણો!
પીધો આજ અહિ સુધા સમ પૂરો પ્યાલો મહા સુખનો! ૩૨

---

૧ ચાપ=ધનુષ, કમાન. ૨ શર=બાણ.

# નેતર પ્રત્યે ઉક્તિ.[૧]

ગરબી ( એ વાંસલડી—એ રાહ )

એ નેતર તું! આવી પડી શું નજરે મારી આ ઘડી ?!
શિદ નરક તજી ભૂમિ પરે તું વાસ કરી અત્રે પડી ? !
છે નમ્ર ઉપરથી તું ભારી, પણ કપટ હૃદયમાં ધરનારી,
તું પાપી અભાગી નીચ નારી, એ નેતર તું૦ ૧
કો માનવી આવીને વાળે તો તરત વળે તું તે કાળે,
શો પ્રેમ ઉપરથી તું આલે, એ નેતર તું૦ ૨
તે જો પાછો કર લે તાણી, તેવી ને તેવી થાવાની,
તું પથ્થર ઉપર છે પાણી, એ નેતર તું૦ ૩
અતિ માર મારીને સપડાવે, તો રતિ શિખ ઉરમાં તું લાવે,
અહિં એકલી તુજને સૌ ફાવે, એ નેતર તું૦ ૪
જ્યારે વાયુ નીર ચાલે છે, તું ખોટી નમ્રતા ધારે છે,
તે જાણીને જાવા દે છે, એ નેતર તું૦ ૫
જ્યારે જ્યારે તે સ્થિર રૂહે છે તું પ્રથમનું તુજ રૂપ ધારે છે,
તુજ મોટાઇ બતલાવે છે, એ નેતર તું૦ ૬
આ ખોટી નમ્રતા તું ધારી, વાયુ નીરને છેતરનારી,
જેથી જીવે છે તું નારી ! એ નેતર તું૦ ૭
ગતિ તારી નારી શી થાનારી ? ! મરી નરક મહીં તું જાનારી,
છે ધિક્ ધિક્ તુજને નારી ! એ નેતર તું૦ ૮
નરનાર બાળને ધ્રૂજાવે, ડર અધિક ઉરમાં ઉપજાવે,
નહીં દયા દિલ માહે લાવે, એ નેતર તું૦ ૯

---

૧ નેતરનો સ્વભાવ સાધારણ રીતે સ્થિતિસ્થાપક હોય છે, જેમ વાળીએ તેમ તે વળે છે, અને જ્યારે તેને છુટી મુકવામા આવે છે ત્યારે તે હતી તેવી થાય છે, પરંતુ જ્યારે તેની સોટીને બરાબર વાળી સજડ બાધી રાખવામાં આવે છે ત્યારેજ તે કાયમની વળી રહે છે; આવા તેના સ્વભાવને લીધે તેને ખોટી નમ્રતા ધારણ કરનાર કપટી સ્ત્રી તરીકે કલ્પી તેના પ્રત્યે તિરસ્કાર કરવામા આવ્યો છે.

આ ભવમાં ને આ ભવ માંહે, જોને શિક્ષા તુજને થાયે,
પ્રભુ શિદને તે વિસરી જાયે! ઓ નેતર તું૦ ૧૦
તુજને કાપી જન લાવે છે, રીબાવી ખાલ ઉતારે છે,
તે ખાલની જાળી બનાવે છે, ઓ નેતર તું૦ ૧૧[1]
તેની ઉપર સૌ જન બેસે, અતિ ભાર દાબીને તે દેશે,
નવ અરજ પાપીની ઉર લેશે, ઓ નેતર તું૦ ૧૨
સર્વે ગુણીના ગુણ ઉચ્ચારે, દુર્ગુણીને સૌ જન ધિક્કારે,
દૃષ્ટાંત તેનું છે તું આ રે, ઓ નેતર તું૦ ૧૩
દુર્ગુણી દુઃખે પીડાયે છે, સદ્‌ગુણી મહા સુખ માંહે છે,
ગુણદુર્ગુણનો ન્યાયજ એ છે, ઓ નેતર તું૦ ૧૪

## કોકિલા.

(રાગ સીહાનો કાનરો[2])

ક્યાંથી સરે સ્વર સુરભિ[3] સ્થાને?
ગાનસરિત વહી રહી રાને! ક્યાંથી૦ ૧
કોણ કરે ગીત? દ્વિશ્રુતિ[4] ગાને!
સ્થિર ન લોચન,[5] સૌ રસ કાને! ક્યાંથી૦ ૨
તર્ક સ્ફુરે અતિ કલ્પું શું આને?
કુંજ વશી પ્રકટી સરિતાને! ક્યાંથી૦ ૩
કંઠથી ગીત સમીર[6] શું આણે!
શું શું કળુ મૃદુ આ વનિતાને? ક્યાંથી૦ ૪
શબ્દ મધુરથી આવતી ધ્યાને!
કોયલતારૂણી આ સ્વર તાણે!! ક્યાંથી૦ ૫

૧ નેતરની છાલ મજબૂત અને નરમ હોવાથી તેની સળીઓ ઉતારી ખુરશી પલંગ વીગેરેને જાળીના આકારમાં ભરવામા આવે છે; આ ઉપરથી જાણે તેના શરીરની ખાલ ઉતારી શિક્ષા કરવામાં આવતી હોય એવી ઉત્પ્રેક્ષા છે. ૨ આ કાવ્ય દોધક વૃત્તમાં તેમજ ઠુમરીની રાહમાં સારી રીતે ગવાઈ શકે છે. 'ત્રણ ભગણ અને બે ગુરૂ' એ દરેક ચરણનું માપ છે ૩ સુરભિ=સુગંધિદાર. ૪ દ્વિશ્રુતિ=બંને કાન. ૫ લોચન=આંખ. ૬ સમીર=પવન

કોણ કળી રચના તવ જાણે?
શું શું ધરૂં તવ હું ઉપમાને[1]? ક્યાંથીં૦ ૬
ભેટતી શું લહરીસુભગાને[2]!
કોમળ સાદ વિકાસિત તાને! ક્યાંથીં૦ ૭
કુંજ વિષે વશી પાય સુધાને!
હર્ષ પ્રસારતી તું રહી છાને?! ક્યાંથીં૦ ૮
ગુપ્ત વશી તું કરે ગીત શાને?
વૃંદથી બ્હાર વશી રહી ગાને! ક્યાંથીં૦ ૯
જો કદી કર્ણ ગ્રહે સુગીતાને
ગાયક કો ન રહે અભિમાને! ક્યાંથીં૦ ૧૦
કીર્તિ અજાણ શું તારી પ્રમાણે?!
હર્ષ વિશેષ મહાસુખ માને! ક્યાંથીં૦ ૧૧

## મૃગજળ.[3]

પૃથ્વી વૃત્ત.

મનોજ્ઞ[4] રચના મહા! અકળ વિશ્વત્રાતાગતિ!
અરણ્ય મહિં હું ઉભો નયનને કળા ઠારતી!
કંઈ શ્રવણમાં[5] સરે મધુર કોકિલાસાદ શો?!
સરી શ્રુતિથી[6] અંતરે રસ મૃદુ ધ્વનિનો વર્ષ્યો! ૧

૧ ઉપમાને=ઉપમાનમા ઉપમેય કોકિલા છે અને ઉપમાન કોઈ નથી અર્થાત્ તેની બરાબર કોઈ નથી. ૨ લહરીસુભગાને=લહરીરૂપી બેનપણીને.

૩ કોઈ જંગલમાં દૂરથી બરાબર સરોવર જેવો દેખાવ દેખાય છે તેને મૃગજળ અથવા મૃગતૃષ્ણા કહેવામા આવે છે, તેને લોકો ઝાંઝવાં પણ કહે છે પાણીનો ભાસ દેખી હરણો પાણી પીવા માટે તે તરફ દોડે છે પણ ખરી રીતે તે કંઈ નહી હોવાથી તે દેખાવ આગળને આગળ જતો જણાય છે તેથી છેવટે તૃષા તૃપ્ત કરવાની ફોકટ આશામા દોડતા હરણો થાકી મરણ પામે છે. આ કાવ્યમાં હરણદ્વારાએ જગતની માયાની તૃષ્ણામાં તણાતા લોભી પુરૂષોને ઉપદેશ કરવામાં આવ્યો છે. ૪ મનોજ્ઞ=મનોહર. ૫ શ્રવણ=કાન. ૬ શ્રુતિ=કાન.

નહીં નહી કંઈ અહિં તરૂણી વૃક્ષવૃંદે વસે—.[1]
અહા નિરખું શું તહિં? નવીન ભાસ રંગે રસે!
હતું નવ વિલોકતાં કંઈ હતો હું જ્યારે તહિં!
ચડે નયન ચિત્ર શું! ખુબી મહા બની આ રહી! ૨
સરોવર દિસે દૃગે[2]! નવ જહિં કંઈ ત્યાં રમે!!
નહીં સર[3] નહીંજ, મૃગજળચિત્ર નેત્રે ભમે!
જલાશય[4] ખૂબી! તલે[5] વશી તરૂપ્રતિચ્છાય[6] શી!
મનોજ્ઞ રચના મહા! હરિણ જાય ત્યાં ત્યાં ધશી! ૩
કુરગ[7]! જળરંગ છે, જળ નહીં, તું શાને ધસે!
મરીશ રખડી, કદી ઉદક[8] પાસ ના આવશે;
તડાગભ્રમણા[9] ધરે હરિણ શિદ આવી અરે?
તહિં ઉદકભાસ છે, ન તવ તૃપ્ત તૃષ્ણા કરે. ૪
જરી સમજને શિખામણ કુરગ તું અતરે!
ભૂલીજ ભ્રમણા થકી દુ:ખ ગ્રહી તું શાને મરે?
ગાત સ્થિર તું રાખને, મરીશ અંતમાં માનને,
વિશેષ વદું શું તને, ઉદકભાસ મિથ્યા વને! ૫

ગઝલ.

સમજ ચેતન વિચારી લે, તને કુદરત નસીહત[10] દે,
જગતમોહિની મૃગજળ છે, રખડી મરતું હરિણ મન છે ૬
જગતસુખ સાચુ માનીને ભમે મન મોહ પામીને,
નહીં તૃષ્ણા વિરામે છે, નહીં તે પાર પામે છે. ૭

---

૧ જગલમાં કોકિલાનો સાદ કાને પડવાથી તે તરફ લક્ષ જવાથી તે ક્યાં ગાય છે તેનો તપાસ કરવા આસપાસ દૃષ્ટિ ફેરવવામા આવે છે તો અચાનક મૃગજળનો દેખાવ નજરે પડે છે તેથી કોકિલાના વિચારો બંધ પડી મૃગજળના વિચારો ઉત્પન્ન થાય છે. ૨ દૃગે=આખે ૩ સર=સરોવર. ૪ જલાશય=સરોવર. ૫ તલે=પાણીની સપાટી ઉપર ૬ તરૂપ્રતિચ્છાયા=ઝાડની છાયા આ મૃગજળના દેખાવમાં પાણીની અંદર ઝાડની છાયાનો પણ આભાસ થાય છે ૭ કુરગ=હરણ ૮ ઉદક=પાણી. ૯ તડાગભ્રમણા=સરોવરની ભ્રાતિ. ૧૦ નસીહત=શિખામણ

પછી અંતેજ થાકે છે, પડી પાશે ફસાયે છે,
મુંઝાયે છે પીડાયે છે, દુઃખે કાયા ગુમાવે છે. ૮
તને દે બોધ મૃગજળ આ, કદાપિ તે ન ભૂલી જા,
હરિણનું દુઃખ દેખીને સમજ વિચાર લાવીને. ૯
દુઃખદ મિથ્યા જગતમાયા, ભૂલાવીને પીડે કાયા,
રહે તું દૂર તેનાથી, મહા સુખ દૂર રહેવાથી. ૧૦

## ગિરિમંડળદેખાવ.

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

ઉભો છું ગિરિશિખરે સમય આ ! શો ખેલ ખેલાય આ?!
ભાસું છું અહિ આજ કે ગગનમાં ઉંચે ચડ્યો શું અહા ?!
કેવો ગિરિ બની રહ્યો અકળ આ ! સ્વપ્ને કળાયે નહીં !
ગિરિ કે સમુદાય[1] છે ઘન[2] તણો તૂટી પડેલો અહિં ?! ૧
શો આનંદી તમામ આ જગતનો દેખાવ દૃષ્ટિ ચડે !!
આત્મા નિરખીને લીલા ગિરિ તણી તર્કે વિતર્કે પડે !
કેવી ઈશ્વરી છે તમામ રચના આશ્ચર્ય સૌ આપતી !
શું હું બાળક મુખથી કહી શકું?! ચાલી શકે ના મતિ. ૨

માલિની વૃત્ત

ગિરિવર[3] ફરતે છે પર્વતો આસપાસ,
સકળ સકળ ભાસે શોભતા પાસપાસ !
લઘુ[4] લઘુ ગિરિ કોઈ ! કોઈ મોટા ઘણા છે ?
કંઈ કંઈ કંઈ ઠામે કોઈ લાબા પડ્યા છે ! ૩
અવનિ[5] અવનિ શોભે રમ્ય આ ચાર પાસે,
રમણીય રચના સૌ આ અહા કેવી ભાસે !
સકળ અવનિ કે શું ઉદધિ[6] આ જણાયે ?!
ગુરૂ[7] પરવત છે કે દ્વીપ શું પાણી માંહે ?! ૪

---

૧ સમુદાય=સમૂહ, ઢગલો. ૨ ઘન=વાદળા. ૩ ગિરિવર=મોટો પર્વત. ૪ લઘુ=નાના. ૫ અવનિ=ભૂમિ ૬ ઉદધિ=મહાસાગર. ૭ ગુરૂ=મોટા

લઘુ ગુરૂ બહુ સર્વે પથ્થરો છે પડેલા,
અજબ ગિરિ સહુ આ તે થકી છે થયેલા,
જગત બધું ધ્રુજે છે સંપ જો હોય ભારે,
ખચિત સબળ દિસે તેનું દૃષ્ટાંત આ રે. ૫

કટાવ.[1]

ઇશ્વરી ખુબી શી આ કામે ! પડ્યા ગિરિવર આરામે !
રચી શકાય શું આ દામે ! આનંદ નિરખતાં જામે !
વસે નિવૃત્તિ ચિતધામે ! શોભે શિલાઓ ઠામે
ઠામે ઠામે ! ઠામ તમામે !
જોતાં સામે ! શોક વિરામે !
રહે ન નામે ! શાન્તિ પામે !

આસપાસ આ પાસપાસ શું શિલાઓ છે ! સજડ રચેલી એક એકની ઉપર સઘળી, કોઈ કોઈ છે ચતી પડેલી અથાગ મોટી ભારે તેવી, કોઈ વળી છે નાની નાની ઘાટ વિનાની આમ તેમ તે પડી રહેલી ચારે પાસે, લાંબી પ્હોળી ઉભી વળી કો, કોઈ દિસે છે ઉંચી ગગનમાં આવી રહેલી ભારે મોટી હમણાં પડશે તેવી ઠરેલી, દેખી દેખી આ કાયા કંપે જેની નીચે મારગ ભાસે, કોઇ કોઈ તો માણુસ નાસે, રખે ગબડશે દાબી નાખશે મરણુ લાવશે, આવી આવી દેશત દેતી સ્થિર શિલાઓ પડી રહે છે; કોઈ કોઈ છે મધ્ય ભાગમાં અધર રહેલી જેની ઉપર મારગ દિસે તે ઉપર થઈ મનુષ્ય જાય છે આ બાજુથી પેલી બાજુ ઘણી સ્હેલથી જાણે મોટા પૂલ સમાને લાગે સઘળી ! રચવાને આ કોણ વસેલું ? ! ઈશ્વરની છે અકળિત ખુબી ! તે નવ હાલે જરી કદાપિ, સ્થિર રહે છે વાયુ ભારે બહુ તોફાની તેની સામે અથડાયે છે કિન્તુ કદાપિ જરી ન ડગતી; કોઈ કોઈ છે સાથ વસેલી જેની ઉપર પડી રહેલી છે શિલાઓ તેની અંદર મોટા મોટા રસ્તા ભાસે, કોઈ દિસે છે નાના નાના અંધારાથી ઘેરાયેલા

[1] આ કટાવની રચના નર્મદકવિના કટાવ પ્રમાણે રચવામાં આવી છે.

કોઈ વિષે તો કિર્ણ સૂર્યનાં પ્રકાશ દે છે ઉજ્જવળ ભારે, કોઈ કોઈ તો બની રહી છે મોટી ગુફાઓ જેની અંદર વાઘ વરૂ છે સુતેલા કો કોઈ જાગતા બૂમ પાડતા અબળ જીવને મનુષ્ય જાતને ત્રાસ આપતા, ભારે પોતે એક સાદથી ગજાવતા તે પર્વત આખો; કોઈ ગુફામાં જોગી દિસે શિર જટાથી જેનું ભરેલું રાખ તણાં છે વસ્ત્ર ધરેલાં જેની આગળ ધૂણી ધખે છે, તુચ્છ ગણે છે દુનિયાને જે ભવનિધિ તરવા ધ્યાન પ્રભુનું ચિત્ત ધરે છે. આ એકાંતે નજર દોડતાં ઈશનામ સૌ ઉતરે ધ્યાને! ગર્ક થાઉં છું ઈશ્વરજ્ઞાને ભ્રાંતિ વિરામે મહા સુખ-શાંતિ અતર પામે જોઈ ગુફા સામે સામે સામે સામે!!
શોભે શિલાઓ ઠામે ઠામે ઠામે! ૬

વસંતતિલકા વૃત્ત.

દેવાલયો[1] કઈ જગે બહુ વૃક્ષવૃન્દે!
જ્ઞાની તણા લઘુ ઉપાશ્રય[2] કોઈ શૃંગે[3]!
યાત્રાળુ લોક શ્રમથી શિખરે ચડે છે,
કો ઉતરે ધીરજથી, રડી કો પડે છે! ૭

ચિત્તા તણા સબળ સાદ સુણી ડરે છે,
ને વૃક્ષથી પડી પડી કપિઓ મરે છે,
કોઈ અનાથ જીવ ભોગ થઈ પડે છે,
કો નાસવા હિંમત દેહ મહીં ધરે છે. ૮

શિકારીઓ ગિરિ મહીં ભમતા શિકારે!
મોટા અવાજ કરી ગિરિ ગજાવતા રે!
વાઘાદિ સિંહ વરૂ કો મરતા બરાડે!
સર્વત્ર તે ભય વિશેષ દિલે પમાડે! ૯

મંદાક્રાન્તા વૃત્ત.

આલિંગે છે[4] પરસપર કો સ્નેહ સાથે શિલાઓ!
વેલિ વચ્ચે વળગી ઉગી છે કેવી લીલી લતાઓ!

---

૧ દેવાલયો=દેરાં, મદિરો. ૨ ઉપાશ્રય=આશ્રમ. ૩ શૃંગે=શિખર ઉપર. ૪ આલિંગે છે=ભેટે છે.

કોઈ વચ્ચે તરૂવર દિસે મૂળ નાખી ઉગેલાં,
જાણે પ્રીતિ સજડ કરવા છે શિલામાં વસેલાં ! ૧૦
ગિરિ માંહે સરસ ખિલતાં વૃક્ષની હાર શોભે,
આનંદી આ ખુબી નિરખવા અત્ર આ નેત્ર થોભે !
કોઈ નીચે, વળી ગગનમાં, મધ્યમાં કોઈ ભાસે !
ઘેરી લીધો તરૂ સહુ મળી ગિરિને ચાર પાસે ! ૧૧
ઠામે ઠામે અગણિત મહા વાંસનાં વૃંદ ભારે !
કેશુ તાડો સુખડ વડ છે લીંબડા કોઈ ઠારે !
આંબા શોભે વિધ વિધ તરૂ સાગ ને ખેર આદિ,
લેખાયે શું સઘળી ગણતાં વૃક્ષવેલિની જાતિ ! ૧૨
કોઈ ફાલી કુસુમથી ફૂલે આપતાં સાર વાસ,
ફેલાવે છે પરિમલ[1] બહુ કાષ્ટ કો આસપાસ,
ખિલે ફૂલે, ફળ સરસ દે, કોઈ તો ફાલ નાખે,
કોઈ લીલાં રસથી પૂર છે જીવ સાનંદ[2] રાખે. ૧૩
છાયા આપે શીતળ બહુ કો શાન્ત આત્મા પમાડે,
વૃક્ષો કોઈ દુઃખ શરીરને કટકેથી[3] લગાડે,
સુકાં કોઈ ગિરિ મહિ દિસે લાગતાં કો મરેલાં,
ભાગેલાં છે વળી બહુ તરૂ કો સુતેલાં પડેલાં. ૧૪
વૃક્ષો જોડે સજડ રૂપમાં વેલ વિટાઈ બેને,
ભેટાડે છે પવન વહીને જોરથી ખુબ તેને !
સંધાયેલાં વિમળ પ્રીતથી દમ્પતી શું બિરાજે !
ભેટાડે શું મદન[4] શરીરે પામી વિકાસ[5] આજે ! ૧૫
કોઈ વૃક્ષો નમન કરતાં રમ્ય છે સામ સામે,
જેની નીચે વિધ વિધ જીવો શાન્તિ વિશ્રામ પામે,
ઉંચાં ભારે બહુ બહુ દિસે તુચ્છ જેવાં જણાયે,
ચાહે સર્વે ગુણી જન, અભિમાની કોઈ ન ચાહે. ૧૬

---

૧ પરિમલ=સુગંધ ૨ સાનંદ=આનંદમય ૩ કટકેથી=કાંટાથી ૪ મદન=કામદેવ ૫ વિકાસ=ખિલવાપણું

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

તાણે રાગ મધુર પખી ગિરિમાં નાના પ્રકારે ઘણાં,
શા આ સાદ પડે અનેક કરણે ચોપાસથી તે તણા !
કોણે ગાયનજ્ઞાન દીધુ શ્રમથી ને તાળ આપી બહુ,
શી આનંદી લીલા અહો ગિરિ તણી ! શું શું મુખે હું કહું ! ૧૭
દે આનંદ ઘણાંક ગાઈ મુખથી ઉભાં કરે રોમને[1] !
કોઈ શોક પમાડતાં, કઈ કઈ ભીતિ પમાડે મને !
કોઈ તો ગત વાતનું સ્મરણ સૌ ચિત્તે કરાવે અહા !
આપે ચિહ્ન અસાર સાર ખગ કો, શું ગુણ જાચે કહ્યા ! ૧૮
દિસે છે રમતાં ઘણાક ભમતાં, કોઈ ઉંચે ઉડતાં,
કોઈ છે જમતાં ફળો ફૂલ બહુ લીલી લતા તોડતાં,
કોઈ છે લડતાં, ઘણાંક મરતાં, બ્હીતાં બહુ બાજથી;
જાતિ કોણ ગણી શકે ? કુદરતી ખુબી કહો શી નથી ?! ૧૯

માલિની વૃત્ત

ઝરણ વિમળ કેવું ચાર પાસે ઝરે છે !
ખર ખર ખર શબ્દે સાદ મોટો કરે છે,
પથરથી અથડાઇને નીચે તે વહે છે,
ખર ખર કરતા આ શા ઝરાઓ ઝરે છે ! ૨૦
હરિત[2] અધિક ઝાડી કેવી નીચે જણાય !
ઝરણ જળ કુશીને વૃક્ષ સૌ તૃપ્ત થાય;
સજડ વળગી રૂહે છે વૃક્ષને વેલ લીલી;
વિમળ જળથી ઝાડી ફાલીને કેવી ખિલી. ૨૧
અબળ સબળ પ્રાણી જાય તેમાં છુપાઈ,
કહિં સ્થળ જીવ શિકારી તણા વાસ માંહી;
ઝરણ સકળ પ્રાણી જાય પીવા ઉલાસે,
હરી ફરી રમી ખેલી આમથી તેમ નાસે. ૨૨
નિરમળ નીર પીને તૃપ્ત તૃષા કરીને,
સ્વઉદર ભરવાને જાય ચારે ફરીને,

---

૧ રોમ=શરીરની રૂવાટી, પુલક ૨ હરિત=લીલી.

ફરી ફરી ગિરિ માંહે પેટ પોતે ભરે છે,
કદી કઈ જીવ કેરા ભક્ષ પોતે બને છે! ૨૩

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

સ્વાભાવિક ઘણાક પથ્થર થકી કુંડો બનેલા ઘણા,
જેમાં છે જળ સ્વચ્છ સૌ ઝરણનું, શોભા વિષે ના મણા!
રંગી વિમળ કોઇમાં કમળ છે, છે કોઇમાં પોયણી,
કોઈ અંદર છે વનસ્પતી[1] લીલી ઓઢી ઘણી ચંદ્રની. ૨૪
સંતાડે જળ સૌ વનસ્પતી નીચે પાણી ન દેખાવ દે!
કોઈ પ્રાણી હરિત ધારી ધરણી તેમાં અજાણે પડે!
વાયુ રોમ ખિલાવતો શીતળ ને મદો અહીં વાય છે,
લાવે તાણી તમામ વાસ તરૂની, આનદ સૌ થાય છે! ૨૫

સ્રગ્ધરા વૃત્ત

આજે તુને ગિરિ હે નયન નિરખતાં આત્મ સાનદ ભારે!
જુદી જુદી ૠતુમાં નવીન નવીન તુ વેશ વિચિત્ર ધારે,
લીલાં વસ્ત્રો સમે કો અધિક પીત ધરે, શ્વેત ભૂરાં કદાપિ,
આજે ગિરિ! મને તેં હૃદય મહિં મહા સુખ સૌ શાન્તિ આપી! ૨૬

---

## પ્રાતઃકાળે ગિરિશૃંગે વૃષ્ટિસમય.[2]

શિખરિણી વૃત્ત

અહા! હું કયાં ભાસું? મમ શરીર શું ગિરિ ઉપરે?
અરે ના ના, આ તો કૃતિ નવીન આવેજ નજરે!

---

૧ આ વનસ્પતી એવા પ્રકારની હોય છે કે તે પાણી ઉપર તરતી રહે છે અને તેનાં મૂળ પાણીની અંદર તરતાં રહે છે, અને તે એવી ધીચોધીચ ફાલે છે કે જરા પણ પાણી દેખાતુ નથી. ૨ પર્વતના શિખરને અર્થાત્ શિખરિણીને મેઘરાજાની સ્ત્રી તરીકે આ કાવ્યમાં ઉત્પેક્ષા કરી છે. મેઘરાજા અને શિખરિણીના સંયોગની કલ્પના કરી વૃષ્ટિનું અને પર્વતનુ, શરૂઆતથી આખર સુધીનું વર્ણન કર્યું છે. અપહ્નુતિઅલકારમા સભોગશૃઙ્ગાર રસ છે પરસ્ત્રીના સંબંધથી થતા દુઃખનો ચિતાર છે વ્યભિચારનિષેધ કાવ્ય છે.

અહા! હું તે હું કે રસરસિક દ્વિરેફ શું અરે?
ઠર્યો સુધા લેવા શિખરિણીનલિનીમુખ પરે. ૧[૧]

વસ્યો અત્રે પદ્મે, મમ તરલ ઊર્મિ કહિં ભમે?!
દૃગે આ શું આવે પલક મહિં જોતાં પ્રિય સમે?
કળાયે ના કિંચિત્ ખુબી સમય! તારી અકળ છે!
પડ્યો ઉંડા તર્કે, નવ હૃદયને અલ્પ કળ છે. ૨[૨]

શું દૃષ્ટિમર્યાદે કિરણ ફુંકતો દિનકર કયાં?
કહાં કિર્ણો તેનાં સહુ સરી ગયાં? અત્ર નવ કાં?
શું દૃષ્ટિમર્યાદે રવિ સરી ગયો સૌ કર લઈ?
નિહાળી શું ગિરિ ભય ધરી સિધાવ્યો ગૃહ મહીં? ૩[૩]

અરે ના ના ભાનુ નથી સરી ગયો તે ગગનમાં,
છુપાવ્યો અભ્રોએ, અતિ બળ અહા કેવું ઘનમાં?
વસ્યાં અભ્રો દિવે વિમળ નભ જ્યાં શોભિત હતું,
ચડી મોટી સ્વારી! દિવ મહિં દિસે સૈન્ય ફરતુ! ૪[૪]

---

૧ અહા હુ ક્યાં ઉભો છુ? શું આ મારૂ શરીર પર્વતના શિખર ઉપર છે? ના, ના, આ તો કાંઈ નવીન રચના જોવામા આવે છે. હું તે હુ પોતે છું કે રસાતુર ભ્રમર છુ? સુધારસ પીવાને શિખરિણીરૂપી કમળના મુખ ઉપર અત્યારે બેઠો છુ ૨ અત્રે હુ પદ્મમા પડયો છુ પણ મારા તરંગો કયાંઈ ભમ્યા કરે છે! અહા! એક ક્ષણમા આ સમયે શુ નજરે આવે છે? હે સમય! તારી ખુબી જરા પણ કળાતી નથી! ઉંડા વિચારમાં પડુ છુ પણ હૃદયને કળ પડતી નથી. ૩ પૂર્વમાં દૃષ્ટિમર્યાદામાં હમણાં કિરણો નાખી સૂર્ય પ્રકાશતો હતો તે કયાં ગયો! તેનાં કિરણો કયાં ગયાં? કેમ અત્રે દેખાતા નથી? શુ પાછો દૃષ્ટિમર્યાદામાં કિરણો લઇને સૂર્ય ચાલ્યો ગયો કે પર્વત દેખીને ડરવાથી પોતાના ઘરમાં પેશી ગયો? ૪ ના, ના, સૂર્ય ગગનમાં નાશી ગયો નથી, પણ વાદળાંએ તેને છુપાવ્યો છે. અહા વાદળમાં કેવી શક્તિ છે! જે જગોએ સ્વચ્છ આકાશ શોભતુ હતું તે જગોએ વાદળાં છવાયાં છે, આકાશમાં મેઘસ્વારી ચડી છે અને તેનું સૈન્ય ફરતું જણાય છે.

કહાં ચાલ્યો ઉઠી પ્રિય સરસ સૂર્યોદય સમો ?
કહાં તે દેખાવો ? નવ કહિં, ભલે લોચન ભમો,
બની શું આ સંધ્યા ? નહિં નહિંજ, પદ્મો ખિલી રહે !
દિસે પખી ગાતાં મધુર મમ કર્ણો સ્વર ગ્રહે ! ૫[1]
કહું હું શું આને ? સમય અહિં આ શો પળ પળે ?
મતિકોશેથી આ નવ સમયનું નામ નિકળે !
અહા ! જોતાં આવું વધ્યું તિમિર ભારે નભ વિષે !
ફરી રાત્રિ આવે તિમિર લઈ ? કે શું બન્યું દિસે ? ૬[2]
વહે નૈરૃત્યેથી અનિલલહરી શીતળ અહા !
દિસે આનદી શો નિશદિવસ વચ્ચે સમય આ !
ઈશાને આ વિદ્યુત્ ચમકી ચમકાવે હૃદયને !
ખરે આ દર્શાવે તજવિજ સહુ વૃષ્ટિની મને ૭[3]
નથી આ તો વૃષ્ટિ તણીજ સહુ તૈયારી દિસતી,
ગિરિપ્રિયા સ્પર્શવાં અતિ ખુબી કરે મેઘભૂપતિ,
રખે આવે લજ્જા રવિની સમજી એવું મનમાં !
છુપાવ્યો ભાનુને સહુ કિરણ સાથે ગગનમાં ! ૮[4]

---

૧ આનંદી અને પ્રિય પ્રભાતનો સમય ક્યા ગયો ? તેના દેખાવો ક્યા ગયા ? મારી બંને આખો આમ તેમ ભલે જુએ છે પણ તે દેખાવો જણાતા નથી અરે ! શુ આ સધ્યા ? ના, ના, કારણ કે નીચે કમળો ખિલી રહે છે, પખીઓ મધુર સ્વરે ગાતા સભળાય છે ૨ ત્યારે આને શુ કહુ ? ક્ષણે ક્ષણે આ શો દેખાવ દેખાય છે ? મને આ સમયનુ નામ બુદ્ધિકોશમાથી જડી આવતુ નથી. અહા ! એટલામા તો આકાશમા અધારૂ વધી ગયુ ! શુ આ તે અધકાર લઇને રાત્રિ પાછી આવે છે કે આ તે શું બન્યુ ? ૩ નૈરૃત્યકોણમાથી થડો પવન આવે છે, દિવસ અને રાત્રિ વચ્ચેનો આ સમય કેવો પ્રિય લાગે છે ? ઇશાનકોણમા વીજળી થાય છે અને અંત કરણને ચમકાવે છે ખરેખર આ મને વૃષ્ટિની તૈયારી સૂચવે છે ૪ ના, ના, આ તો વૃષ્ટિની તૈયારી દેખાતી નથી પરતુ મેઘરાજા પોતાની ગિરિશિખરિણી–પ્રિયાને સ્પર્શ કરવા ખુબી કરે છે, અને રખેને શરમ આવશે એમ ધારી કિરણો સાથે સૂર્યને આકાશમાં છુપાવ્યો છે

દિવે, આવા કાર્યે, વીજળી શિદને થાય અદકી?
રખેને કો જોશે તજવિજ કરે વીજ ચમકી;
અરે કિન્તુ હું તો નથીજ ખસતો શૃગ તજીને,
ઠરૂં શૃંગે જોવા સહુ શું શું કરે મેઘ ગિરિને! ૯[1]
અહા! આવું કહેતાં મમ ભણી બહુ વાદળ ખસે!
ગિરિશિખાનો શું વદનરસ લેવા ઘન ધસે?
અરે જેવાં આવે શરમ ધરી તેવાં દૂર ભમે!
વહે શિરે તેઓ, મુખરસ ન પામે કંઈ સમે! ૧૦[2]
ગ્રહે, તારા, અર્કે હરકત ન કોયે કીધી જરી,
પરંતુ પાડી મે રસની મહિ ભગાણ જબરી,
ગયો તેની સાથે સકળ મમ આનંદ રસનો,
પડે કષ્ટે કાયા કંઈ કંઈક આનદ મનનો!! ૧૧[3]
અહા આ શું પાણી! ફર ફર ખરે મેઘથી સરી!
વ્રીડાની આ પીડા દૂરજ કરવા શું ખુબી કરી?
પછી કે શું યુક્તિ રચી ભ્રમર આ દૂર કરવા
ભિંજાવી પાખોને અબળ કરી આનંદ હરવા? ૧૨[4]

---

૧ વળી આવા સમયમા શા માટે વીજળી થાય છે? રખેને કોઈ જોશે એમ ધારી પ્રકાશના ચમકારા કરી તપાસ કરે છે છોને ગમે તેટલો તપાસ ચાલે પણ હુ તો આ શિખર છોડીને જવાનો નથી, અને મેઘ ગિરિને શુ કરે છે તે જોવાને શિખર ઉપર રહુ છુ ૨ અહા! આમ બોલતામાં તો મારી તરફ વાદળા ધસારો કરે છે. શુ આ તે શિખરિણીપ્રિયાને ચુબન કરવાને મેઘરાજા નીચે આવે છે? પરતુ જેવાં તેઓ આવે છે તેવાજ મારી શરમ ધરીને દૂર ખશી જાય છે અને મારા માથા ઉપર થઈ ચાલ્યા જાય છે અને મુખરસ પામી શકતાં નથી. ૩ ગ્રહોએ, તારાએ, અને સૂર્યે જરા પણ હરકત કરી નહી પરતુ મેં તેમના રંગમાં ભંગ પાડ્યો છે, તે સાથે રસનો મારો તમામ આનદ દૂર થયો છે, મારી કાયા કષ્ટમા પડી છે, પરતુ કાંઈ કાંઈ કૌતુક જોવાને મનનો આનદ જણાય છે. ૪ અહા! પાણી પડતુ જણાય છે! વાદળામાથી પાણીની ફરફર આવે છે! શું મેઘરાજાએ પોતાની શરમ દૂર કરવાને આ ખુબી કરી છે કે પછી મારી–ભ્રમરની–પાખો ભીંજાવીને અશક્ત કરી મને દૂર કરવાની આ રચના રચી છે?

પછી કે શું આ તે નવીન રૂપ ધાર્યું ભૂપતિએ?
કરી યુક્તિ સ્પર્શ્યાં શિખરિણીપ્રિયાનેજ હૃદયે!
નહિં છોડું હું આ કમળમુખ, છોને પર ખરે,
પીડા આપે છોને, તજી રસસુધા કોણુજ સરે? ૧૩[1]
પડે આ શું પાણી! મમ સકળ કાયા થરથરે!
પતિ શું આલિંગે શિખરિણીપ્રિયાને ભીડી કરે!!
અહા! શી આ ચાલી બળથી રસની રેલ અતિશે!
નિહાળી સૌ નેત્રે મમ મન પડે તર્કની વિષે! ૧૪[2]
વહે વારિધારા પરવત પરેથી સહુ સ્થળે!
શું વ્હાલાના સ્પર્શે શ્રમથી દિલથી બિન્દુ નિકળે?!
રહ્યો હું તો અત્રે સહુ રસિક આવી રસ પીએ!
પ્રિયા સ્નેહે ઘેલી! ખિલવી ખુબ બાજી તરૂણીએ! ૧૫[3]
તરૂવેલિપત્રો પરથી જળબિન્દુ સરી પડે!
શું દેખી સંગ્રામે શિખરિણીપ્રિયાને તરૂ રડે?
અરે ના ના એ તો સહુ તરલ ભ્રાંતિ મન તણી!
રડે શાને દેખી રમતી પતિની સાથ રમણી! ૧૬[4]

---

૧ કે પછી મેઘરાજાએ આ તે નવીન સ્વરૂપ ધારણ કર્યું છે? ખરે-ખર તેણે શિખરિણીપ્રિયાને આલિંગન કરવા આ યુક્તિ રચી જણાય છે, ભલે ગમે તેમ હો પરતુ હુ તો આ મુખકમળને છોડીને જવાનો નથી, ભલે ગમે તેટલી પીડા તે આપે પણ આવો સુધારસ છોડીને કોને જવાની ઇચ્છા થાય? ૨ અહા કેવું પાણી પડે છે! મારૂં શરીર ધ્રુજ્યા કરે છે, મેઘરાજા પોતાની શિખરિણીપ્રિયાને હસ્તમા ભીડીને કેવું આલિંગન કરે છે! અહા આ કેવી રતિરસની રેલ ચાલી રહી છે! આ સૌ જોઇને મારૂ મન વિચારમા પડી જાય છે ૩ પર્વત ઉપરથી સર્વ સ્થળે પાણીની ધારાઓ વહે છે, આ તે શુ પતિના સ્પર્શથી રતિવિલાસમા શ્રમથી પર-સેવાનાં બિંદુ શરીરમાથી નિકળે છે? હુ તો અત્રે પડી રહ્યો અને રસિક આવીને પ્રિયાનો રસ લે છે. પ્રિયા પ્રેમમાં ઘેલી બની રહી છે. અહા યુવાન સ્ત્રીએ કેવો રસ જમાવ્યો છે! ૪ ઝાડના પાદડા પર પાણીના ટીપાં પડયા કરે છે; આ તે શું રતિવિલાસના સંગ્રામમાં શિખરિણીને દેખીને વૃક્ષો રડે છે? ના, ના, એ તો ફોકટ મનના તર્કવિતર્કો છે; પતિ પાસે તેની પ્રિયાને રમતી દેખીને શા માટે તેઓ રડે?

સુખે દેખી સ્નેહી નવ નયન માંહે નીર ધરે !
તરૂ ? ના ના, આ તો શિખરિણીની રોમાવળિ ખરે !
ખિલી સ્પર્શે પાછી ભીની બની દબાઈ નીચું જુએ,
અહા ! રત્યાનંદે પુલકપરનો સ્વેદ શું લુહે !! ૧૭[1]
વહે જોતાં નીચે ઝરણ જળનાં પૂર શૂરથી !
વહી ચાલી રાને નીર ભરી સરિતા ઉલટથી !
અતિ કેવી પ્રીતિ ! શ્રમ નવ જરાએ મન વસે,
પીડાયે છે કાયા પણ હૃદય આનંદ વરસે !! ૧૮[2]
પડે પાણીધારા કંઈ કંઈ જગે પથ્થર પરે,
શિલા સાથે ભેટી નિજ દિલ અરે ખંડિત કરે !
નથી એ તો ધારા; શિખરિણીની રત્નાવળિ દિસે !
તુટે છે વિલાસે ખર ખર ખરે રત્ન અતિશે !! ૧૯[3]
પીડાયો હું ભારે ! જળબળ મટે છે જરી નહીં !
દીધી શિક્ષા મેઘે, શિખ વીજ તણી ના મન ગ્રહી;
ભિંજાયાં આ વસ્ત્રો થરથર ધ્રુજે કાય સઘળી,
સુધા લેવા આવ્યો પણ ન કમળે આ કળ વળી. ૨૦[4]

---

૧ પોતાના સ્નેહીને સુખાનદમાં દેખીને કોઇ પણ આસુ નાખે નહીં અરે! આ તે તરૂ કે શુ? ના, ના, તે તો શિખરિણીના શરીરની રોમાવળી છે. પતિના સ્પર્શથી તે ખિલે છે અને પાછી પરસેવાના બિંદુથી ભીંજાઇ દબાઈ જાય છે અહા! આવા રતિવિલાસમાં પરસેવાનાં બિંદુ કોણ લુહી નાખે? ૨ નીચે પાણીના ઝરણો ઝર્યા કરે છે અને તેની આનંદી નદી જંગલમાં વહ્યા કરે છે. અહા ! તેમની કેવી ગાઢ પ્રીતિ ! રતિવિલાસનો જરા પણ શ્રમ તેમના મનને આવતો નથી કાયા પીડાય છે પણ મનમાં આનંદ થયા કરે છે ૩ કેટલીક પાણીની ધારાઓ પથર ઉપર પડે છે અને શિલાઓ સાથે ભેટીને અર્થાત્ અથડાઇને પોતાની કાયાને ખંડિત કરે છે મતલબ કે પછડાઇને છાટાના રૂપમાં ઉડે છે. અરે ! આ તો પાણીની ધારાઓ નથી પરંતુ શિખરિણીના કઠના રત્નહારની સેરો છે અને તે રતિવિલાસની મસ્તીથી તુટવાથી તેના રત્નો આસપાસ વેરાય છે ૪ હું ઘણો પીડાયો છું, વરસાદનું જોર મટતુ નથી, મને મેઘે આ શિક્ષા આપી છે, વીજળીની શિખામણ માની નહી, કપડાં ભીંજાયાં છે, કાયા થર થર કંપે છે, હું અત્રે સુધા પીવાને આવ્યો પણ આ કમળમા મને ચેન પડયુ નહીં.

પૂરી આશા મેઘે ! અકળિત પ્રિયા મસ્ત બની શી !
વિલોકી આ ક્રીડા મમ સહુ બની સ્તબ્ધ મતિ શી !
અરે ! ક્યારે ભાનુ ઘનગણુજ ભેદી ખિલી રહે
ગૃહે ઉડી ચાલું, કંઈ કંઇક શાન્તિ દિલ ગ્રહે ! ૨૧[1]
અહા ! આ શું પૂર્વે કર સહિત તેજસ્વી ચળકે ?
શું છેદી અભ્રોને રવિ નિકળતો બ્હાર ભપકે ? !
દિવે સૌ વેરાયે ઘનગણુજ ચારે દિશ મહીં !
રવિની લજ્જાથી નભ મહિ રહે વાદળ નહીં ! ૨૨[2]
અહિં પ્રાતઃકાળે બની શી રચના અલ્પ સમયે ? !
કીધી કેવી શિક્ષા ! સહુ રમી રહે ચિત્ર હૃદયે !
કદી ના ભૂલાયે ! કદી નવ જશે લેખ મનથી !
અહા ગિરિશૃંગે કંઈ ખચિત બાકી રહ્યું નથી ! ૨૩[3]
કદી સુખાનંદો પરયુવતિ માહે નવ વસે,
ખરે આ બોધે છે ગિરિશિખર દૃષ્ટાંત અતિશે,
હવે ઉડી ચાલું શિખરિણી તજીને ઘર ભણી,
મહા સુખે મ્હાલું ગૃહ મહિ રમી સાથ રમણી. ૨૪[4]

---

૧ મેઘરાજાએ પોતાની ઇચ્છા પરિપૂર્ણ કરી ! અહા ! શિખરિણીપ્રિયા કેવી મસ્ત બની ! તેમની ક્રીડા જોઈ મારી બુદ્ધિ સ્તબ્ધ બની ગઈ, હવે સૂર્ય પાછો ક્યારે વાદળાને ભેદી બહાર નિકળે કે હુ અત્રેથી ઉડીને ઘેર ચાલ્યો જાઉ કે મને જરા શાન્તિ વળે ૨ અહા ! પૂર્વ દિશામા કિરણ સાથે શું પ્રકાશે છે? શુ વાદળાને છેદીને ભપકાથી સૂર્ય તો બહાર આવતો નથી? આકાશમા ચાર દિશાએથી વાદળા વિખેરાય છે ખરેખર તે સૂર્યની લજ્જા પામીને આકાશમા હવે રહેતાં નથી ૩ અહા ! આ અલ્પ સમયમા પ્રાત કાળે કેવી રચના બની રહી ! મને મેઘે ઘણી શિક્ષા કરી છે, તે તમામ મારા હૃદયમા રમ્યા કરે છે, તે કદી પણ ભૂલાશે નહી અને તે લેખ મારા અંત કરણમાથી ભુસાવાનો નથી ખરેખર પર્વતના શિખર ઉપર કાંઈ બાકી રહ્યુ નથી. ૪ સારાશ કે કદી પરસ્ત્રીમા સુખ નથી તે માટે આ ગિરિશિખરનુ દૃષ્ટાત સારી રીતે બોધ આપે છે હવે આ શિખરિણીને છોડીને ઘેર ચાલ્યો જાઉં કે સ્વસ્ત્રી સાથે વિલાસ કરી પરમ પવિત્ર આનદમાં રહું.

## નદીદેખાવ.[1]

મનહર છંદ

છે અદૃશ્ય[2] મૂળવાળી, ભાળી વળી શાખાવાળી,
ફેલાઈ પડેલી, લાંબી વેલ શું વખાણીએ?
મૂળમાંથી પાણી ચડે, ચાલી વેગે જાય અતે,
રોકે નહીં તેને કોઈ, તાજી એથી માનીએ;
વર્ષાકાળમાં નિહાળો, તૃપ્ત પાણી થકી દિસે,
ગ્રીષ્મકાળે[3] સુકાયેલી પાણી વિના જાણીએ,
ફાલે તોએ પત્ર નથી, ફૂલતી ફળતી નથી,
માટે એ તો નથી વેલ, ત્યારે શું પ્રમાણીએ? ૧

અતિશય રીઝનારી, ઉર અતિ ખીજનારી,
મુખે ઝેરવાળી[4] આ શું નાગણુ ઠરેલી છે?
વાંકી ચૂકી ચાલ જુઓ બહુ શાન્તતા ભરેલી,
પગ વિના કેવી ચાલે, મનને ગમેલી છે,
સૂર્ય તણાં કિરણોથી પ્રકાશે ચળકી મહા,
કરતી લીસોટા ચાલી ચિત્તે શી ચડેલી છે!
પણ ન રીઝે ગાનથી, ખીજે નહીં મારવાથી,
માટે ન નાગણુ, ત્યારે વસ્તુ શી પડેલી છે? ૨

---

૧ પ્રથમ ટુકમા નદીને વેલ તરીકે કલ્પી તેનુ વર્ણન કર્યું છે પણ કેટલાક તેના લક્ષણોની શકા પડવાથી બીજી ટુકમા નાગણ તરીકે નદીની કલ્પના કરી છે તેમા પણ શકા પડવાથી ત્રીજી ટુકમા નિર્લજ સ્ત્રી તરીકે ઉત્પ્રેક્ષા કરી છે અને તેમા પણ શકા પડવાથી છેવટે નદીનું ખરૂ સ્વરૂપ ધ્યાનમાં લઈ વર્ણન કરવામાં આવ્યું છે અપહ્નુતિ અલંકાર છે ૨ અ-દૃશ્ય=જણાય નહીં તેવા, ગુપ્ત ૩ ગ્રીષ્મકાળે=ઉનાળામા ૪ ઝેરવાળી=જે સ્થળે નદી સમુદ્રને મળે છે તેને મુખ કહે છે, ત્યાં આગળ સમુદ્રના પાણીના લીધે પાણી ખારૂ હોય છે તેથી ખારને ઝેર તરીકે કલ્પી નદીને ઝેરવાળી વર્ણવી છે.

વસ્ત્ર નહીં કાય ધારે, નગ્ન રહે નિશદિને,
ભૂમિ પરે સુતેલી શું નિરલજ ભામની ?
અતિ ઉંડા મૂળવાળી,[1] ભારે મુખાળી[2] નિહાળી,
મુખથી પતિને ચુમે ચાહી ચાહીને ઘણી,
લાજે નહીં કોઈ થકી, જેઠથી[3] કદાપિ લાજે,
તરંગપ્રવાહ[4] ચિત્તે ચલાવતી કામની,
કિન્તુ હાથ પગ નથી, મુખેથી તે નથી ખાતી,
માટે નથી નારી, ત્યારે વસ્તુ આ તે શી બની ? ૩
એક વાર જોઈ જુઓ, મૂળવાળી શાખાવાળી,
જેના વિસ્તારની શોભા કહું મુખે શી વદી !
રીઝનારી ખીજનારી, વાંકી ચૂકી ગતિવાળી
પગ વિના ચાલનારી, ચાલ સીધી ન કદી,
અખડ ચુબન કરી અમૃત પાતી પતિને
અવનિ ઉપર નાગી રહેનારી નિશદી,
નથી આ તો વેલ તેમ નાગણુ શખણી નથી
પણ મહા સુખ સાથે આ તો વહે છે નદી. ૪

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

આનદી સરિતા ગિરિથી નિકળી ભૂમિ પરે ચાલતી !
ભૂમિના ગ્રહી ગુણુ સૌ ઉદધિમાં અતે મળે છે જતી;
કેવી સદ્‌ગુણી છે સતિ ! રતિ કદી જુદાઈના જે ધરે,
આપે છે મનમર્મ સર્વ પતિને જે જે ઉરે તે ભરે. ૫
ભાનુકિરણથી અતિ ચળકતી, કેવું પ્રતિબિમ્બ દે ? !
તેવું રૂપ રચી દિલે નદીસતિ શું સૂર્ય સાથે લડે ?[5]

---

૧ ઉંડા મૂળવાળી=જેના મૂળ ઉંડાં છે તેવી, કપટી ૨ મુખાળી=મુખવાળી, વધારે બોલનારી ૩ જેઠ=જેઠમાસ, પતિનો મોટો ભાઈ. ૪ તરંગપ્રવાહ=મોજાંનો પ્રવાહ, વિચારનો પ્રવાહ ૫ નદીમાં સૂર્યનું પ્રતિબિંબ પડે છે તે જાણે નદીસતિ પોતાના હૃદયમાં બીજો સૂર્ય ઉત્પન્ન કરી આકાશના સૂર્ય સાથે લડે છે એવી ઉત્પ્રેક્ષા છે.

જોતાં વિમળ ચાલતા નીર પરે ચાલે તરગાવલી[1]!
ચોકે શું પરકાન્તસ્પર્શડરથી[2] નારી બિચારી ભલી! ૬

ઇન્દ્રવજ્રા વૃત્ત.

બને તટે[3] છે તરૂઓ ઉગેલાં! લીલાં ઘણાં તે જળથી થયેલાં!
રૂહે જેહ દાતાર ભલાની પાસ તે કેમ થાયે કદીએ નિરાશ ?! ૭
દ્વીપો અતિશે નીરમાં પડેલા! જેઓ નથી સ્થિર કદી ઠરેલા!
પ્રત્યેક વર્ષે બદલાય તેઓ, છે વિશ્વનો અસ્થિર ખેલ એવો!! ૮
પખી ઘણાં છે રમતાં કિનારે! કોઈ રમે કોઈ લડે અહારે!
છે મચ્છધ્યાની બગવૃંદ[4] બેઠે! રૂહેવા પૂરા ધ્યાની રહે શું છેટે?! ૯
કો પુન્યવતા મીનને[5] ખવારે! ખેલી રમી લે ભરી પુન્ય ભારે!
કો પાપી મારી મનમાં રીઝે છે! સારા દયા લાવી દિલે ખીજે છે!૧૦
સારા સુખે રૂહે પરલોક માંહિ, પાપી પીડાયે નથી તે નવાઈ,
ત્યાં છે સદા અદ્દલ એક ન્યાય, છોને ભલે હોય જ રક રાય. ૧૧
સ્ત્રીઓ પુરૂષો દિસતાં અત્યારે! ધોતાં ઘણાંકો કપડાં કિનારે!
શા સાદ સાનંદ પડેજ કાને! આત્મા ચહે છે સહુ સુણવાને! ૧૨
કો સ્નાન સ્ત્રીઓ કરતી ઉલાસે! ક્રીડા કરે કો બહુ નીરવાસે!
જાણે સ્ત્રીઓ આ મળી સંગ સંગે સ્નેહે સતિ સાથ રમે ઉમંગે! ૧૩
સર્વે મલાદિ[6] નીરથી કપાયે, ન્હાઈ શરીરે સહુ સ્વચ્છ થાયે;
જુઓ રૂહેવાથી સતિની સંગે ના કેમ આવે ગુણ સાર અંગે? ૧૪
માનિનીઓ[7] પાણી ભરી વળે છે! કો આવતી છે, જળ કો ભરે છે!
જાણે સતિ ગુણની ખાણ લેખી આવેજ લેવા ગુણ સાર દેખી! ૧૫
આવી પશુઓ તરસ્યાં કિનારે! પાણી પીએ ને પછી જાય ચારે!
કેવી દયાળુ સતિ સર્વ કાળે! ચાહી દીનોનાં દિલદુ:ખ ટાળે! ૧૬
દાતાર તું છે સરિતા દયાળુ! તારા મહીં સદ્ગુણ સૌ નિહાળું!
સર્વે જીવોનાં મન ઠારનારી! આપે મહા સુખ તૃષા નિવારી. ૧૭

---

૧ તરગાવલી=મોજાંની લહેર. ૨ પરકાતસ્પર્શડરથી = પર પુરૂષના સ્પર્શના ભયથી ૩ તટે=કિનારે ૪ બગવૃંદ=બગલાનું ટોળુ. ૫ મીનને= માછલાંને. ૬ મલાદિ=મળ વીગેરે. ૭ માનિનીઓ=સ્ત્રીઓ.

## ભૂમિકા.[1]

ગરબી. ( ઓધવનંદનો છોરો—એ રાહ )

અહા હર્ષથી હસે ભૂમિકાબાલિકા જો !
મળીને ખિલાવતી સખી આ ચંદ્રિકા જો ! અહા૦ ૧
નભે[2] ચંદ્રકાન્ત[3] દેખીને પ્રકાશતી જો,
કઇ દૃષ્ટિમાં સખીવ્રીડા[4] વિકાસતી જો ! અહા૦ ૨
રહી મેળવી દ્વિનેત્ર ચંદ્રહાસમાં જો,
ભૂમિ ભાસતી સુચુંબનની આશમાં જો, અહા૦ ૩
સખીશર્મથી મળાય નહીં સંગમાં જો,
સખી આવી કીધો ભગ અગ રંગમાં જો, અહા૦ ૪
મુખામૃત આમ અલ્પ નથી સ્વાદતી જો,
નથી નાથ સાથ હાથબાથ[5] પામતી જો, અહા૦ ૫
મળે સમય નાજ સ્વલ્પ ક્રીડાનદનો[6] જો,
લીધો કેલિસ્વાદ[7] રતિ ન પતિચંદ્રનો જો, અહા૦ ૬
અતિ ચદ્રિકા પીડે સખીને આ સમે જો,
સખી કે અરિ[8] અરે ? તરૂણીને દમે જો, અહા૦ ૭
ચહે ચદ્રિકા શું ચદ્રની પ્રિયા થવા જો,
ઇચ્છે ભૂમિનું શું ચદ્રસુખ ટાળવા જો, અહા૦ ૮

---

૧ ભૂમિને ચદ્રની સ્ત્રી કલ્પવામા આવી છે ચદ્રપતિના સુખની ભૂમિસ્ત્રી આશા કરે છે પરતુ તેને મળવા આવેલી ચદ્રિકાસખીની શરમથી કામવિલાસનો પ્રસગ બનતો નથી; ચદ્રિકા જરા પણ ખસતી નથી આથી શકા ઉત્પન્ન થાય છે કે ચદ્રના મોહમા પડી ચદ્રિકા પોતેજ ચદ્રની પ્રિયતમા બની આ બિચારી ભૂમિસ્ત્રીનુ સુખ ટાળવાને પ્રયત્ન કરે છે, ઉપરથી સખીને સ્નેહ બતાવે છે પણ અદરથી દુશ્મનનુ કામ કરી પોતાનો સ્વાર્થ સાધવાને અહિથી ખસતી નથી સ્વાર્થીજન પોતાના સ્વાર્થ માટે પારકાને નુકસાન કરે છે એ આ કાવ્યનો ઉદ્દેશ છે ૨ નભે=આકાશમા ૩ ચંદ્રકાત=ચદ્રરૂપી પતિ ૪ સખીવ્રીડા=સખીની શરમ ૫ હાથબાથ=આલિગન. ૬ ક્રીડાનદનો=કામવિલાસના આનદનો. ૭ કેલિસ્વાદ=રમત ગમતના રસનો સ્વાદ. ૮ અરિ=શત્રુ

અતિ પ્રથમમાં સખી શું પ્રેમ આપતી જો,
ચિત્તે ઉતરી હવે સખીની આ ગતિ[1] જો, અહા૦ ૯
જુઓ સ્વાર્થી મહા સુખ નિજ પામવા જો,
ચહે અન્યની સુખી સ્થિતિ નિવારવા જો, અહા૦ ૧૦

## સરોવરદેખાવ.

શિખરિણી વૃત્ત.

પ્રભાતે આ કેવું સરવર[2] સુશોભે જળ ભર્યું!
નિહાળી આનંદી સર હૃદય મારૂં સ્થિર ઠર્યું!
કહું શોભા શી આ? અદભુત દિસે સર્વ રચના!
તરૂ, પાણી, પખી, જળચર પમાડે સુખ ઘણાં! ૧
કિનારે સર્વત્રે હરિત[3] તરૂની હાર ગમતી,
મળ્યાં પત્રો સગે તરૂ તણી ઘટા ચિત્ત હરતી,
વળી કો કિનારે નર નીર થકી ન્હાય હરખી,
દિલે રાચી ખેલે નીર મહિં બહુ નીર નિરખી, ૨
કુદે કો, નાચે કો, અધર બહુ ઉંચેથી પડતા,
તરે છે ઉમંગે જળ મહિં થતા લોપ તરતા,
ધુએ ધોબી વસ્ત્રો સુર મધુર તાણી મૃદુ સ્વરે,
પછાડે વસ્ત્રોને નમી નમી દઈ તાળ પથરે. ૩
વળી કોઇ આરે ઘણી યુવતિઓ પાણી ભરતી,
બહુ કોઇ ધોતી જળની ભણી કો આવતી જતી,
સુખાનદે સગે ઘણીક તરૂણી સ્નાન કરતી,
સખીવૃન્દે સ્નેહે કરતી જળકેલિ ગમતથી. ૪

ભુજગી વૃત્ત

નથી નીરને શાન્તતા કોઇ કાળે, કરી વાયુ તોફાન તેને ઉછાળે,
ઉડે ચાર પાસે તરગો તરગો, વિલોકી ચિતારો વધે છે ઉમંગો! ૫
જનો! સ્થિતિઆત્માનીએવીપ્રમાણો,નથીશાન્તિએનેકહુંસત્યમાનો,
ઉપાધિ ભમાવે ભૂલાવે સતાવે, નહીં સ્થિર સ્થાને કદાપિ ઠરાવે! ૬

---

૧ ગતિ=યુક્તિ ૨ સરવર=સરોવર. ૩ હરિત=લીલાં.

કંઈ સૂર્યકિર્ણોથી પાણી પ્રકાશે, તરંગો થકી રંગ બેરંગ ભાસે!
તરે પત્ર તેમાં તરૂથી ખરેલાં, શું દિસે લઘુ નાવ તેમાં પડેલાં? ! ૭

હરિગીત છંદ

છે મીન રમતાં, કોઈ તરતાં, કોઇ ડરતાં છે ઘણાં,
ચોપાસ ફરતાં રમત રમી લે ગમત દિલે તેમના,
છે મગર મોટા કો પડેલા, મચ્છ કોઈ અહારતા,
જાણે મહા ભૂપતિ બિરાજે, ત્રાસને વર્શાવતા. ૮

છે બતક તરતી, હસ સુંદર સ્વાદતા નિજ ભોગને,
જળકુકડી જળમાં ડૂબી પળ માંહે ગ્રહે છે મીનને,
શોભિત સારસયુગલ[1] પ્રેમી શાં તટે છે આ સમે!
ખેલી રમીને સુખ પામે તેમને જે જે ગમે. ૯

છે ગાન કરતી કોકિલા તરૂવૃંદમાં ખગ[2] ખેલતાં,
કો સ્નાન કરતાં, ફરર ફરતાં દોડતાં કો ઉડતાં,
ગોવૃંદ, મહિષી,[3] મેષ,[4] અજ ને[5] છે અજા[6] પાણી પીતા,
કો જાય આવે રમત કરતાં, બોલતાં, કોઈ બ્હીતાં. ૧૦

માલિની વૃત્ત

ઠગ બગ તટ બેશી, શાન્તતા રાખી ચિત્તે,
કપટ હૃદય રાખી, બ્હાર ગભીર રીતે,
સમય સરસ લાવી, ધારીને એક ધ્યાને,
મીન પકડીજ ચાંચે તર્ત તે અંત આણે. ૧૧

કપટી પુરૂષ એવા વિશ્વ વિષે વસે છે,
ગરીબ નર બિચારા જાળ માંહે પડે છે,
મધુર મધુર બોલે વાણી તે પ્રીતવાળી,
પણ ખલજન[7] રાખે અંતરે ઝેરી પાળી,[8] ૧૨

---

૧ સારસયુગલ=સારસપક્ષીનુ જોડું. ૨ ખગ=પક્ષી ૩ મહિષી=ભેંસ
૪ મેષ=ઘેટાં. ૫ અજ=બકરા ૬ અજા=બકરી ૭ ખલજન=દુર્જન
૮ પાળી=છરી.

કપટી જનની પ્રીતિ સર્વદા વિષવાળી,[1]
કરવી નવ કદાપિ વેશ ગભીર ભાળી,
મીન ઠગ બગ આગે સૌ ખુએ પ્રાણ પોતે,
કપટી ખલની પાસે તેમ ખોશે નરો તે. ૧૩

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

ખિલે પદ્મની પાંખડી કિરણથી પદ્માકરે[2] શોભતી,
કોઇ લાલ ગુલાબી શ્વેત નીલ[3] કો વાયુ મહીં ખેલતી,
શોકાતુર કુમુદ[4] આ શશીપ્રિયા સકોચ[5] પામી રહી,
તોડી સ્નેહ પતિ તણો સતિ કદી જોડે બીજાથી નહીં. ૧૪
દોડે ભૃંગ[6] તમામ પંકજ[7] ભણી ગુંજાર કર્તા ઘણા,
ચૂમે બેશી બહુ બહુ કમળને રાખે ન કાંઈ મણા!
છોડે વાસ નહીં મહીં પડી રડે બિડાય રાત્રે ભલે!
અંતે પ્રાણ હરે અહો કમળ તે! ફોડી નહીં નિકળે! ૧૫
દેખીને પર નારને સહુ જનો વૃત્તિની સામે થશો,
લેશો ના રસવાસ તેની કદીએ, ઇચ્છા નહીં રાખશો.
પ્રીતિ રહેવી અખંડ તે કઠણ છે, પ્રીત થતાં વાર શી!
આ દૃષ્ટાંત વિલોકી માની મનમાં રહો તેથી છેટે વશી. ૧૬

વસંતતિલકા વૃત્ત.

વચ્ચે લઘુ દ્વીપ લીલા તૃણથી ખિલેલા,
ત્યાં પ્રાણીના કઇક વાસ દિસે બનેલા;
વિશ્રામ પખી ઉડતાં તહિં લે ઉલાસે,
કેવી મનોહરણ આ રચના પ્રકાશે! ૧૭

મદાક્રાન્તા વૃત્ત

કો આનંદી અધિક ફરતા દિસતા મિત્ર સંગે,
ચોપાસે તે ગમતથી ભમે પામી ઉમંગ અંગે,
કોઇ ગાતા મધુર સ્વરથી સાર સાનંદ રાગ,
ખેલી પોતે નિરમળ હવા લે ઉલાસે અથાગ. ૧૮

---

૧ વિષવાળી=ઝેરવાળી ૨ પદ્માકરે=સરોવરે. ૩ નીલ=ભૂરી. ૪ કુમુદ=પોયણી. ૫ સકોચ=બિડાઇ જવું તે. ૬ ભૃઙ્ગ=ભ્રમર ૭ પકજ=કમળ.

કોઇ જોતા સરવરલીલા દૃષ્ટિ સર્વત્ર નાખી,
ધ્યાને ધારી ગુણ ગ્રહી સહુ તત્વને લેજ રાખી,
કોઇ ચેષ્ટા નરયુવતિની વક્ર નેત્રે જુએ છે,
કોઇ મિત્રો રમત રમતા, કોઈ કોઈ લડે છે. ૧૯
આવે મદી શીતળ લહરી રોમ અંગે ખિલાવે,
પામે કાયા નિરમલ હવા રોગ નિર્મૂળ થાયે,
દેખીને હે સરવર તને સૌ ખસે શોકભ્રાન્તિ,
પ્રાણી સર્વે વિધ વિધ રીતે લે મહા સુખ શાન્તિ. ૨૦

---

## વસંતકુમારી.

રાગ હોરી

સુખાકારી વસંત પધારી ! ભલે તું ! સુખાકારી વસંત પધારી !
વસત પધારી, અતિ ખુશકારી, સુરભિ[1] વાયુ પ્રસારી,
શોક નિવારી, અશોક[2] વધારી, સર્વ અલંકાર ધારી,
શું શોભે અલૌકિક નારી ! સુખાકારી વસત પધારી ! ભલે તું૦ ૧
અતિ હસનારી, અતિ ખિલનારી, ચદા સખી એવી તારી,
નવ દે વિસારી, હતી ઉર ભારી તુજ વિના દુઃખચારી,
હસે હવે ચદા બિચારી ! સુખાકારી વસંત પધારી ! ભલે તું૦ ૨
રજનિ થનારી સુશોભિત સારી, દૂર દિસે મેઘસ્વારી,
દિવે[3] ફરનારી, સુખે ભમનારી, ચિત્તથી ચિંતા જનારી,
શું ચદા બની સુખચારી ! સુખાકારી વસત પધારી ! ભલે તું૦ ૩
ઋતુ પરવારી[4] સુશરદ બિચારી, શિશિરહેમન્તે[5] લાચારી !
તને તે પોકારી, રહી છે ઉચારી, આવી શું અર્જ સ્વીકારી ?!
સખીની પીડા તે વિદારી[6] ! સુખાકારી વસત પધારી ! ભલે તું૦ ૪

---

૧ સુરભિ=સુગધિદાર ૨ અશોક=આનદ. ૩ દિવે=આકાશમાં ૪ પરવારી=પૂરી થઈ, ચાલી ગઈ ૫ શિશિર હેમન્તે=શિયાળાની શિશિર અને હેમત ઋતુમા. ૬ વિદારી=દૂર કરી

ભરી શાન્ત વારિ[1] ખિલી ખેલનારી, નદીસખી આનંદકારી,
મલ[2] તજનારી, તુંથી રમનારી, શાન્તપણે ચાલનારી,
સરિતા સુખે મ્હાલનારી ! સુખાકારી વસત પધારી ! ભલે તું૦ ૫
તલ[3] બનનારી અતિ હર્ષકારી, ચંદા નીરે પેસનારી,
તારાસવારી મંદાકિની[4] ધારી, દિવ્ય ખુબી જામનારી,
દિલે વ્યોમ સૌ ધારનારી ! સુખાકારી વસંત પધારી ! ભલે તું૦ ૬
નૂર[5] મુકનારી, તું ઉર વસનારી, તંત્ર દિસે કરનારી,
પ્રીતિ ધરનારી તું મન્મથકારી,[6] ખિલી સ્મરે[7] નરનારી,
રમે છે બિછાવી પથારી ! સુખાકારી વસંત પધારી ! ભલે તું૦ ૭
લતા ખરનારી સૌ શુષ્ક નઠારી, વેલ સહુ ફાલનારી,
તને ભેટનારી, સુખે નાચનારી, વાયુ મહીં ઝૂલનારી,
સજે સાડી લીલી શ્રીકારી ! સુખાકારી વસત પધારી ! ભલે તું૦ ૮
કળી ફૂટનારી, ફૂલે ફૂલનારી, રંગ થકી દીપનારી,
તન શણુગારી ખુશી આપનારી, વેશ સરસ સૃજનારી,
તને માલિની[8] લઉં શું ધારી ? ! સુખાકારી વસંત પધારી ! ભલે તું૦ ૯
ગતિ તેં સુધારી, હરી તે બિમારી, લહરી બની શાંતકારી,
બની ગુણુકારી, પ્રસાદી અહારી લહરી રમે મોજ મારી,
તમારી શી આ દિલદારી[9] ! સુખાકારી વસત પધારી ! ભલે તું૦ ૧૦
ગગનવિહારી, સુસ્વર તાણુનારી, જાતિ પશૂની ગાનારી,
બહુ પ્રિયકારી સુરો જોડનારી, કીર્તિ પ્રભાતે ઉચારી,
સુખાનંદ સૌ પામનારી ! સુખાકારી વસંત પધારી ! ભલે તું૦ ૧૧
દિલ હર્ષ ભારી તું ફેલાવનારી ખુબ ગુલાલ પ્રસારી,
પ્રીતિ બાંધનારી, રતિ સાંધનારી, ઉડી રહે રંગઝારી,
તું રંગાઇને રંગનારી ! સુખાકારી વસત પધારી ! ભલે તુ ૧૨

---

૧ વારિ=પાણી ૨ મલ=મેલ ૩. તલ=પાણી ઉપરની સપાટી. ૪ મંદાકિની=આકાશગંગા. ૫ નૂર=તેજ, કાંતિ. ૬ મન્મથકારી=કામવિકાર-વાળી ૭ સ્મરે=કામવિકારથી ૮ માલિની=માલણુ. ૯ દિલદારી=પ્રીતિ

ભરી પિચકારી રસિક નરનારી અન્ય પ્રતિ ધારી ડારી[1],
ખિલે છે અપારી, રમત જામનારી કેશુડે વૃષ્ટિ થનારી !
નહીં શર્મ મારી તમારી !! સુખાકારી વસંત પધારી ! ભલે તું૦ ૧૩
હોળી થનારી સુતેજ પ્રસારી, તેજથી આકર્ષનારી !
હોરી ઉચારી રમે નરનારી, રગ હૃદયમાં ઉતારી
બનું સ્તબ્ધ ખુબી બિચારી ! સુખાકારી વસંત પધારી !ભલે તું૦ ૧૪
તવ ગતિ ન્યારી, સહુ જાય હારી, બુદ્ધિ નહીં ચાલે મારી !
નહીં છુટનારી પ્રીતિ આવી તારી, ગાન કરૂં શું વિસ્તારી ? !
કવિતા શું શું સ્ફુરનારી !! સુખાકારી વસંત પધારી ! ભલે તું૦ ૧૫
ખેલવનારી, પીડા તોડનારી, સુખ સહુ તું દેનારી,
જયજયકારી શું આનદકારી વાણી સદા ગાજનારી !
ચહે શાન્તિ સર્વે અમારી ! સુખાકારી વસત પધારી ! ભલે તું૦૧૬
બની જઈ વારિ વહે હિમ ભારી ઉર ખુશાલી વધારી,
ભૂમિકા સુનારી તુથી શોભનારી, ભૂમિ ભલી છે આભારી,
દિસે કેવી તુ ઉપકારી ! સુખાકારી વસત પધારી ! ભલે તું૦ ૧૭
ચિત્ત ચડનારી લીલા તુજ સારી, અમૃત પાઈ પીનારી,
મુખે હસનારી, કમળ જેવી નારી કાંત[2] મહા સુખ ધારી
પધારી વસતકુમારી ! સુખાકારી વસંત પધારી ! ભલે તું૦ ૧૮

---

## ઉદ્યાનદેખાવ.[3]

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

જો જો મિત્ર ! જરા કરી નજર જો ભાસે તરૂવૃદ ત્યાં !
શું તે કોટ મહાન છે નગરનો ? દ્વારો વળી શોભતાં !

---

૧ ડારી=મારી, ઉરાડી ૨ કાત=કોમળ ૩ ઉદ્યાન=બાગ ઉદ્યાનને નગરની ઉપમા આપી વૃક્ષ, વેલ, ફુલ, વિગેરે જુદી જુદી રચનાની સરખામણી, પ્રસગે પ્રસંગે નગરના જુદા જુદા દેખાવો સાથે કરી, વર્ણન કરવામા આવ્યુ છે. ઉત્પ્રેક્ષારૂપક અલકાર છે

ભાસે શું પ્રતિહાર[૧] દ્વાર નિકટે વૃક્ષો પ્રતિ હારમાં?
શું ઉદ્યાન મનોજ્ઞ[૨] કે પુર? જઈ વિલોકીએ સ્થાનમાં. ૧
આકર્ષે[૩] મન નેત્રદ્વંદ્વહરતા[૪] દેખાવ અત્રે સહી,
ચાલો ચાર દિશા ભમી નિરખીએ જે જે દિસે આ મહી;
આ દેખાવ તમામ શું નગરના? છે રમ્ય ચારૂ ઘણા,
જો જો પુષ્પલતા, ખુબી કુદરતી શોકો હરે આપણા. ૨

માલિની વૃત્ત.

સરસ બહુ ગુલાબો રંગી બેરંગી બાળ,
કુસુમ પીત[૫] ગુલાબી છે મૃદુ[૬] શ્વેત લાલ;
અનિલલહરી[૭] વાસે[૮] તે સ્વરૂપે[૯] જણાય,
ગુણી જન તણી કીર્તિ જેમ જગ્તે ગવાય, ૩
પરિમલ[૧૦] ગુણ ભાસે, કાન્ત સૌ પુષ્પ પત્ર,
સરસ રૂચિર લાગે, શાન્ત છે ચિત્ત અત્ર!
ખુશકરણ સુગંધિ લોક સૌ ચાહી લે છે,
ગુણી સદગુણીમાંથી જેમ ગુણો ગ્રહે છે. ૪
દુ:ખદ અધિક જોતાં કટકો ડાળ ડાળે, !
ઈશ તણી ખુબી કોઈ ના કળે કોઈ કાળે!
સકળ ગુણ ન મુકે એકમાં વિશ્વત્રાતા,
વિધ વિધ ગુણ આપે સર્વને શાન્તિદાતા. ૫

દુમિલા વૃત્ત

ડમરા મરવા તણી જાત મળી, કલગી વળગી સરખી શિખરે,
વળી તેમની બેન જુઓ તુળશી, નિજ ભાઈની સાથ પડે નજરે,
કદી બાંધવબેન ફૂલેથી ખિલી બની ફૂલણજી નવ ફૂલી મરે,
લઘુતાથી[૧૧] રહે, ન વડાઈ ચહે, ન ઉંચે ચડીને અભિમાન ધરે. ૬

---

૧ પ્રતિહાર=સિપાઈ, ચોપદાર ૨ મનોજ્ઞ=મનોહર, સુંદર ૩ આકર્ષે=ખેંચે. ૪ નેત્રદ્વંદ્વહરતા=બને આંખોને મોહ પમાડતા ૫ પીત=પીળા ૬ મૃદુ=કોમળ ૭ અનિલલહરી=પવનની લહેર. ૮ વાસે=સુગંધથી. ૯ તે સ્વરૂપે જણાય=વાસનાના સ્વરૂપમા જણાય છે; પવનલહરીજ જાણે સુગંધ બની જાય છે. ૧૦ પરિમલ=સુગંધ. ૧૧ લઘુતાથી=નાનાપણાથી.

પ્રભુ દીનદયાળ તણો ઇનસાફ જુઓ, નવ તે દીનને[1] વિસરે,
રચ્યું બાંધવબેનનું અગ અખડ સુગધથી, અંગથી વાસ સરે,
જગમાંહિ પૂજાય પવિત્ર મનાય સુગંધથી સર્વનું દુઃખ હરે,
પ્રભુતાથી[2] પ્રભુ દૂર દૂર ખસે, લઘુતાથી રીઝી પ્રભુ સ્હાય કરે. ૭

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

દેતી કાંત કુસુમ કોમળ લઘુ પાસે સદાઓ[3] મળી,
બેઠી કૌતુક બાગનું નિરખવા બાળા શું ભોળી ભલી !
પુષ્પો ગોળ સફેત લાલ કુમળા છે લીલી શાખા પરે,
સ્ત્રીઓ પાત્ર ધરી શું લબ કરને નાના પ્રકારે કરે ? ! ૮
વચ્ચે પીત મુકુટ[4] જો કુસુમમાં, કેવી કળા આ અહીં ?
જાણે દીપ બળે પ્રકાશિત લઘુ રંગીન પાત્રો મહીં !
જો જો દાવદી[5] આ સદાની ફરતી, સૌ વર્તુલાકારમાં,[6]
દિસે દાવદી કે શું ગોળ ફરતી સ્ત્રીઓ ઉભી સંગમાં ? ! ૯
ઝૂલે છે ફૂલથી નીચી નમી નમી ઘેલી રસે થાય છે,
શું સ્ત્રીઓ ભમતી તમામ ગરબા સંગે મળી ગાય છે ? !
પાસે જાસુલ[7] દાવદીની ફરતે, શોભા શું તેની કહું !
કામાના[8] ગરબાની ચોકી કરવા ઉભા કુમારો સહુ ? ! ૧૦
પુષ્પો વાસ રહિત લાલ સઘળાં, કાન્તિ ઘણી તેમની,
જો ના હોય સુવાસ કુસુમ મહીં, કાન્તિ નહીં કામની.

---

૧ દીનને=ગરીબને. ૨ પ્રભુતાથી=મોટાઇથી ૩ સદા=આ સદાના છોડના ફૂલ બીલકુલ લાલ હોય છે અને તેનો ઘાટ ગોળ નાના પ્યાલા જેવો હોય છે તેમા પીળુ નાનું છોગું હોય છે તેથી સદાઓને નાના પાત્રોમાં દીવા કરી હાથમા પકડીને બેઠેલી નાની બાળકીઓ કલ્પી જાણે શરદપૂર્ણિમાના ગરબાની રચના રચાઈ હોય તેવી ઉત્પ્રેક્ષા કરવામાં આવી છે. ૪ મુકુટ=મુગટ, છોગુ ૫ સદાઓની આસપાસ દાવદીના છોડો ખિલી રહી પવનમા ઝુલ્યા કરે છે તે જાણે સ્ત્રીઓ ગોળ વર્તુલમાં ફરતી ગરબા ગાય છે ૬ વર્તુલાકારમા=ગોળ આકારમા ૭ દાવદીના છોડોની પાછળ આસપાસ જાસુલના છોડો ઉગેલા છે તે જાણે ગરબા ગાતી સ્ત્રીઓની ચોકી કરવાને કુમારો ઉભેલા છે. ૮ કામાના=સ્ત્રીઓના.

દિસે માનવીમાં જરા ગુણ નહીં, સર્વાંગ શોભાય છે,
શોભા શા ઉપયોગની સકળ તે ! સદ્ગુણ પંકાય છે. ૧૧
પાસે પાડળ પાટલી ખિલી રહી, જાઈ ઝુલે છે ઘણી,
જોવાને ગરબા શું નગ્રજનની અત્રે મળી મેદની[1] ? !
ખિલ્યો મંડપ પચપત્રી[2] ફૂલથી, ઉંચે કુસુમો હસે,
જુએ છે ગરબા શું બેશી ઝરૂખે કોઈ રસિકો રસે ? ! ૧૨

હરિગીત છંદ.

બહુ સરસ આ મનહરણ છે ફૂલ સૂર્યમુખી ખિલતાં,
જે ભાનૂંદયની સંગ સર્વે પુષ્પ વિકાસે સદા,
ભમશે ફૂલો રવિ સાથ તે નિજ મુખ કરી રવિની ભણી,
રવિ અસ્ત જ્યારે થાય ત્યારે બધ્ધ સ્થિતિ તેમની. ૧૩
શું ભક્ત નિશાસ્ત્રીથીં[3] લાજી નીચું જોતો આ વસે ? !
શું ભક્ત ભાનુદેવનો આ ગર્ક છે ભક્તિરસે ? !
મન ! તેમ તુ ઈશભક્તિ માંહે બાંધ તારા પ્રેમને,
ગતિ સારી આપી સુખ દેશે દીનદયાળુ તુજને. ૧૪

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

જોતાં મંડપ ઉપરે જુઈલતા વાથી ઝુલે છે ઘણી,
દેખીને સતિ તે પતિ પવનને ઘેલી મદે શું બની ? !
ખિલ્યાં શ્વેત સુગંધિદાર કુસુમો, દેખાવ હૈયુ હરે,
કીધી પુષ્પની વૃષ્ટિ શું કુદરતે જુઈ રમા ઉપરે ? ! ૧૫
વેલા મંડપ ઉપરે બહુ ઝુલે, પુષ્પો રમે સાથ તે,
બેશીને હિંચકે શિશુ કુસુમ[4] શું હિંચે હવા માંહ તે ? ?
શો વિસ્તાર લતા તણો બધી ગમે ! ભાનુ પ્રવેશે નહીં,
દીધો દેશવટો રવિકિરણને, છે એવી છાયા અહીં. ૧૬

---

૧ મેદની=મેળો જાસુલની પાછળ પાડલ, પાટલી, જાઈ વીગેરે આસપાસ ખિલી રહ્યા છે તે જાણે ગરબા જોવાને નગરનાં લોકો એકઠા મળ્યા છે એવી ઉત્પ્રેક્ષા છે. ૨ ઉંચા મંડપો ઉપર પચપત્રી વેલના ફૂલો ખિલી રહ્યા છે તે જાણે મોટી હવેલીના ઝરૂખે બેશીને રસિકજનો ગરબાની રચના જુએ છે ૩ નિશાસ્ત્રીથી=રાત્રીરૂપી સ્ત્રીથી. ૪ શિશુકુસુમ=બાળકુસુમ, નાના ફૂલો.

માલિની વૃત્ત

નિરમળ સર[1] નાનું મિત્ર જો પાસ પેલી,
રમણીય રચના છે! બાજુએ ફાલી વેલી,
વિમળ જળની માહે મત્સ્ય[2] નાનાં ભમે છે,
રમત ગમત તેઓ ચાર પાસે રમે છે. ૧૭

કમળ સરસ વચ્ચે કાન્ત ચારૂ વધારે,
ઉદકતલ[3] પ્રકાશે પદ્મથી રમ્ય ભારે,
નીર પર મૃદુ પત્રો પાસ પાસે તરે છે,
જળ જળ જળ વચ્ચે સૌ પ્રકાશી રહે છે. ૧૮

મીન[4] તણી રમતોથી બિન્દુ પત્રે ભરાય,
નિરમલ મણિરત્ને શું જડેલાં જણાય!
ભ્રમર કમળ માંહે વાસ લેવા ભમે છે,
દીપક ભણી પતંગો જેમ આવી ધસે છે. ૧૯

રજનિદિવસ પદ્મે બેશીને વાસ લે છે,
કમળ કદી બિડાયે બ્હાર ના નિકળે છે;
ભ્રમરકમળ જેવી ઈશથી પ્રીત બાંધો,
કદી નવ તુટી જાયે પ્રીત તેવીજ સાંધો. ૨૦

શુધ શશીપ્રીતિવાળી પોયણી શોભતી છે,
નિરમલ સરવર વચ્ચે વાયુથી હાલતી છે,
રવિ થકી નિચુ જુએ, ના હસે હર્ષ આણી,
સતિ દિનકર ભાળી શોકમાં શું ભરાણી?! ૨૧

બગ બતક રમે છે શ્વેત હંસો ફરે છે,
રમત ગમતમાં સૌ ચાર પાસે તરે છે,
મધુર મુખથી બોલે પંખી નાનાં કિનારે,
દિનકરમુખ[5] દેખી પ્રાર્થના શું ઉચારે?! ૨૨

---

૧ સર=સરોવર. ૨ મત્સ્ય=માછલા. ૩ ઉદકતલ=પાણીની સપાટી. ૪ મીન=માછલાં. ૫ દિનકરમુખ=સૂર્યનું મુખ.

ભુજંગી વૃત્ત

ઝુલે માંડવે દ્રાક્ષવેલા ઉમંગે, હવામાં હિંચે શું અહા સર્વ રંગે !
નીચે તેની ચિત્રે ભરી છાયઅત્રે,અહા વેલ શું ચિતરી ભૂમિવસ્ત્રે ! ૨૩
લતા ઉપરે પખ્ખી નાનાં વધારે કરે છે કઈ ખેલ નાના પ્રકારે;
મીઠીદ્રાક્ષ ચાખે દિલે હર્ષ આણી,મળી એમનીઅત્રજાણે ઉજાણી!૨૪
ચીં ચી શબ્દથી સાદ સંગે કરે છે, ગીતે દ્રાક્ષના ગુણ શું ઉચરે છે?!
વળી આણી ઇર્ષા કઇં તો લડે છે, મળી ન્યાતની શું લડાઈ કરે છે?! ૨૫

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

લીલા છોડ લવિંગના નિકટમાં, શોભા શી આકર્ષતી !
લાગે રંગ જુદા જુદા કુસુમના, ખામી નથી ભાસતી.
પાસે કેતકી કેવડા ખિલી રહી મ્હેકે હવાની મહીં,
આનન્દોર્મિ[1] રમી રહે નિરખતાં, છે પીત રંગે સહી. ૨૬
ઝુડે સર્પ સુવાસભોગી રહીને શાન્તે ગ્રહે વાસના,
અત્રે શત્રુ મયૂર[2] તેથી ભમતાં છે શોધમાં તેમના,
જાણે કો નૃપ નાશીને ધીર ધરી શર્ણે ગયો તે તણા,
આવ્યા શૂર ધરી અહિં પકડવા યોદ્ધા બળીઆ ઘણા. ૨૭

માલિની વૃત્ત

નિરમળ જળના આ ઉડતા છે ફુવારા,
સહુ તરૂ પર પાછી શી પડે નીરધારા !
ખર ખર ખર શબ્દે કેવું છટાય વારિ ![3]
નગર ઉપર જાણે મેઘસ્વારી પધારી ! ૨૮
જળથી વ્રતતિ વૃક્ષો સ્વચ્છ ધોવાઈ થાય,
સ્ત્રીપુરૂષ વરસાદે શું કરે સ્વચ્છ કાય ?!
રજ સકળ ખસે છે, પત્ર લીલાં બને છે,
બદલી મલિન વસ્ત્રો સ્વચ્છ બીજા સજે છે. ૨૯
જળ અધિક ફુવારાનું વળી જો વહે છે !
નિરમળ નદી જાણે ગિરિથી નિકળે છે !

૧ આનન્દોર્મિ=આનન્દના વિચારો. ૨ મયૂર=મોર. ૩ વારિ=પાણી

ખર ખર ખર વ્હેતું જાય ક્યારા મહીં તે,
સરિત ઉદધિ[1] વિષે જાય શું ચાલતી તે?! ૩૦
ખગ[2] કંઈક કિનારે આવી પાંખો ધુએ છે,
નદીતટ[3] નરનારી સ્વચ્છ વસ્ત્રો કરે છે!
કંઈ કંઈ જળ માંહે પાણી પીને ભમે છે,
રમત સરસ જાણે લોક નીરે રમે છે! ૩૧
હરિત[4] અતિ ધરો છે બાજુ બંને ઉગેલી,
નદીતીર તરૂ કેરી ઝાડી ફાલી બનેલી!
જળ પર સમ રસ્તાઓ દિસે ઠામ ઠામ,
નદી પર લઘુ જાણે પૂલ બાંધ્યા તમામ! ૩૨
સરિત પતિની પાસે શી ત્વરાથી ધસે છે!
સકળ જળ તરંગે તેમ રસ્તે વહે છે!
સરી સરી નીર અંતે સૌ શમે આલવાલે,[5]
સરિત સરી નિધિમાં જાય આનંદી ચાલે! ૩૩
તરૂ પરથી ખરેલાં પત્ર તેમાં તરે છે,
પવનલહરીથી તે રાત્રિદિને ફરે છે,
જીવ લઘુ પર તેની કોઈ કોઈ દિસે છે,
ઉદધિ ઉપર જાણે સાર નૌકા[6] ભમે છે! ૩૪
જળથી સહુ જીવે છે પ્રાણઆધાર તે છે,
રતિ કદી ન મળે તો સૌ સુકાઈ મરે છે,
અવનિજનની[7] જાણે પુષ્ટ ખોરાક આલે,
પય[8] બહુ કુચમાથી[9] પાઈને બાળ પાળે. ૩૫

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

છે લજ્જામુણિ સાર કોમળ લઘુ અસ્થિર વાયુ મહીં!
ઘેલી કીધી વિકાસી[10] મન્મથરસે,[11] ખેલે ઉભી તે રહી,

---

૧ ઉદધિ=સમુદ્ર ૨ ખગ=પખી ૩ નદીતટ=નદીકિનારે ૪ હરિત=લીલી. ૫ આલવાલે=ક્યારાઓમાં ૬ નૌકા=વહાણ, નાવ. ૭ અવનિજનની=ભૂમિરૂપી મા ૮ પય=દુધ ૯ કુચમાથી=સ્તનમાથી. ૧૦ વિકાસી=ખિલી, પ્રકટ થઈ. ૧૧ મન્મથરસે=મદનરસે.

પત્રે હસ્ત લગાડવાથી ભયથી તારૂણી કર્માય છે,
શું લજ્જામણિ લાજવાળી લલના સંકોચતી કાય છે? ! ૩૬

ભુજંગી વૃત્ત.

દિસે આમ્રવૃક્ષો બહુ પાસપાસે, પ્રતિહાર ઉદ્યાનના એ શું ભાસે?
ઉભાં છે લીલાં પત્ર આ વસ્ત્રધારી, ઉભાહારમાં દેખીશું રાયસ્વારી?
સુગન્ધિ શું મેદી પ્રસારી રહી છે! જુઓ ભૂલભૂલામણી ત્યાં રચી છે,
પડે મેદીના પાશમાં જે ભૂલીને ભૂલી પથ થાકે નરો આથડીને. ૩૮
સદા જગતમાં મોહમાયા લુભાવે, લુભાવી પછી પાશ માંહે ફસાવે,
ફસાવી ભુલાવે ભમાવે સતાવે, સતાવી રીબાવી પછી મૃત્યુ લાવે. ૩૯

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

ટાળે શોક અશોકવૃંદ[1] મનથી, આત્મા અશોકે[2] વસે,
બાંધ્યાં તોરણ મંગળિક તરૂએ, શોભિત રંગે રસે;
પાસે વાસ પ્રસારી શ્વેત ફૂલથી જો મોગરા મ્હેકતા,
દાતા વાસનું દાન દે દિલ ધરી આનંદ ઉદારતા. ૪૦
ફાલ્યાં વૃક્ષ સુરૂપ બોલસરીનાં, આનંદી પુષ્પો ખરે,
છે આકાર મનોજ્ઞ નાજુક લઘુ, કાન્તિ દ્વિ નેત્રે ઠરે!
વેલી નાગ, વળી પ્રિયંગ, પ્રિય છે કોરંગ રંગે રસે!
આનંદી મચકુંદ, ચંદન તરૂ, જો કુંદ પાસે હસે! ૪૧
આજે હાસ્ય કરે ખિલી હૃદયમાં, કાલે સુકાઈ મરે!
છે તેવો તનખેલ અસ્થિર જગે, વારે ઘડીએ ફરે!
નારીએળી કરંતી કેલિ ગગને પત્રો ઉંચે ઉડતાં,
લાગે રાજ તણો શું વાથી ઉડતો તે વાવટો દેખતાં? ૪૨

માલિની વૃત્ત.

સુખમય ખિલી અત્રે મંડપે પાનવેલી,
હરિત સહુ લતાઓ ફાલી પત્રે ખિલેલી;
સકળ સરસ લીલાં પત્ર તે પાન જાણ,
રમણીય બહુ લાગે, શાન્ત સૌ રમ્ય સ્થાન! ૪૩

---

૧ અશોકવૃંદ=આસોપાલવનાં ઝાડોનો સમૂહ. ૨ અશોકે=સુખમાં.

લઘુ પરવલ છોડો ખેલતા તેની છાયે,
વ્રતતિજનની કેરાં બાળ જાણે જણાયે !
દિનકર નવ ભેદે, રક્ષતી સર્વ કાળે,
દુઃખસુખ સહી માતા વ્હાલથી બાળ પાળે. ૪૪

વસતતિલકા વૃત્ત.

ખિલેલી ચોગમ સુકોમળ સાર કેળો !
ના ના નથી કદલીવૃદ,[1] મળ્યો સ્ત્રીમેળો,
તેજસ્વી લીલી અદકી વળી દીપતી છે,
રગીન સાડી લીલી શું શરીરે સજી છે ? ! ૪૫
પત્રો ઝુલે પવનમાં, બહુ લંબ લાગે,
કામા બતાવતી કરેથી કુસુમ બાગે ? !
કોઈ વળી લઘુ શિશુ અહિંઆં જુઓને,
તારૂણી લાવી રમતાં નિજ બાળકોને ! ૪૬

લલિત વૃત્ત

બહુ પરોડીએ ઝાકળે કરી તરૂ ભીનાં બન્યાં સ્થિર રહે ઠરી,
અધિક સ્ત્રીનિશા શોકમાં પડી શશીવિયોગથી શું પડી રડી ? ૪૭[2]
કિરણ સૂર્યનાં આ હવે સરે, જળ સુકાય છે ગર્મીથી ખરે,
રજનિસ્ત્રીતણાં ગર્મી કિંકરી લુહી શું અશ્રુને શાંતિ દે જરી ? ૪૮[3]

માલિની વૃત્ત.

મનહર સસલાંઓ આમથી તેમ નાસે,
બહુ પ્રિય શિશુ નાનાં રગી બેરગી ભાસે !
સુંઘી ભમી અવનિને ઘાસ ચારો ચરે છે,
ગુણી જન ગુણ શોધી જેમ ઉરે ભરે છે. ૪૯

---

૧ કદલીવૃદ=કેળોનો સમૂહ ૨ મોટા પરોડીએ ઝાડ ઉપર ઝાકળ પડવાથી ઝાડના પાંદડા પરથી પાણી ટપકે છે, તે જાણે ચદ્રપતિના વિયોગથી રાત્રિસ્ત્રીએ રૂદન કરી આસુ નાખેલા છે એવી ઉત્પ્રેક્ષા છે ૩ સૂર્યોદય થવાથી ઝાકળનુ પાણી કિરણની ગરમીથી સુકાવા માડે છે તે જાણે ગરમી-રૂપી દાસી રાત્રિસ્ત્રીના આંસુ લુહીને આશ્વાસન આપે છે એવી કલ્પના છે

કંઈ કંઈ ભય ધારી નાસતાં છે કુરંગો[1],
સ્થળથી છુટી ગયેલા મસ્ત જાણે તુરંગો[2]!
હરણગતિથી નાના છોડ કો વેલ ભાગે,
બળ થકી રડી જાયે બાળકો એમ લાગે! ૫૦
અનલસ[3] મધમાખી સૌ ગ્રહે પુષ્પવાસ,
સુજન ગુણીની પાસે જાય આણી ઉલાસ!
મધુકર[4] મધુ[5] માટે પાંસુ[6] પ્રેમે ભરે છે,
સદગુણી બનવાને ગુણ ગુણી ગ્રહે છે. ૫૧

શિખરિણી વૃત્ત

કિનારે ક્યારાની રમણીય સદાછોડ ગમતા,
ગુલાબી ને ધોળાં કુસુમ પવને રમ્ય ખિલતાં!
તરૂ વેલી ક્યારા તણી ભટ[7] શું તે ચોકી કરવા
ઉભા પાસે પાસે?! ખુશી નિશદી નિદ્રા ન ધરવા. ૫૨
વિલોકી વૃક્ષોમાં નિરખ સહુ ખુબી કુદરતી,
જુઓ જાલિકોએ[8] પ્રસરી વચમાં જાળ ફરતી;
ગુથે જાળો લાળે રચી સુતર જોડે થડ વડા,
સુબુદ્ધિ શક્તિથી વણકર[9] વણે છે શું કપડાં?! ૫૩
વળી ક્યારા વચ્ચે તરૂ સરસ છે જો તું નિરખી;
વિંટાઈ છે વેલી તરૂથડ થકી કેવી સરખી!
પતિને ભેટે શું વ્રતતિરમણી કંઠ વળગી?!
વસે સ્વામી સંગે નિશદિવસ સાચી પ્રિય સગી ૫૪

હરિગીત છંદ.

જો શોભતી ને ખિલતી આ માલતી, મલિયાગરી,
આનંદ દેતી સ્થિર ન રહેતી જો સીતાફળી ફળભરી,
આ હાલતી ને ફાલતી મધુમાલતી બહુ મ્હાલતી,
સૌ મનહરે છે ખુશ કરે છે દુઃખ હરે છે શોભતી. ૫૫

---

૧ કુરંગો=હરણો ૨ તુરંગો=ઘોડા ૩ અનલસ=ઉદ્યોગી ૪ મધુકર=ભ્રમર ૫ મધુ=મધ ૬ પાસુ=રજ ૭ ભટ=યોદ્ધા, ચોકીદાર. ૮ જાલિકો=કરોળીઆ ૯ વણકર=કપડા વણનાર

સાતોળ શોભે હૈયું લોભે નેત્ર થોભે નિરખવા,
ફૂલ ડાળડાળે વાથી હાલે વાસ આલે શું હવા !
નજરે પડે હિતકારી હરડે કો સ્થળે વિલોકતાં,
દાડમ તણાં વૃક્ષો ઘણાં રળિયામણાં વિકાસતાં. ૫૬
જો દિશ પેલી બુગનવેલી ખુબ ખિલેલી ફાલથી,
ફૂલ શ્વેત ખિલ્યાં પત્ર લીલાં લાલ ચારૂ રંગથી,
છે શોકહરણી સુખકરણી છાય ધરણી[1] પ્રસરતી,
જો જાયફળી ફાલી વળી છે જામફળી ફળ આપતી. ૫૭
જો જો કરણ, ફૂલ મનહરણ વળી ખુશકરણ દેખાય છે,
સૌ રંગી ફૂલ કાન્તિ મૃદુલ છે, અતૂલ[2] મૂલ ગણાય છે !
નવ વાસ પામી તેજ ખામી, ખામી જામી જનમને,
નવ પાસ રાખે દૂર નાખે વાસ પાખે[3] કરણને. ૫૮
ચબેલી વેલી ખુબ ખિલેલી પેલી ઝુલે છે ઘણી,
અલબેલી ચંબેલી શું ઘેલી કાન્તકેલિમાં[4] બની ? !
વેલા હવામાં ઉડતા શા ઝડપે છે ખેલતા !
રતિરંગમાં પ્રિયસંગમાં શું કેશ મુકયા ઉડતા ? ! ૫૯
બટમોગરો ખિલ્યો ખરો મૃદુ ફૂલ ભર્યો શોભે સહી,
શુભ હાર સરખી તરૂની નિરખી ઉર હરખી જો તહીં,
પુન્નાગનાં જો વૃંદ આ સુખકંદ, દગ આનંદ લે !
આલિંગને વા મંદમાં કરથી કદંબ તરૂ મળે ૬૦
આ એલચી નીચે લચી રચના રચી આકર્ષતી !
શું માર મારે તેજ ઠારે લહરી ભારે નાસતી ? !
ચંપકકુસુમ[5] સુરભિ, ભ્રમર નવ પાસ આવે વાસની,
ભોગીવિયોગી તન્વી બાલા કામ જ્વરથી પીત બની ? ! ૬૧

---

૧ ધરણી=ભોય. ૨ અતૂલ=અતિશય ૩ પાખે=શિવાય ૪ કાંતકેલિમા=પતિના સાથની રમતમાં, કામક્રીડામા ૫ ચંપકકુસુમ=ચંપાનુ ફૂલ આ ફૂલનો રંગ પીળો હોય છે અને તેની વાસ લેવા ભ્રમર આવતો નથી, તે ઉપરથી ઉત્પ્રેક્ષા કરવામાં આવે છે કે આ બિચારી કોમળ ચંપાબાળા હમેશના પતિવિયોગથી ઉત્પન્ન થયેલા કામરૂપી તાવથી પીળી બની ગઈ છે.

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

અત્રે વાસિત[1] શીત વાયુલહરી આહ્લાદ[2] આપે સરી !
આપે પુષ્પતરૂપરિમલ ગ્રહી, શું માલિનીકિંકરી[3] ? !
સ્નેહે માલિની દ્વાર વાસતરૂણી સ્પર્શી વસે અંતરે,
અંગે રોમ ખિલાવી મોહિત કરે, આત્મા તરંગે તરે ! ૬૨

માલિની વૃત્ત.

હરિત ભૂમિ રસાળી ! ઘાસ છે આસપાસે !
સજી અવનિ શરીરે સાડી લીલી ઉલાસે ? !
સુઘડ, સમ[4] રચેલા માર્ગ કો રમ્ય ઘાસે !
સરસ સમ પટા શું સાડીમા શ્વેત ભાસે ? ! ૬૩
વિધ વિધ વિધ ક્યારા શોભતા પાસ ચારે !
સરસ નવલ ભાતો ચિતરી ચિત્રકારે ? !
ફરતી સરખી ફાલી વાડ વેલે ખિલેલી !
મુકી ફરતી કિનારી સાડીને ચિતરેલી. ૬૪
કંઈ વ્રતતિ લતાએ પુષ્પ વૃક્ષે વિકાસે !
કુસુમ તરૂ લતાનાં ચિત્ર બેરંગી ભાસે ? !
કંઈ કંઈ જળબિન્દુ ઘાસમાં સ્થાન કોઈ ?
નિરમળ શુભ રત્નો શુ જડયાં સાડી માંહિ ? ! ૬૫
સરસ સકળ લાગે મડપો ગોળ પાસ !
પ્રિય બની રચના આ ! પર્વતાકાર ભાસ ! !
અધિક ખુબી વિલોકી હું પડુ છું તરંગે !
સ્તન ભૂમિતરૂણીનાં શું વિકાસે અનંગે[5] ? ! ૬૬
બધી ગમ બહુ ફાલ્યાં પત્ર લીલાં લતાએ !
કુચ[6] પર લીલી ચોળી શું સજી ભૂમિકાએ ! !
કુસુમ સહુ ખિલ્યાં છે અગ્રમાં પાસ પાસે !
ચિતરી ફૂલની ભાતો ચોળીમાં એમ ભાસે ? ! ૬૭

---

૧ વાસિત=સુગંધિદાર ૨ આહ્લાદ=આનંદ ૩ માલિનીકિંકરી=માલણ દાસી ૪ સમ=સરખા ૫ અનંગે=કામવિકારથી ૬ કુચ=સ્તન, છાતી.

દુમિલા વૃત્ત.

શુભ લાભ મળે અતિ બાગ જતાં, મન સર્વ વનસ્પતીગુણ વસે,
વિધ વિધ ગુણો સમજાય ઉરે, રસ પુષ્પ પરિમલ સૌ મળશે,
જીવ તે થકી હર્ષ વિશેષ ગ્રહે, સહુ શોકતરંગ વિનાશ થશે,
તજી દુઃખ દુઃખી સુરભિ અનિલે સુખ માંહિ પ્રવેશ ખરે કરશે. ૬૮

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

ઉદ્યાને રચના વશી કુદરતી ! ચાલે રતિ ના મતિ !
ઠામે ઠામ તરૂ લતા કુસુમની દૈવી કૃતિ દિસતી !
ઠારે લોચન, આત્મ શાન્તિસુખ લે, આ સ્થાન આનદનું,
લો આનંદ તમામ સાધન સદા માની મહા સુખનું. ૬૮

## મૃદુ લતા અથવા મુગ્ધ બાળાને આશ્વાસન.[1]

શિખરિણી વૃત્ત

પ્રૌઢાઃ—સખી શું તે વૃક્ષે નિરખી રહી છે એક નજરે ?
પડી ઉંડા તર્કે ગહન વમળે શું મન તરે !

[1] પોતાના પતિના ઘરમા પ્રથમ પ્રવેશ કરતી મુગ્ધ બાળાના અત -કરણની સ્થિતિનુ આ ચિત્ર છે કોમળ વેલની શાખા પરથી કાપી જમીનમા રોપેલી કુમળી લતાની સ્થિતિ સમાન ઉપર દર્શાવેલી મુગ્ધ બાળાની સ્થિતિ જોવામા આવેલી તે ઉપરથી ઉદ્ભવેલી કલ્પના આ કાવ્યમાં "મુગ્ધ બાળાને" "મૃદુ લતા" એ નામથી ઓળખાવે છે પ્રાત સમયે બે સખીઓ બાગમા ફરવા નિકળેલી છે એક મધ્યા છે અને બીજી પ્રૌઢા છે આમ તેમ ફરતા મધ્યાસખીને ઉપર દર્શાવેલી મૃદુ લતા એક વૃક્ષ નીચે નમેલી જોવામા આવે છે તમામ વૃક્ષ, વેલી, પુષ્પાદિક ખિલેલા હતા ને તે બિચારી ભોય કરમાયેલી નિસ્તેજ પડેલી હતી તેથી તેને તેના દુ ખની ભિન્ન ભિન્ન શંકાઓ થવાથી અને દુ ખના કારણની સમજ નહી પડવાથી તે પોતાની ચતુર પ્રૌઢાસખીને પુછે છે તો તે તરતજ સીધો અને સરલ પ્રત્યુત્તર ન આપતા તેમની બનેની બનેલી સ્થિતિનું ભાન કરાવી સરખામણી કરી તે સખીની પાસે મૃદુ લતાના દુ ખના કારણનીશંકા નુ સમાધાન કરાવે છે. ( સપૂર્ણ યુવાનીમાં આવેલી અને કામરસમાં નિપૂણ સ્ત્રીને પ્રૌઢા

દિસે મુખ સ્તબ્ધ સ્મિતમય કપોલે ચપળ જે,
કહે શું છે એની? હૃદય દુઃખ ભ્રાન્તિ શિદ સજે? ૧[1]
નહીં કોઈ અત્રે ઉપવન મહીં આ નિરખતાં!
રમે છે સર્વત્રે મૃદુલ કુસુમો હાસ્ય કરતાં!
ન કાંઈ તે વૃક્ષે, મૃદિત સુલતા માત્ર નમતી!
વિના તે તે તત્રે નથી સખી કંઈ અન્ય વ્રતતિ. ૨[2]

મધ્યા:—સખી શું તું બોલે, નિકટ સરી જો અત્ર નજરે,
નમંતી બિચારી દુંખ થકી લતા આ ભૂમિ પરે!
થયુ શું તેને હા? પવન માંહિં છે અન્ય રમતી!
પડી છે આ શોકે સખી! હૃદય શાન્તિ નવ રતિ! ૩[3]
નહીં ભાનુ ભેદે ભૂમિ સમય આ ઉષ્ણ કિરણે,
બળી તાપે જેથી કૃષિત તન તેનું સખી બને!
અહા જોતાં ક્યારે નહિં કહિં સ્થળે શુષ્ક અવનિ,
દિસે જેથી વેલી ઉદક વિણ તૃષાતુર ઘણી! ૪[4]

---

અથવા પ્રગલ્ભા કહેવામા આવે છે અને યુવાન તથા કામક્રીડાની ઇચ્છાવાળી પણ જરાક શરમાળ સ્ત્રીને મધ્યા કહેવામા આવે છે મધ્યા એ મુગ્ધા અને પ્રૌઢાની વચ્ચેની સ્થિતિ છે )

૧ પ્રૌઢા કહે છે—“હે સખી! તે ઝાડ તળે એક નજરે શું જોઈ રહી છે? શુ તારૂ મન ઉંડા વિચારના વમળમાં પડીને તર્યા કરે છે! તારૂં મુખ જે મદ હાસ્યવાળા કપોલથી ચપળ હતુ તે સ્થિર લાગે છે, સખી શુ છે તે તુ કહે શા માટે દુખની ભ્રાતિ કરે છે? ૨ તપાસ કરતાં આ બાગમાં કોઈ જણાતુ નથી, સવળી જગોએ કોમળ પુષ્પો ખિલી રહ્યાં છે તે ઝાડ નીચે બીજું કાઈ નથી, માત્ર નમતી કરમાઈ જતી એક કોમળ ચોળાયેલી લતા જણાય છે તે શિવાય ત્યા બીજી કોઈ લતા જણાતી નથી” ૩ મધ્યા કહે છે—“સખી! તુ શુ બોલે છે? પાસે આવીને નજર કરીને જો, દુખથી આ બિચારી લતા જમીન પર નમી પડતી જણાય છે, તેને શુ થયુ? બીજી બધી પવનમા રમ્યા કરે છે અને આ બિચારી શોકમા પડી છે, હૃદયમા જરા પણ શાતિ જણાતી નથી. ૪ આ સમયે સૂર્ય પણ ગરમ કિરણથી જમીનને ભેદી નાખતો નથી કે જેથી તેનુ શરીર તાપથી બળી સુકાઈ જાય, તેમજ ક્યારાની જમીન પણ સુકાઈ ગયેલી નથી કે જેથી પાણી વિના આ તરસે મરી જાય

સુખાનંદી શાન્તિકરણુ શીત પ્રાતઃસમય છે !
સહુ આનંદે છે ! સુરભિ કુસુમો હાસ્યમય છે !
રમી ખિલી હર્ષે દ્વિજગણુ કરે નાદ તરૂએ !
પડી દુઃખાબ્ધિમાં ભૂમિ પર લતા આ શિદ રૂએ ? ૫[1]
નથી તે કુમુદા રજનિકરકાંતા નિરખતાં,
રડે જેથી શોકે વિરહ થકી સુધાકર જતાં !
ભૂમિ વાસો આનો, કુમુદિની વસે છે સરવરે,
સખી ક્‌હેને કો આ ? અહિં શિદ બિચારી રડી મરે ? ૬[2]
દિસે આધિ અતર્ ! નહિ નહિ દિસે વ્યાધિ તનની !
હશે કેવી તેની દુઃખમય અહા સ્થિતિ મનની ?
શકાયે શું કલ્પી ? દુઃખી જન દશા દુઃખી સમજે !
પ્રૌઢાઃ–સખી તે આધારે સમજીશ હવે તેનું દુઃખ જે. ૭[3]
પિતામાતા પાસે વિધવિધ રીતે કેલિ કરતી !
સુખાનદો લેતી ! હૃદય મહિં ચિંતા નવ રતિ !
સખી સંગે ખેલી વિમળ કરતી હાસ્ય વદને !
કરે ઇચ્છે તે તે વિવિધ કરતી શાન્તિ મનને ! ૮[4]

---

૧ સુખ અને આનંદ આપનારો શાતિદાયક થડો સવારનો વખત છે, સર્વે આનદમાં છે, સુગધિદાર પુષ્પો ખિલીને હસી રહ્યાં છે, પખીઓ પણ હર્ષથી ઝાડોમા રમત કરી બોલ્યા કરે છે, ત્યારે આ બિચારી લતા દુ ખદરિયામા ડુબી જઈ શા માટે ભૂમિ પર પડીને રડયા કરે છે ? ૨ તપાસ કરતા તે કાઈ ચદ્રપ્રિયા કુમુદા પણ નથી કે જે ચદ્રના જવાથી વિયોગથી શોકમા પડી રડતી હોય, આ લતા તો જમીન ઉપર છે, અને કુમુદિની તો સરોવરમા પાણીમા રહે છે માટે હે સખી ! આ કોણ છે તે કહે, તે અહીઆં શા માટે રૂદન કરે છે ? ૩ તેની પીડા અંત કરણની છે, બાહ્ય શરીરની જણાતી નથી. અહા ! તેના મનની દુ ખમય દશા કેવી હશે તેની કલ્પના શુ કરી શકાય ? દુ ખી જનનું દુ ખ દુઃખી જન જ સમજી શકે !" પ્રૌઢા કહે છે—" હા સખી ! તેજ તારા શબ્દોના આધારે હવે હુ સમજી શકીશ કે તેનુ દુ ખ શું છે ૪ માબાપ પાસે નાના પ્રકારની રમતગમત કરતી, નિશ્ચિંત મનથી આનંદ ભોગવતી,

સદા આવી રીતે રજનિદિન આનંદ કરતી,
નથી સ્વપ્ને જેને સુખ વિણ દશા અલ્પ સરતી,
અહા તેવી બાળા લઘુ સરતી જ્યારે પતિગૃહે
અતિશે શોકાર્દ્ર સ્થિતિ મનની કેવી બની રહે !! ૯[1]
કદી ભૂમિકા જે નિરખી નથી જેણે કઇ પળે,
નથી સ્વસ્નેહી જ્યાં નિજ હૃદય જેથી કળ વળે,
સદા સંગે રૂહેતી રમતી સખીઓ જે સ્થળ નહીં,
નથી પિતા માતા નથી ભગિની ભ્રાતા નિજ જહીં, ૧૦[2]
પડે દૃષ્ટિ જોતાં નવીન જન સૌ જે ગૃહ મહીં !
ઠરે રે ત્યાં ક્યાંથી મૃદુ હૃદય તેનું સુખ ગૃહી ? !
રમે કોની સંગે ?! નિજ હૃદય કોને જઈ કહે ? !
મહા શાંત સ્તબ્ધ સ્થિતિ મુખની ભારે બની રહે. ૧૧[3]
સ્મરી સુખાનંદો જનકજનનીનાં ઉર રડે !
સ્મરી સગે રૂહેતી સખીજન જ શોકે મન પડે !
નહીં શાન્તિ વ્યાપે, વિવિધ મનભ્રાન્તિ મન દહે,
સખી જોને દુ:ખી પ્રથમ ગતિ કેવી પતિગૃહે ? ! ૧૨[4]

---

સખીઓની સાથે રમત કરી હાસ્ય કરતી, મનમા જે ઇચ્છા થતી તે-પ્રમાણે તે કરતી અને નાના પ્રકારે મનને શાંતિ આપતી

૧ આ પ્રમાણે જેને સ્વપ્નમાં પણ આનદ વિનાની સ્થિતિ નથી એવી રાત્રિદિવસ આનંદ કરતી બાળા જ્યારે પ્રથમ પતિના ઘેર પ્રવેશ કરે છે ત્યારે તેના મનની દશા કેવી શોકથી ભીજાઈ—છવાઈ જાય છે ? ! ૨ જે ભૂમિને કોઇ પણ વખતે જોઈ નથી, જ્યા તેનું કોઇ પણ સ્નેહી નથી કે જેથી મનને શાતિ થાય, જે સ્થળે પોતાની પાસે રહેતી સખીઓ પણ નથી, જ્યા પોતાનાં મા બાપ ભાઇ બેન પણ નથી, ૩ અને જે ઘરમા દરેક જન નવાજ જોવામાં આવે છે, ત્યા તે બાળાનુ કોમળ અત કરણ શી રીતે ઠરે ? તે કોની સાથે રમતગમત કરે ? પોતાના હૃદયની વાત કોની આગળ કરે ? તેના મુખની સ્થિતિ શાત નિસ્તેજ બની રહે છે ૪ માબાપનુ સુખ સભારીને રડયા કરે છે, બ્હેનપણીઓને સંભારીને દિલગીર થાય છે, જરાપણ મનને શાતિ વળતી નથી, અને જુદી જુદી મનમાં ભ્રાતિ થાય છે અને શરીરને બાળે છે, માટે હે સખી ! પ્રથમ પતિના ઘરમાં પ્રવેશ કરતાં કેવી દુ ખદાયક દશા હોય છે!"

હરિણી વૃત્ત.

મધ્યાઃ—નથીં નથીં સખી તેની કિંચિત્ મને કદીં વિસ્મૃતિ !
સ્થિતિ અનુભવેલી તો શાને ખસે સ્મૃતિથી રતિ ? !
ગૃહવિરહથી દુઃખાકારી સ્થિતિ બળતી દવે
પ્રથમ ગમને મુગ્ધાવસ્થા દરેક અનુભવે ! ૧૩[1]

તવ મમ સખી તે તે સર્વે દશાજ ગઈ વીતી !
નવ કળીં હતી તે તે ભદ્રા નવીન બની સ્થિતિ !—
વિફળ સહુ આ વાર્તા ! તેનું પ્રયોજન શું અહીં ?
વ્રતતિની દયા આત્મા માંહે શું થાય તને નહીં ? ! ૧૪[2]

મંદાક્રાંતા વૃત્ત

પ્રૌઢાઃ—મુગ્ધાવસ્થા મદન હીન જો હોત સ્ત્રીઅંગવાસે,
પીડાવાસ શ્વશુરગૃહ સૌ થાત અત્યંત ભાસે !
પીડાભ્રાન્તિ કુસુમશરથી નાસતી, થાતી શાન્તિ !
ધીમે ધીમે સ્મરરસપૂરે પૂર્ણ વેગે તણાતી ? ! ૧૫[3]

---

૧ મધ્યા કહે છે—“ હે સખી ! તે દુઃખ હું વિસરી ગઈ નથી, તે સ્થિતિ મે અનુભવેલી છે એટલે જરા પણ સ્મરણ બહાર નથી, પ્રથમ પતિના ઘેરે પ્રવેશ કરતાં માબાપના ઘરના વિયોગના દવથી બળતી દુઃખાકારી દશા દરેક મુગ્ધ બાળાઓ અનુભવે છે ૨ હે સખી ! તારી અને મારી તે દશા હવે વીતી ગઈ છે, હે ભદ્રા ! જે સ્થિતિની કલ્પના પણ કરી નહોતી તેવી નવીન સ્થિતિ હાલમા આપણી બની રહી છે— પણ હે સખી ! આ મિથ્યા વાદવિવાદ છે, આ વાતનુ અત્રે શુ પ્રયોજન છે ? તને હૃદયમાં આ બિચારી લતાની જરા પણ દયા આવતી નથી ?” ૩ પ્રૌઢા કહે છે—“હે સખી ! જો સ્ત્રીઓની મુગ્ધાવસ્થા કામવિકાર રહિત હોત તો ખરેખર તેમને સાસરૂ દુઃખના ઘર જેવું લાગત, પરતુ કામદેવથી દુઃખની ભ્રાંતિઓ ખસવા લાગે છે, અને શાતિ થાય છે, અને ધીમે ધીમે તે પછી કામદેવના રસના પૂરમા પૂર્ણ વેગથી તણાય છે ( અર્થાત્ યુવાવસ્થાને લીધે પતિસમાગમની પ્રબળ ઇચ્છા થવાથી સ્ત્રીઓની મનોવૃત્તિ સાસરા તરફ થાય છે. )

શોકાગાર પ્રથમ ગમન ! પ્રાન્તમાં શાન્તિવાસ !
ચિત્તે થાયે પ્રથમ દુઃખની ભ્રાન્તિનો નાજ ભાસ !
વિચારી લે પ્રથમ સમયે શી હતી સ્થિતિ તારી ?
તેવી આની ભૂમિ પર દશા જો સખી દુ.ખકારી. ૧૬[1]

સ્રગ્ધરા વૃત્ત

મધ્યા:—વિખટી શું પડેલી જનકજનનીથી જ્યાંહ કેલિ કરંતી,
નિજ સ્નેહી સખીની રમતગમત સૌ ત્યાગી અત્રે વસંતી,
શોકાગ્નિમાં પીડાતી, હૃદય કળ વળે ના જરા, છે નમંતી,
કહેને બેની હશે ક્યાં જનનીગૃહ અરે ? છે બિચારી રડંતી ! ૧૭[2]

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

પ્રૌઢા:—જો જો આ સખી વેલી કોમળ મહા પાસે અહીં ભાસતી
તે આ મૃદુ લતાની છેજ જનની સ્નેહી સદા પાળતી,
આનદે રમતી લતા રસભરી આનંદી વાયુ મહીં,
તેને કાપી વિખૂટી માતથી કરી રોપેલી છે આ અહીં. ૧૮[3]

---

૧ પતિની પાસે પ્રથમ આવવું તે શોકનુ ઘર હોય છે અને પછી શાંતિનો વાસ હોય છે, અને પ્રથમના દુ ખનો વિચાર પણ આવતો નથી, માટે હે સખી ! તુ તારા પતિ પાસે પહેલ વહેલી ગઈ હતી ત્યારે તારા મનની સ્થિતિ કેવી હતી તેનો તુ વિચાર કર, આ બિચારી લતાની પણ તેવીજ દુ ખયારી સ્થિતિ આ જમીન ઉપર જોવામા આવે છે" ૨ મધ્યા કહે છે—"શુ આ લતા તેના માતપિતા કે જેમની પાસે રમત કરતી હતી તેમનાથી વિખુટી પડેલી છે ? પોતાની સખીઓની રમતગમત છોડીને અત્રે આવેલી છે ? ખરેખર તે શોકાગ્નિમાં બળતી જણાય છે, કળ પણ પડતી નથી, નમી ગઈ છે, માટે હે સખી ! મને કહેને તેની માનુ ઘર કયા હશે ? બિચારી રડયા કરે છે" ૩ પ્રૌઢા કહે છે—"જો સખી ! આ પાસે કુમળી વેલ છે તે આ મૃદુ લતાની મા છે તે તેનું પાલન કરતી હતી આ લતા પ્રથમ આ વેલ ઉપર રસથી ભરેલી હતી અને વાયુમા રમતી હતી, પછી તેને ત્યાથી કલમ કરી—કાપીને—વેલરૂપી તેની માથી છુટી પાડી અહીઆં જમીનમા રોપેલી છે.

જ્યારે અંતર તેનું અત્ર ભૂમિમાં પ્રીતે સ્થપાશે ઘણી
ભૂમિ સ્નેહ પરસ્પરે પ્રસરશે ત્યારે સ્થિતિ સુખની,
અત્રે એકલી હાલ આ મૃદુ લતા આવી અવસ્થા સહે,
ક્યાંથી અલ્પ સમે ભૂમિ મળી રહે? શી રીત શાંતિ લહે? ૧૯[1]
કયાંથી પોષણ પામી સુખરસથી રેલે વિકાસી અરે?
સ્નેહી કોઈ નથી અહીં, કળ વળે કયાંથી સખી અતરે?
કયાં કયાં તે પિતુવાસ? કયાંજ ભૂમિ આ? કયાં સુખ કયાં દુઃખ આ?
કયાં તે મુખ પ્રફુલ્લ હાસ્ય કરતું? નિસ્તેજ કયાં મુખ આ? ૨૦[2]

**મુગ્ધા:**—એની સત્ય દશાજ તેજ દિસતી જેવી દશા આપણી,
કયાંથી સ્નેહ પરસ્પરે પ્રથમમાં?! દુઃખી દશા છે ઘણી!
કેવી રીત ત્વરાથી તે મળી રહે સ્નેહે ભૂમિસંગમાં
જેથી કોમળ વેલી તારૂણી ખિલે આનદ ઉમંગમાં! ૨૧[3]

**પ્રૌઢા:**—ભૂલે કેમ સખી પ્રીતિ સજડ હા એકે ક્ષણે શું બને!
અંગે વાસ ધીમે ધીમે બની રહે જે ના ખસે કો ક્ષણે!
આનંદો હૃદયે રમે પ્રથમના? તે તે રહે શું જતા?!
ભૂમિસ્નેહ ધીમે ધીમે પ્રસરતાં વિકાસશે આ લતા! ૨૨[4]

---

૧ જ્યારે તેનુ હૃદય આ ભૂમિમા પ્રીતિ સાથે સ્થપાશે અને ભૂમિનો સ્નેહરસ પ્રસરશે ત્યારે સુખની દશા આવશે અત્રે તે બિચારી આવી અવસ્થા સહન કરે છે કયાથી એકદમ ટુકા વખતમા ભૂમિ સાથે મળી જઈ—મૂળ નાખી—શાતિ પામે? ૨ કયાથી પોષણ પામી આનંદથી ખિલી રહે? અહીં કોઈ તેનુ સ્નેહી નથી, સખી! શી રીતે તેને કળ પડે? કયા તેનો બાપનો વાસ અને કયાં આ ભૂમિ? કયા તે સુખ અને કયાં આ દુખ? કયા તે હસતુ મુખ અને કયા આ નિસ્તેજ મુખ?" ૩ મધ્યા કહે છે—"હે સખી! ખરેખર જેવી આપણી દશા હતી તેવીજ આ બિચારી મૃદુ લતાની જણાય છે પહેલ વહેલો કયાથી સ્નેહ હોય? ઘણી દુખી દશા છે! ભૂમિની સાથે શી રીતે જલ્દીથી મૂળ નાખી મળી રહે કે જેથી મોટી વેલરૂપી સ્ત્રી બની આનદથી ખિલી રહે?" ૪ પ્રૌઢા કહે છે—"હે સખી! કેમ તુ ભૂલે છે! એક ક્ષણમાં પ્રીતિ શી રીતે સજડ બની રહે? ધીમે ધીમે અગમા પ્રીતિનો વાસ થાય છે અને તે કોઈ પળે ખસતો નથી માબાપના

વસંતતિલકા વૃત્ત

બંને:—માતાપિતાવિરહથી રડતી લતા હે !
શોકાદિ કાપી ધર અંતર શાંતિ માંહે !
તારી દશા સમ હતી અમ એક વારે !
નિર્મેલી છે સ્ત્રીજનને સ્થિતિ આ પ્રકારે ! ૨૩[1]

ચિન્તાજ દૂર કરને ! સહુ સુખ થાશે !
વિશ્વેશ છે રજનિદિવસ તારી પાસે !
આ ભૂમિમાં સજડ સ્નેહ સદાય જામો !
ખિલી કુસુમથી મહા સુખવૃદ્ધિ પામો. ૨૪[2]

---

## ભૂમિકાનર્તકી.[3]

મરાઠી સાખી.

કુદરત ભજવે વિધ વિધ ચિત્રે ખેલ વિચિત્રે રગે !
અકળિત રચના અદ્ભુત કૃતિએ[4] અંતર રગે રંગે[5] !
અગે ઉમગે ! સમે કોઈ દુઃખ સંગે ! ! અંગે ઉમંગે૦ ૧

---

ઘેર કરેલા આનદો તે એકદમ કેમ વિસારે પડે, માટે ભૂમિનો રસ ધીમે ધીમે પ્રસરવાથી આ લતા પ્રફુલ્લિત થશે."

૧ બંને સખીઓ આ લતાને આશિષ આપે છે—"માતપિતાના વિયોગથી રૂદન કરતી હે લતા ! હે મુગ્ધ બાળા ! તારો શોક દૂર કરી શાંતિ ધારણ કર, તારા જેવી અમારી પણ એક વખત દશા હતી, અને સ્ત્રીઓને માટે જીંદગીમાં એક વખત આવા પ્રકારની અવસ્થા કુદરતે નિર્માણ કરેલી છે ૨ ચિંતા કાઢી નાખ, સર્વ પ્રકારે સુખ થશે, રાત્રિ-દિવસ પરમેશ્વર તારી પાસે છે, આ ભૂમિમાં તારો સજડ (મૂળ સાથે) સ્નેહ (રસ) જામો અને કુસુમોથી ખિલી રહી પરિપૂર્ણ સુખની વૃદ્ધિ પામો."

૩ કુદરતને નાટકકાર તરીકે, વિશ્વને નાટકશાળા, અને ભૂમિને નટી તરીકે કલ્પના કરી દુષ્કાળના દેખાવનુ વર્ણન કરવામાં આવ્યુ છે ભૂમિ-નર્તકી=ભૂમિરૂપી નટી. ૪ કૃતિ=રચના, ક્રિયા. ૫ રંગે રંગે=રંગથી રંગે છે.

વિધ વિધ પાત્રો[1] નૃત્ય કરે છે વેશ વિશેષ બતાવે !
સુખ દુઃખના કંઈ પૂર્ણ ચિતારો સગ ગ્રહીને આવે !
લાવે ! દર્શાવે ! મહા ભ્રાન્તિ ઉપજાવે ! લાવે દર્શાવે૦ ૨
સમજ સમજ આ ચેતન્ ચિત્તે ગર્ક દિસે શું વિચારે !
સ્તબ્ધ[2] સ્થિતિ શું બની રહી છે ! દુઃખમય કૃતિ અત્યારે
આ રે ચિતારે[3] ચિત્તે ચિતારી[4] ભારે ! ! આ રે ચિતારે૦ ૩
નવ નવ રંગે ઉર ઉભરાતી ભૂમિનર્તકી બાળા !
દિવ્ય દીપતી અતિ દીપવતી વિશ્વની નાટકશાળા !
ચાળા કયાં ચાલ્યા?હવે હાલજ દુઃખાળા ! ચાળા કયાં ચાલ્યા૦ ૪
વસ્ત્ર ધારતી હરિત વર્ણનું[5] ! તે તે શિદ વિસરાયે !
વસ્ત્ર વિનાની દુ ખી દશા આ હાલ બની શી જણાયે !
કાયે સુકાયે ! મહા તાપે ભેદાયે ! કાયે સુકાયે૦ ૫
સરિતતરંગસુરત્નઆવળી[6] રમતી હૃદયપ્રદેશે !
હાલ નહીં તે દૃષ્ટિ આવે ! દુઃખ કળી શું કહેશે !
દેશે વિદેશે ભૂમિ દુ ખીજ આ વેશે ! દેશે વિદેશે૦ ૬
દૂર કીધાં સૌ અંતર શાંતિ આનદ આજ ચિતારે !
દેખી હૃદય આ ભેદાયે છે, ભૂમિ દેખીશું કયારે
સારે શૃંગારે મહા દિવ્ય અલકારે ? સારે શૃગારે૦ ૭
ભૂમિનર્તકી બાળાને તું વિભુ વિશ્વ વિખ્યાતા !
હરિત વસ્ત્રથી દિવ્ય બનાવી દયા આણી સુખદાતા
ધાતા દે ત્રાતા મહા સુખ શાંતિ શાતા ! ધાતા દે ત્રાતા૦ ૮

---

૧ પાત્રો=ખેલમા ઉતરનાર ૨ સ્તબ્ધ=શાત, નિસ્તેજ ૩ ચિતારે=ચિત્રે ૪ ચિતારી=ચિતરી ૫ હરિત વર્ણનુ=લીલા રગનુ ૬ સરિતતરગસુરત્ન-આવલી=નદીના તરગરૂપી રત્નનો હાર ભૂમિસ્ત્રીના પ્રદેશાહૃદય ઉપર સરિતાના તરગરૂપી રત્નનો હાર જે શોભી રહ્યો હતો તે નાશ પામ્યો છે અર્થાત્ ભૂમિના પ્રદેશ ઉપર નદીઓ સુકાઇ ગઇ છે

# નિસ્તેજ વસંત.[1]

હોરી.

અહા કેવી રચના વિકારી[2]! વસંતે, અહા કેવી રચના વિકારી?
રચના વિકારી દુ:ખી આ બનાવે, કયાં રચના સુખકારી ?
નહીં અવલોકું દિસે જેહ જેમાં, હાલ[3] થયા દુ:ખયારી !
વસતી રડે આ બિચારી ! અહા કેવી રચના વિકારી ? ! ૧
વસંત વિલોકી રમંતા લતા ને પત્ર હવામાં પ્રસારી !
નહીં સહકારો[4] ! નહીં પત્રછાયા ! કયાં કૃતિ તે રમ્ય સારી ?
દશા આવી કોણે ચિતારી ? અહા કેવી રચના વિકારી ? ! ૨
પ્રિય સહકારે અતિ વાસ ચારૂ[5] આ સમયે ઉડનારી !
કોકિલકંઠે તરૂવરવૃંદે ગાનનદી ચાલનારી !
હવે દૃષ્ટિમાં તે ન મારી ! અહા કેવી રચના વિકારી ? ! ૩
વન ઉપવન[6] સૌ અતિ શુષ્ક લાગે ! હર્ષ મુકયા સૌ વિદારી !
ચાર દિશાએ તરૂ સર્વ ઉભાં નગ્ન દશામાં અપારી !
દશા કેવી આ દુ:ખકારી ! અહા કેવી રચના વિકારી ? ! ૪
વિપરિત[7] રીતિ અશોકે[8] વશી છે ! ખેદ હૃદય દે વધારી !
શોક ન ભાસે અશોકે કદાપિ, કિન્તુ સ્થિતિ શોકકારી ! !
વિચિત્ર સ્થિતિ શું થનારી ! અહા કેવી રચના વિકારી ? ! ૫
કેવી બની છે વસતરમાની ભૂમિસખી નગ્ન નારી,
રડે પૂર બને મળી સંગ સગે, કેવી બની દુ ખી ભારી !
ગઈ કયાં તે સાડી શ્રીકારી ? અહા કેવી રચના વિકારી ? ! ૬
લીલી લતાઓ નહી દૃષ્ટિ આવે જેહ વને ખિલનારી !
ઉછાળી તરંગો સરિતા રમતી હાલ નહીં બિન્દુ વારિ[9] !
દશા આવી કેવી નઠારી ? ! અહા કેવી રચના વિકારી ? ! ૭
પર્વત પરની અતિ દિવ્ય ચારૂ કયાં ખુબી આકર્ષનારી ?

---

૧ દુષ્કાળની વસત ઋતુનુ વર્ણન છે ૨ વિકારી=બદલાતી ૩ હાલ=સ્થિતિ ૪ સહકારો=આંબા ૫ ચારૂ=સારી. ૬ ઉપવન=બાગ. ૭ વિપરિત=ઉલટી ૮ અશોકે=આસોપાલવના ઝાડમાં ૯ બિંદુ વારિ=ટપકુ પાણી

રમણીય વ્રતતિ[1] શિલા સંગ[2] રમતી હાલ નહીં ભાસનારી!
વિલોકે ભીતિ સૌ થનારી! અહા કેવી રચના વિકારી?! ૮
વિપરિત લાગે વસંતની રચના! જેવી હતી તે ન નારી!
અશોક જગાએ અતિ શોક ભાસે! સુખ તહીં દુઃખસ્વારી!
બિચારી મહા ખેદચારી? અહા કેવી રચના વિકારી?! ૯
કુદરત! જગતે મહા આવી હૃદયે કોણ કળે ગતિ તારી?
કઇં કઇં સમયે અતિ ખીજનારી! કોઈ સમે રીઝનારી!
કૃતિ નારી તારીજ ન્યારી! અહા કેવી રચના વિકારી?! ૧૦
વસતરમાને મહા દિવ્ય અંગે દેખી અલંકૃત[3] સારી
કાળ કરાળે અતિ ક્રૂરતાથી વસ્ત્ર લીધાં સૌ ઉતારી!!
કરી કેવી કાળે ખુવારી! અહા કેવી રચના વિકારી?! ૧૧
ઉડી સહુ ચાલ્યાં અરે કયાંજ ગાતાં દ્વિજ[4] બહુ કુંજે વિહારી?
અરે કુંજ કયાંથી ભમે દૃષ્ટિ માંહે?! નગ્ન દશા દિસનારી!
પડયો કાળ પૂંઠે શિકારી! અહા કેવી રચના વિકારી?! ૧૨
વસંતની રચના વિલોકી હૃદયમાં ચેતન! લે તું વિચારી!
સમજ સમજને તું કાળરીતિને! સાર દિલે લે ઉતારી!
સહુ કાળથી જાય હારી! અહા કેવી રચના વિકારી?! ૧૩
સુખદુઃખ બંને સરે સગ સંગે! કોઈ નહીં નિર્વિકારી[5]!
દિને કોઈ સુખી દિને કોઈ દુઃખી અંગ વસે સૌ બિમારી!
સમે કો સ્મશાને પથારી! અહા કેવી રચના વિકારી?! ૧૪
સમજણ ચેતન ચહે અંતરે જો! સૃષ્ટિ તને બોધનારી!
કુદરત જોને ઉભી તારી સામે આ અહિ દૃષ્ટાંત ધારી!
શિખી લે સમજ હીતકારી! અહા કેવી રચના વિકારી?! ૧૫
મહા સુખ દેખી નહીં ગર્વ કરવો ઈશ હૃદયમાં વિસારી!
જગત મહીં આ કદાપિ ન સ્થાયિ સુખસ્થિતિ જામનારી!
કુળી લે વસતી કુમારી! અહા કેવી રચના વિકારી?! ૧૬

---

૧ વ્રતતિ=વેલ ૨ શિલા=પથર. ૩ અલંકૃત=અલકાર સજેલી, શોભાયમાન ૪ દ્વિજ=પક્ષીઓ. ૫ નિર્વિકારી=વિકારરહિત, અસ્થિર, અચળ.

# શુષ્ક સરોવર.

માલિની વૃત્ત

સકળ તરલ ઊર્મિ[1] હર્ષની સ્થિર ભાસે !
નવીન નવીન તર્કો થાય, શાન્તિ વિનાસે !
ઘન[2] તણી રચના શી આ બની કે શું દિસે ?
નહિ નહિ નહિ દેખુ હોય જે જેહ વિષે !! ૧

કહિ નહિ નીરબિન્દુ ! કયા ગયો રમ્ય ભાસ ?
સરવર રણ આ તે શું બન્યું આસપાસ ? !
દ્વીપ વિરહી[3] રડે છે ! શુષ્ક નિસ્તેજ મુખ !
કૃષિત[4] બની શી કાયા ! શું અહા શિર દુ.ખ ! ૨

ગગન મહિ નિહાળી છે પડેલો ઉદાસ !
જળ જળ જળ માગે શું અહા મેઘ પાસ ? !
હરિત અતિ લતાઓ એક ના કયાંહિ લાગે !
વ્રતતિવસન[5] દ્વીપે શું તજ્યાં દુ ખઆગે[6] ? ! ૩

અનિલલહરી ઘેલી શી વિયોગે બની છે !
અધિક પ્રીતિ તરંગે કેવી તેની વશી છે !
ઉદક[7] વિણ તરંગો દૃષ્ટિએ કયાંથી આવે ?
પતિ વિણ રમણીને કોણ સ્નેહે હસાવે ? ૪

સરવર દુ ખી દેખી આ દશામાં અત્યારે
સ્મરણ તવ ખુબીનું ચિત્તમાં થાય ભારે !
સુખ તવ સ્મરૂ જ્યારે હું પડું છું વિચારે !
દુઃખદ સ્થિતિ નિહાળી ખેદ વ્યાપે વધારે ! ૫

તુજ તટ પર બેશી પામતો વાયુ મદ !
પરિમલ બહુ લેતો વૃક્ષની સુખકદ !
નિરખી મીન રમંતાં અગ આનદ થાતો !
ખુબી સહુ અવલોકે શોક સૌ દૂર જાતો ! ૬

---

૧ તરલ ઊર્મિ=તિવ્ર ઉમળકો ૨ વન=વાદળ ૩ વિરહી=વિયોગી, પાણીવિયોગી ૪ કૃષિત=સુકાયેલી ૫ વ્રતતિવસન=વેલરૂપ વસ્ત્ર ૬ દુ.ખઆગે=દુ ખના અગ્નિથી. ૭ ઉદક=પાણી

કહિ કંઈ જન ધોતાં, કોઈ પાણીથી ન્હાતાં,
વિવિધ ખગ રમતાં અત્ર જોતો હું ગાતાં,
વળી જળ ભરવાને આવતાં નારીવૃંદ,
ગત સુખ હું સ્મરૂ શું ! શું કરૂ કાવ્યછંદ ? ! ૭
અરર દુખી દશા શી ! હાલ બેહાલ કેવા !
કહિં કહિં જળબિન્દુના નહીં ચિહ્ન કૂદેવા !
'થયુ' 'ન થયુ' ન થાશે, દોષ કોનેજ દેવો ?
ચડતી પડતી ચાલે ! વિશ્વનો ખેલ એવો ! ૮
ફરતી ફરતી છાયા જેવી વૃક્ષે જણાય
સરવરસ્થિતિ તેવી કાળથી ફેરવાય,
જળ તહિ થળ ભાસે ! બુદ્ધિ ત્યા હારી જાય,
ગહન ગતિ પ્રભુની શું મહાસુખ ગાય ! ૯

---

## દુષ્કાળદેખાવ.

કટાવ[૧]

વિશ્વેશ વિશ્વવિખ્યાતા ! નિરાધારાધાર ધાતા !
સૌ આનદ રહ્યા જાતા ! દુખ દુખ છે સુખદાતા !
નમી સ્તવે પ્રાણ પીડાતા ! કર હવે દયા જગત્રાતા !

ત્રાતા ત્રાતા ! નહીં નહીં શાતા !
શોકો થાતા ! નહીં સમાતા,
ઉર ઉભરાતા, નહીં ગણાતા,

દશા હાલ શી ! ! ઋતુરગ સૌ વિપરિત ભાસે, શોકકારી આ શાન્તિવિદારણ ભયભિત સર્વે ચાર પાસમા વિચિત્ર રચના બની રહી છે. નહીં નહીં તે દિસે સર્વદા જે જે જેમાં; વર્ષા છે કે ઋતુ નવી કંઈ દૃષ્ટિ આવે ત્રાસ આપતી સર્વ પ્રાણીને ? વાસ કીધો ક્યાં જળવૃષ્ટિએ ? ! ચાર દિશાએ શુષ્ક લાગતી પાણી વિના દુ:ખી વસુધા, પ્રતિ વર્ષ જે રમ્ય લાગતી, વિવિધ

૧ આ કટાવની રચના નર્મકવિના કટાવ પ્રમાણે રચવામા આવી છે

જાતનાં વસ્ત્ર ધારતી, રંગીન ચારૂ બાળ કુમારો સુખે ખેલતા, હાસ્ય કરતી શાન્તિ આપતી, એજ ભૂમિના હાલ હાલ આ કેવા ભાસે ?! ઉડી ગયા કયાં તે દેખાવો ?! ઋતુ નવીન આ દુઃખદ કેવી ! વૃષ્ટિ બદલે દૃષ્ટિ કરડી કરતી ભારે, ભાનુકિરણે ભેદી નાખતી, ત્રાસ આપતી સતાવતી આ ઋતુ ગ્રીષ્મ શું માની લેવી ? ના ના તે તો, હોત ગ્રીષ્મ જો માનત ભૂમિ અલ્પ સમયમા વર્ષા સરશે, વૃષ્ટિ આવશે, રે રે તે તો મિથ્યા ભ્રાન્તિ, હવે વૃષ્ટિનું નામ માત્ર છે, જળવૃષ્ટિ તો ઉડી ચાલી, રહી ભૂમિકા દુઃખે રડતી, આશ બાંધતી હમણાં થાશે એકે નજરે અભ્ર નિરખતી શાંત મુખેથી, પણ કયા પાણીધારા પામે ! આસપાસથી આશપાશથી બંધાયેલી હવે ભૂમિકા નિરાશાએ અશ્રુ નાખતી ! ગઈ આશ તો પછી રહ્યું શું બાકી દુ:ખ વિણ? દુ:ખાબ્ધિમાં પડી રહી છે ! પ્રાણી બાળક અરે કરે શું ! નિરાધાર છે ! સુખદ સ્થાન નવ નજરે આવે ! પાણી માટે સરોવરે જો જાય કદાપિ પાણીભાસ શું નજરે આવે ! જળને બદલે થળ દિસે તો જળબિન્દુ ત્યા કયાથી પામે ? તૃષા અતિશય પીડે કાયા ! પાણી વિના અન્ય તૃષાને કોણ નિવારે ! રે રે અંતે કાય પીડાતી પડે ભૂમિએ ! દુઃખે રીબાતી એવી દશામાં મરે બિચારાં જળ વિણ પ્રાણી નિરાશ્રિત હા ! ઉદરપોષણ રે રે કયાથી તેઓ પામે ? જાય જંગલે ઘાસઆશમાં તૃણપાન પણ કયાથી દેખે ? પાપી પેટના માટે ભટકે ! ભુખદુઃખથી પડે ભોંય તે ! ક્ષુધા શાંતિ શી રીત પામે ! કાય સુકાયે ! રક્ત માસ તો ઉડી ચાલ્યા, હાડપાંજરે પ્રાણ પીડાયે ! શક્તિ અશની આશજ કયાથી ? શ્વાસ માત્ર હા મુખથી ચાલે ! આમ દુઃખમાં રીબાતાં તે મૃત્યુ પામે ! મનુષ્ય કરે શું ! ઉપાય હીન છે ! ઘાસ બિચારા લાવે કયાંથી ? કોઈ કોઈ તો પ્રાણ સમાં જે પ્રાણી તેને છોડી ચાલ્યા, પ્રાણ ત્યાગ નિજ કરે અંતમાં ! નિરાધાર તે પ્રાણી કરે શું ! આમ તેમ તે ઠામ વિનાનાં, ભુખે પીડાતાં રખડી મરતાં, ઘાસપાન જો દૃષ્ટિ થાતું

તે પ્રતિ જોતાં, કિન્તુ અરે રે પ્રાણી અબોલાં કહી શકે શું ! શિદ માગી લે ! ક્ષુધાદુઃખ શું કહી બતાવે ! ક્યાંહિ કદાપિ મળે ચાર જો ઈચ્છે ખાવા, કિન્તુ કઠ હા બધ જેહના બની રહ્યા છે ! આમ પ્રાણી તે પીડા પામીને મરણ પામતાં ! જેહ ઋતુમાં રમ્ય જગલે લીલા ઘાસને ચરતાં સુખે, શુષ્ક ઘાસને મન નવ ગણતાં, તેજ ઋતુમાં દુ ખદાયી શી પશુ માત્રની ! દશા બની છે પશુ બરાબર રક લોકના હાલ બન્યા છે નિર્લજ ઉદર ભરવા માટે રખડી ભટકે, પણ નવ પામે ખાવા પોતે, ભુખ વેઠીને કાઢે દિવસ, હાડપાજરે જીવ પીડાયે, આમ રીબાઈ મરે બિચારા, બાળકની તો વાત શું કરવી ! સગાં સ્નેહીથી પડે વિખુટા, ભાઈ બેન ક્યાં ! માતતાત ક્યાં ! ખાવા માટે મારે ફાંફાં ! કૂવા પેટમા પડી ગયેલા, દેખી તેમની દુ ખી દશા આ, પથ્થર જેવા કઠણ હૃદયના માણસને પણ દયા ઉપજે ! ! વિધ વિધ પખી વાસ વિનાનાં સૂર્યતાપમા ઉડી ભટકતા, નિરાશાએ વૃક્ષલતાઓ કયાથી દેખે ? તરૂ માત્રની પાયમાલી થઈ ! ખાલી ખેતર વિના નહીં કંઈ નજરે આવે ! પર્વત પણ જે લીલા વર્ણનુ વસ્ત્ર ધારતા, ઝરણપ્રભાવે ખિલાવતા જે વૃક્ષવેલીને આસપાસના અરણ્ય માહે, ઝરણવેગથી રમ્ય સરિતને ઉછાળતા તે આજે ભયભિત સુકાયેલા ! માત્ર શિલાઓ દેખાયે છે ! થયુ અરે શું ? દુ ખ અત નવ દૃષ્ટિ આવે ! થશે પ્રભુ શું ? હજી પથ છે બાકી અતિશય, પ્રથમ ભાગમાં દુઃખ દુ.ખ તો આગળ કેવી મુસાફરી છે ! પાણીઅન્ન હા કયા દેખાશે ? પ્રભુ ! હવે તો મુક્ત કરી આ દુષ્ટ કાળથી કરને શાન્તિ, થયુ અતિશય, દુ.ખ કેમ આ સહી શકાશે ! સીમા દુ ખની નહીં રહી છે ! અરે ઈશ હે ! તારા વિના કાળપાશથી કોણ બચાવે ? ! પ્રભુ હવે તું દયાદૃષ્ટિથી સામું જોને ! કરૂણાસાગર ! કરૂણા કરને, નમન કરીને સ્તવે પ્રાણ સૌ દુઃખે રીબાતા ત્રાતા ત્રાતા ! કર મહા સુખ જગત્રાતા !
વિશ્વેશ વિશ્વવિખ્યાતા ! ૧

## વૃષ્ટિ થવાનાં ચિહ્ન.

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

લાગે ભાર વિશેષ લેશ અડતાં સૌ મક્ષિકાઓ[1] તને,
દિસે ઠામ તમામ સર્વ સમૂહે, શત્રુ રૂપે તે બને,
આવી ક્યાંથી નવીનતા નિરખતાં?! કેવી ઋતુ આ બની?!
કહોને મિત્ર! નિશાની શાની સહુ આ?-નિશાની વૃષ્ટિ તણી ૧
વિલોકો અહિં વૃક્ષના મૂળ કને વિચિત્ર પ્રાણી દિસે,
કયા તે રંગ ગયો અહા પ્રથમનો? છે ફેર કાયા વિષે!
કાચંડાતન ઉપરે ચિતરી આ કોણે પીંછી લાલની?
કહોને મિત્ર! નિશાની શાની સહુ આ?-નિશાની વૃષ્ટિ તણી. ૨
મુકુ પાય કહા અરે ભૂમિ પરે? છે માર્ગ જોતા નહીં!
સૌ સ્થાને ઉભરાય છે સમૂહમાં કીડી ઇંડાંને લઈ,
ક્યાંથી પાખ ગ્રહી? કહીંથી મળી આ? કીડી જુઓ આ ભણી,
કહોને મિત્ર! નિશાની શાની સહુ આ?-નિશાની વૃષ્ટિ તણી.૩
કેવા ભેક[2] અનેકના શ્રવણમાં[3] સાનંદ[4] સાદો સરે!
તૂટે છે નવ લેશ માત્ર વચમા! ધારા ધ્વનિની ઝરે!
કૂદે છે કંઈ આમ તેમ રમતા, પાસે કંઈ આપણી,
કહોને મિત્ર! નિશાની શાની સહુ આ?-નિશાની વૃષ્ટિ તણી. ૪
આવ્યો શું વિજયા[5] ચડાવી રવિ આ આકાશ આજે અહા?!
લાગે છે નવ ભાન સ્થાન જરીએ! ગાંડો બન્યો શું મહા?!
મારે તેજ મહા! ફરી તિમિર દે! છે સ્થિતિ બેભાનની!
કહોને મિત્ર! નિશાની શાની સહુ આ?-નિશાની વૃષ્ટિ તણી. ૫
દોડા દોડ કરેજ અભ્ર ગગને! શું આવી છે આપદા?
કે શું હર્ષવિકાસથી ખિલી રહ્યા? જોયું ન આવું કદા!
કીધો છે નિજ વર્ણ શ્યામ! નીલ[6] આ કેવી ગતિ અભ્રની?!
કહોને મિત્ર! નિશાની શાની સહુ આ?-નિશાની વૃષ્ટિ તણી. ૬

---

૧ મક્ષિકાઓ=માખીઓ. ૨ ભેક=દેડકા ૩ શ્રવણમા=કાનમા.
૪. સાનદ=આનદ સાથે ૫ વિજયા ચડાવી=ભાગ પીને ૬ નીલ=ભૂરો.

પંખીઓ ઉડતાં ઘણા નિરખું છું ચચે ગ્રહી તૃણને,
શોધી નિર્ભય સ્થાન શાંત તરૂમાં માળા કરે છે વને,
દિસે છે અકળિત કેવી કળતાં બુદ્ધિ અહા દ્વિજની!
કહોને મિત્ર! નિશાની શાની સહુ આ ?–નિશાની વૃષ્ટિ તણી. ૭
એકે વસ્ત્ર ખમાય ના તન પરે! ગર્મી બહુ થાય છે!
કેવો આ ઉકળાટ! સ્વેદ[1] નિકળે! વસ્ત્રાદિ ભીંજાય છે!
આ દેખાવની કલ્પના શી કરવી! કેવી કૃતિ કાળની?!
કહોને મિત્ર! નિશાની શાની સહુ આ ?–નિશાની વૃષ્ટિ તણી. ૮
હા! હા! શું અતિ દિવ્ય તેજ ગગને જોયુ ક્ષણે મે તહીં?!
થાયે છે વીજળી! પ્રકાશકિરણો કેવા સરે છે અહીં?!
શી એગે ચમકાવતી ચમકતી વિદ્યુત[2] ઇશાનની?!
કહોને મિત્ર! નિશાની શાની સહુ આ ?–નિશાની વૃષ્ટિ તણી. ૯
શાંતિ કાંઈ વળે જરા કંઈ ક્ષણે વિચિત્ર આ ગર્મીથી,
આવે વાયુ ભીનો જરા પળ પળે, પાણી હરે અંગથી,
શાંતિદાયક આ અનિલલહરી છે મંદ નૈરૂત્યની,
કહોને મિત્ર! નિશાની શાની સહુ આ?–નિશાની વૃષ્ટિ તણી. ૧૦
ઇન્દુની[3] ફરતે કઇ નવીનતા રાત્રે દિસે છે મને,
શોભે કંકણઆકૃતિ[4] જળભરી શોભાવી આકાશને,
ચારૂ રંગીન એ અલંકૃત[5] કળા કેવી પરિવેશની[6]?!
કહોને મિત્ર! નિશાની શાની સહુ આ ?–નિશાની વૃષ્ટિ તણી. ૧૧
આકાશે અતિ લાલ ભાસ તહિં આ શાને ધરેલો હશે?
છે ના ઉત્સવ ભૂપનો ગગનમાં ગુલાલ જેથી વસે,
ક્રોધસ્થિતિ મહાન રક્તવરણી[7] દિસે શું આકાશની?!
કહોને મિત્ર નિશાની શાની સહુ આ ?–નિશાની વૃષ્ટિ તણી. ૧૨
રાજા કો બળવાન યુદ્ધ કરવા વ્યોમેથી જાતો હશે,
વ્યોમે ભૂલી ગયો ધનુષ્ય, નહિ તો કયાંથી કહો ત્યાં વસે?

---

૧ સ્વેદ=પરસેવો ૨ વિદ્યુત=વીજળી ૩ ઇન્દુની=ચદ્રની ૪ કંકણ આકૃતિ=કંકણ જેવી ગોળ આકૃતિ ૫ અલંકૃત=શણગારેલી ૬ પરિવેશ=ચદ્રની આસપાસ જળકુંડ દેખાય છે તે (Halo) ૭ રક્તવરણી=લાલ રંગની

ના, ના, મેઘધનુષ્ય તે ગગનમાં, કેવી ખુબી મેઘની?
કૂહોને મિત્ર! નિશાની શાના સહુ આ?–નિશાની વૃષ્ટિ તણી. ૧૩
ચક્લીઓ રમતી મળી ઉલટથી પાંખો ધૂળે પાથરી,
ટીંટોડી મુકતી ઇંડાં સ્થળ ઉંચે વૃષ્ટિની ભીતિ ધરી,
કાને કેવી સરે અવાજસરિતા રે દૂરના ઘંટની!!
કૂહોને મિત્ર! નિશાની શાની સહુ આ?–નિશાની વૃષ્ટિ તણી. ૧૪
ક્ષારાદિ પિગળે કંઈ ગરમીથી પાણી વળે પાત્રમાં;
ગાજે વાદળ શું અહા ગગનમાં! અંધારૂ શું દિનમાં!
ખેડુતો હરખાય છે હૃદયમાં આશે મહા સુખની!
કૂહોને મિત્ર! નિશાની શાની સહુ આ?–નિશાની વૃષ્ટિ તણી. ૧૫

## હાથીવડ.[1]

વસતતિલકા વૃત્ત.

ગભીર હાથીવડ! આજ તને નિહાળી
આત્મા થયો સ્થિર! સુશાન્તિસરિત ચાલી!
ગુણો સહુ તુજ મહીં તવ નામ જેવા,
આ પાડનાર શુભ નામ પુરૂષ કેવા?! ૧
છે ઉદ્ધતાઈ દિલમા નવ લેશ હાથી!
અસ્થિર ના હૃદય થાય કદાપિ વાથી,

૧ વિસનગરમા શહેરના દરબાજા બહાર જરા દૂર આ જુનો હાથીવડ હતો સ ૧૯૫૬ ના દુષ્કાળમા લોકોએ તેના થડ ડાળા વીગેરે કાપી નાખેલા હોવાથી અને ઘણોજ વૃદ્ધ થયેલો હોવાથી ધીમે ધીમે તે સુકાઈને નષ્ટ થયો હાલ ત્યાં તેના મૂળ શિવાય બીજા નિશાન રહ્યા નથી, તેના થડની આસપાસ મોટો ચોતરો ચણેલો છે, તે જીર્ણ સ્થિતિમા કાયમ છે હાલમા ત્યા નાનો વડ ઉછેરવામા આવ્યો છે આ સ્થળે જૈનલોકો તરફથી દરેક કાર્તકી પૂનમે સિદ્ધગિરિનો પટ અર્થાત્ પાલીતાણાના ડુગરના દેવદેવસ્થાન સાથેના ચિત્રનો મોટો સુદર પડદો બાંધવામા આવે છે અને જૈનલોકો શહેરમાથી દર્શન કરવા આવે છે, તે સમયે આ સ્થળ પાલીતાણાના તીર્થની યાત્રાનુ મોટુ પવિત્ર ધામ બની રહે છે જૈનો આ પ્રમાણે યાત્રા કરી ત્યાથી મોટા ઠાઠથી વરઘોડાના રૂપમા શહેરમા પાછા ફરે છે (આ કાવ્ય સવત્ ૧૯૫૨ ની સાલમાં રચવામા આવેલુ હતુ અને તે વખતે આ હાથીવડ હયાતીમા હતો.)

ઉભો સદા અડગ ગભીર શાન્તતાથી,
શર્માય હાથા ગુણ તુજ નિહાળવાથી. ૨
તારી તમામ વડવાઈ વડી વળીને
દે છે તને અવનિનો રસ સૌ કશીને,
આ કાયપોષણ તણી રચના ખરી છે,
શું શુંડ તે રસ મહીં નમતી કરી છે?! ૩
આરામ પખી તુજ ઉપર બેશી લે છે,
ને તુજ મિષ્ટ ફળ ખેલી સુખે જમે છે,
ઉચ્ચારતાં મધુર ગાન અતિ ઉમગે,
તારા શું ગુણ ઉચરે મળી સર્વ સગે?! ૪
રે તાપથી બળી જતાં ખગ આવી પાગ્મે,
વિશ્રામ શાન્તિ દિલમા બહુ લે ઉલાસે,
શ્રીમતના સુખદ આશ્રયથી હમેશ,
પામે ગરીબ સુખશાન્તિ દિલે વિશેષ! ૫
સૌ કાર્તકી પૂનમને દિન તું દીપે છે,
યાત્રાનુ દિવ્ય ખુબ ધામ બની રહે છે,
બધાય સિદ્ધગિરિનો પટ તારી નીચે,
જેનો ઉમંગથી ભરાય તમામ ઘીચે. ૬
દેવાદિને નમી નમી વળી હસ્ત જોડે,
ઉચ્ચારતાં સ્તવન મુખથી સર્વ કોડે,
આનદથી પછીથો શ્હેર ભણી વળે છે,
સૌ કામના મનની જૈન પૂરી કરે છે. ૭
શોભા શી તારી ઉચરૂ! નવ ખામી લેશ,
તું માનવત વખણાય સદા વિશેષ,
છે વૃદ્ધ હાથીવડ ધન્ય સહસ્ર વારે!
આનદ તે દીધ મહાસુખને અત્યારે! ૮

## સૃષ્ટિસૌંદર્ય તરંગ સમાપ્ત.

# નીતિ તરંગ.

## રાજભક્તિ.[1]

હરિગીત છંદ

માતાપિતા[2] સમ રાયરાણી શાસ્ત્રકારો ઉચરે,
માતાપિતાથી તે અધિકો પ્રેમ રાખે અંતરે,
હૈયે ધરી પરિપૂર્ણ તે પાળે પ્રજાજનબાળને,
ખરી રાજભક્તિ રાખવી સન્માન આપી રાજને. ૧

જે હોય દુશ્મન રાજના તે નિજ દુશ્મન જાણવા,
જે હોય મિત્રો રાજના તે નિજ મિત્રો માનવા,
ઉદ્દેશ જેવા રાજના નિજ રાખવા ઉદ્દેશને,
ખરી રાજભક્તિ રાખવી સન્માન આપી રાજને. ૨[3]

આજ્ઞા કરે જે રાજ તે આજ્ઞા શિરે ઉઠાવવી,
જે કાયદાની રીતિ હોયે રીતિ તે તે પાળવી,
નિજ ધર્મ સરખા પાળવા સૌ કાયદાના તત્ત્વને,
ખરી રાજભક્તિ રાખવી સન્માન આપી રાજને. ૩

રાજા કરે વિધ વિધ યત્નો નિજ પ્રજાને પાળવા,
લશ્કર સદા તૈયાર રાખે શત્રુને સહારવા,

---

૧ કહ્યુ છે કે "सर्वदेवमयो राजा मनुना सप्रकीर्तित· । तस्मात्तमेव सेवेत न व्यलीकेन कर्हिचित् ॥ ભાવાર્થ —રાજા "સર્વ દેવમય" છે એમ મનુએ કહ્યુ છે માટે રાજાનીજ સેવા કરવી પરતુ કદી પણ કપટ રાખીને કરવી નહી"

૨ ચાણાક્યનીતિમા કહ્યુ છે કે "जनिता च विनेता च यस्तु विद्यां प्रयच्छति । अन्नदाता भयत्राता पचैते पितर स्मृता ॥ ભાવાર્થ —જન્મ આપનાર, નિયમમા રાખનાર રાજા, વિદ્યા દેનાર, અન્નદાતા, તથા ભયથી રક્ષા કરનાર એ પાચને પિતા કહેવામા આવ્યા છે"

૩ કહ્યુ છે કે "आक्षेपवचन तस्य न वक्तव्य कदाचन । अनुकूल प्रिय चास्य वक्तव्य जनससदि ॥ ભાવાર્થ·—રાજાને કદી પણ તિરસ્કારનુ વચન કહેવું નહીં, રાજાને અનુકૂળ તથા પ્રિય હોય એવુજ સભા વચ્ચે બોલવું"

નવ થાય જેથી હાની સૌ ધનમાલ ને જીવજાનને,
ખરી રાજભક્તિ રાખવી સન્માન આપી રાજને. ૪
સ્થાપે નિશાળો ગામગામે દામ પુષ્કળ વાપરી,
વિદ્યા ભણાવે બાળકોને પાઠશાળામાં ખરી,
વિધ વિધ વિદ્યા આપવા રાજા ચહે છે ક્ષણુક્ષણે,
ખરી રાજભક્તિ રાખવી સન્માન આપી રાજને. ૫
સ્થાપે અલૌકિક ન્યાયમદીર ન્યાય અદ્દલ આપવા,
કારાગૃહો તૈયાર રાખે પાપીઓને પૂરવા,
દંડે વળી શિક્ષા કરે તે ઘાતકો ને ચોરને,
ખરી રાજભક્તિ રાખવી સન્માન આપી રાજને. ૬
સ્થાપે દવાખાના બિચારા દર્દીના દુ:ખ કાપવા,
દે દાન રાજા દીનને દારિદ્ર દીનનું ટાળવા,
કરી કારખાનાં રોજી આપે કારીગર ને લોકને,
ખરી રાજભક્તિ રાખવી સન્માન આપી રાજને ૭
વિદ્વાનના વિશ્રામ ને પડીતના નિવાસ છે,
છે શાસ્ત્રકારોના વિલાસી, અધરના આધાર છે,
રાજા સદા દીનબંધુ છે, દે શરણ પ્રાણી માત્રને,
ખરી રાજભક્તિ રાખવી સન્માન આપી રાજને. ૮
સૌ ધર્મને સરખા ગણે, પ્રીતે પળાવે ધર્મને,
નવ દિલ દુઃખાવે, જેથા સૌ નિજ આદરે નિતકર્મને,
સમ ન્યાયદૃષ્ટિથી જુએ શ્રીમંત નાના સર્વને,
ખરી રાજભક્તિ રાખવી સન્માન આપી રાજને ૯
દુષ્કાળ જેવા સકટે દઈ અન્નપાણી સુખ દે,
ઉપકાર એવા છે ઘણા, વિસ્તાર કોઈ શું વદે !
વાળી શકે શું શું પ્રજાજન રાજના ઉપકારને,
ખરી રાજભક્તિ રાખવી સન્માન આપી રાજને. ૧૦
માબાપ દે છે જન્મને પણ રાજથી જીવન સરે,
છે રાજપિતા અધિક વિશ્વે જનકપિતાથી ખરે,

જે જીવ આ ઉપકાર ભૂલે ધિક્ક તે છે જીવને,
ખરી રાજભક્તિ રાખવી સન્માન આપી રાજને. ૧૧
આળોજ રાજદ્રોહને, તે દ્વાર દુઃખદ નર્કનું,
નિજ રાજસેવામાં રહો, તેમાં અચળ સુખ સ્વર્ગનું,
પ્રભુ રાજી રહેશે તે થકી દેશે મહા સુખધામને,
ખરી રાજભક્તિ રાખવી સન્માન આપી રાજને. ૧૨

---

## શાહેનશાહ જ્યૉર્જના દીલ્હીના રાજ્યાભિષેકના પ્રસંગે આનંદોદ્ગાર, હિંદની વફાદારી, અભિનંદન અને આશિષ.[1]

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

આનંદાર્દ્ર[2] પ્રજા તણા હૃદય છે, શું વૃષ્ટિ આનંદની?
વૃષ્ટિબિંદુસુધાથી ચાતક તણી સંપૂર્ણ ઇચ્છા બની,
શાંતિ સાથ મહોત્સવે વસુમતી[3] હર્ષસ્વરે ગાજતી,
વિશ્વે પંચમ જ્યૉર્જભૂપતિ તણી ગાદી રહો શાશ્વતી.[4] ૧
વિદ્યાવૃદ્ધિ ખિલી રહી ભૂમિ પરે, શું પૂર્ણિમાચંદ્રિકા?
વિદ્યાદ્વાર ગ્રહી સુધારસ સુખી ભાસે ભલી ભૂમિકા;
સૂર્યે જેમ સરોજ[5] તેમ સહુની સદ્બુદ્ધિ વિકાસતી,
વિશ્વે પંચમ જ્યૉર્જભૂપતિ તણી ગાદી રહો શાશ્વતી, ૨

---

૧ નામદાર શહેનશાહ પાંચમા જ્યૉર્જના દીલ્હીના તા-૧૨-૧૨-૧૯૧૧ ના રાજ્યાભિષેકના માંગલિક પ્રસંગે રાજ્યાભિષેકના મહોત્સવનો આનંદ પ્રદર્શિત કરવા શ્રીમંત સરકાર સયાજીરાવ ગાયકવાડ મહારાજા તરફથી મેસાણામાં એક મહાન ભવ્ય દરબાર ભરવામાં આવ્યો હતો તે પ્રસંગે આ કાવ્ય કડીપ્રાંત પંચાયત તરફથી તથા કટાવ વીસનગર સુધરાઈ તરફથી અને ગઝલ વીગેરે વીસનગર મહાલ પંચાયત તરફથી પ્રસિદ્ધ કરી આનંદના ઉદ્ગારો કાઢવામાં આવ્યા હતા ૨ આનંદાર્દ્ર=આનંદથી ભીંજાયેલા ૩ વસુમતિ=પૃથ્વી ૪ શાશ્વતી=અમર ૫ સરોજ=કમળ.

સ્પર્શી વાસિત વૃક્ષ વાયુલહરી દિશા દશે વ્યાપતી
ઠામે ઠામ તમામ તેમ જગમાં ખ્યાતિ સદા જામતી;
શાંતિ શીતળ રાજ્યછાયની તળે આર્યપ્રજા પામતી;
વિશ્વે પચમ જ્યૉર્જભૂપતિ તણી ગાદી રહો શાશ્વતી. ૩

પાળે સર્વ પ્રજા ધરી હૃદયમાં દ્વિરેફપદ્મપ્રીતિ,[1]
જગ્તે કાર્યકળા સમાજ સકળે છે ન્યાય નીતિ રીતિ;
પામે હુન્નર વૃદ્ધિ જેમ વ્રતતિ[2] ફાલે વસંતે અતિ,
વિશ્વે પચમ જ્યૉર્જભૂપતિ તણી ગાદી રહો શાશ્વતી ૪

વર્ષામાં સરતી સરિત સરખી આત્મે દયા સૌ વશી,
ન્યાયે ઘાતક[3] ચોર જેમ ગગને નિસ્તેજ સૂર્યે શશી;
પક્ષે કૃષ્ણ શશીકળાક્ષય સમી શત્રુદશા દિસતી,
વિશ્વે પચમ જ્યૉર્જભૂપતિ તણી ગાદી રહો શાશ્વતી ૫

રિદ્ધિ સિદ્ધિ મહાન શક્તિ જગમાં સર્વોપરી પામજો,
શત્રુઓ શિર નામી પાય પડતા સામા સહુ આવજો;
ખંડે ખંડ અખંડ રાજ્યની ધજા જગ્તે રહો ઉડતી,
વિશ્વે પચમ જ્યૉર્જભૂપતિ તણી ગાદી રહો શાશ્વતી ૬

જેવા શાંતિ સુખે સહુ ઉજવીએ રાજ્યાભિષેકોત્સવો,
તેવા શ્વેત[4] અને સુવર્ણ[5] વરતો ચિંતામણિ[6] ઉત્સવો;
દીર્ઘાયુષી રહો મહા સુખ મહીં દેવાંશી પૃથ્વીપતિ,
વિશ્વે પચમ જ્યૉર્જભૂપતિ તણી ગાદી રહો શાશ્વતી. ૭

---

૧ દ્વિરેફપદ્મપ્રીતિ=જેવી ભ્રમર કમળ ઉપર પ્રીતિ રાખે છે તેવી પ્રીતિ ૨ વ્રતતિ=વેલ ૩ ઘાતક=ખુની ૪ શ્વેત ઉત્સવ=રૂપેરી ઉત્સવ ( Silver Jubilee સીલ્વર જ્યુબિલી ) ૫ સુવર્ણ ઉત્સવ=સોનેરી ઉત્સવ ( Golden Jubilee ગોલ્ડન્ જ્યુબિલી ). ૬ ચિંતામણિ ઉત્સવ=હિરક ઉત્સવ. ( Diamond Jubilee ડાયમંડ જ્યુબિલી )

કટાવ

સુવર્ણનો સૂર્ય પ્રકાશે દિવ્ય અલૌકિક આકાશે,
તેજસ્વી આર્યભૂમિ ભાસે, અંધકાર સર્વ વિનાસે,
આનંદો ચારે પાસે, ઉત્સવ કરે સો ઉલ્લાસે.

દીલ્હી તખ્ત પર આજ બિરાજે રાજશિરોમણિ મહારાજવર નામદાર શ્રી જ્યૉર્જ પાંચમા મહારાણી શ્રી મૅરી સાથે, દિવ્ય દંપતી દેવાંશીના મંગળકારી કુંકુમ પગલે આર્યભૂમિકા પવિત્ર ઉજ્જવળ સર્વ અંશે બની રહી છે; સજી સોળ શૃંગાર શરીરે, હાવભાવથી મનહર નયને, હાસ્ય કરંતા પ્રફુલ્લ વદને, અંગ ઉમંગે નવનવ રંગે, અતિ ઉત્સાહે અતિ ઉલ્લાસે, આતુરતાથી ઉર ઉભરાતી હિંદસુંદરી, નમન કરીને હૃદયકમળનાં પ્રેમપુષ્પની મંગળકારી વૃષ્ટિ કરીને, રાયરાણીને વધાવી લે છે; વફાદારીનો કંચન સરખો થાળ હસ્તમાં ધરી સુંદરી શુદ્ધ સ્નેહનું તિલક કરે છે, આશિષઅક્ષત શિર પર નાખી પૂજન કરે છે, હિંદસુંદરી સ્તુતિ કરે છે, ગુણ ગાય છે, ગુણ તણો નવ પાર દિસે છે, દિવ્ય દંપતી દેવાંશીની રાજ તણી શી શક્તિ ભાસે ? આખી પૃથ્વીમાં ખડખડમાં ઑસ્ટ્રેલીઆ આફ્રીકામાં અમેરિકામાં યુરોપ માંહે એશીઆમાં દેશદેશમાં રાયરાણીની ઉડે ધજાઓ ફરફર કરતી રાત્રિ દિવસ; સૂર્ય કદી પણ નહીં આથમે રાજ પરેથી, આઠ પ્હોર તે પ્રકાશ મારે, એવી રીતે ગગનવિહારી સહસ્રરશ્મી ભાનુ પણ તે મોહી રહ્યો છે, તો આ પૃથ્વી પરના લોકો હર્ષાવેશે મોહપાશમાં પડે તણાઈ તેમાં કિંચિત્ નહીં નવાઈ. હિંદસુંદરી સ્તુતિ કરે શું ! ગુણગાનનો અપાર દરિયો ! પાર ન આવે ! આર્યભૂમિ પર બાગ ખિલાવ્યો, કલેશ દ્વેષ ને કુસંપ કેરાં વૃક્ષ સર્વને નિર્મૂળ કરીને વિધવિધ શાંતિ નિર્ભયવૃક્ષો રોપી ભૂમિમા રંગ જમાવ્યો, ન્યાય નીતિ ને વિદ્યાવેલી કાર્યકળાની દિવ્ય લતાઓ, સંપજપનાં વૃક્ષ રસાળાં, સકળ દિશાએ સુખશાંતિનાં મનહર ફૂલો ખિલી રહ્યાં

છે, મિષ્ટ ફળોનો હિંદસુંદરી સ્વાદ કરે છે, ગાન કરે છે, સ્તુતિ કરે છે, આશિષ બોલે, નામદાર શ્રી રાયરાણી આ દીર્ઘાયુષી રહો આનંદે રિદ્ધિસિદ્ધિ વૃદ્ધિ પામો આધિવ્યાધિ શત્રુ વિનાસો ઉજ્જ્વળ કીર્તિ વધતી રહેજો દશે દિશાએ ઠામે ઠામે, હિંદસુંદરી આશિષ બોલે દિન આજનો નહીં ભૂલાશે, અંતર માંહે સજડ લખાશે, સુવર્ણઅક્ષર થકી ઇતિહાસે અમર અવિચળ લેખ લખાશે, શું મહાસુખ ગુણ ગાશે ! ' સુવર્ણનો સૂર્ય પ્રકાશે૦ ૧

ગઝલ

બની તું દીલ્હીં મસ્તાની વફાદારીથી દીવાની,
ખુબી શી આ જમાનાની ! શી આ તારી વફાદારી ! ૧
શાહનશાહ જ્યૉર્જ પંચમ પર કરે કુરબાન તું જીગર,
ખુશાલી છે સહુ દિલ પર, શી આ તારી વફાદારી ! ૨
ઘણા વર્ષોથી લાચારી, અધીરાઈ હતી ભારી,
પૂરી ઇચ્છા થઈ તારી, શી આ તારી વફાદારી ! ૩
બિરાજે તખ્ત પર આજે, ખુશીહર્ષે ભૂમિ ગાજે,
અવાજે પ્રેમ શો રાજે ! શી આ તારી વફાદારી ! ૪
હજારો લોક આવે છે, પૂરા પ્રેમે વધાવે છે,
ખરી ભક્તિ બતાવે છે, શી આ તારી વફાદારી ! ૫
અલૌકિક સ્વારી શું શોભે ! મહા ભૂપતિ નયન લોભે !
નિરખવા લોક શું થોભે ! શી આ તારી વફાદારી ! ૬
સજી સાડી નવીન અંગે, દીપે તું રંગ બેરંગે,
હસે છે ઉર ઉમંગે, શી આ તારી વફાદારી ! ૭
ઘણા દિનની તૃષા ભાગી, પ્રીતિની ઉર્મિઓ જાગી,
મહા સુખને તું લે માગી, શી આ તારી વફાદારી ! ૮

છપય છંદ

મુખે માગે હિંદ હિંદને હૃદયે ધરજો,
મુખે માગે હિંદ પ્રેમમાં વૃદ્ધિ કરજો,

મુખે માગે હિંદ સુખની વૃષ્ટિ કરજો,
મુખે માગે હિંદ દુઃખ ભૂમિનું હરજો,
શિર નામી કરે છે યાચના વિદ્યા બહુ પ્રસારજો.
વળી હિંદ તણા અધિકારને રાજા જ્યૉર્જ વધારજો. ૧

આશિષ બોલે હિંદ વસો સૌ સિદ્ધિ સદને,
આશિષ બોલે હિંદ વસો સૌ બુદ્ધિ વદને,
આશિષ બોલે હિંદ વસો સૌ શાંતિ બદને,
આશિષ બોલે હિંદ વસો સૌ કરૂણા નયને,
વળી યાવચ્ચન્દ્રદિવાકરૌ રાજ કરો નવ ખંડમાં,
ભૂપ જ્યૉર્જ અમર અવિચળ રહો મહા સુખ આનંદમા ૨

---

## ગુર્જરપતિ શ્રીમંત સયાજીરાવ મહારાજાને અભિનંદન અને આશીર્વચન.[1]

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

આનદાર્ક[2] અધિક ઉજ્જ્વળ અહા આ આત્મઆકાશમાં
આધિ અસ્ત અનેક અતર થકી ! આહ્લાદ આભાસમા !
આવ્યા ઉત્સવ આજ અગ અદકા ઉમગ ઉછાળતા !
શોભો સુખદ શ્રી સયાજી ક્ષિતિમા શાન્તિ સુખે સર્વદા. ૧

શાળા સુખદ સ્થાપિ સ્થાપી શિશુ સૌ શિખે સુખે શાસ્ત્રને
ઉચ્ચારે અતિ ઉર આશિષ અહા આણી અનુરાગને,
વક્તા વિશ્વ વિષે વિચાર વિમળા વિદ્યાર્થી વર્શાવતા,
શોભો સુખદ શ્રી સયાજી ક્ષિતિમા શાન્તિ સુખે સર્વદા. ૨

દર્દીના દુઃખ દેહથી દૂર દિસે દાતા દવા દર્શને,
પામે પુસ્તક પુસ્તકાલય થકી પામી પ્રજા પ્રેમને,

---

૧ મહારાજા સયાજીરાવ જ્યારે વિસનગરમા પધાર્યા હતા ત્યારે તા ૩૧-૧૨-૯૬ ના દિવસે આ કાવ્ય મહારાજાને અર્પણ કરવામા આવ્યું હતુ આ કાવ્યમા વર્ણસગાઈ શબ્દાલકાર છે ૨ આનદાર્ક=આનંદરૂપી સૂર્ય

સર્વત્ર સદબુદ્ધિ ને સદનમાં શોભો સદા શારદા,
શોભો સુખદ શ્રી સયાજી ક્ષિતિમાં શાન્તિ સુખે સર્વદા. ૩
ન્યાયી નિર્મળ નેક નાથ નૃપાત નિત્યે નિરાધારના,
રાજી રૈયત રક્ષણે રજનિદી રૂહે રાજ્યમાં રાયના,
નિર્ખે સૌ નરનાર નૃપતિ મહીં નિત્યે નીતિ નમ્રતા,
શોભો સુખદ શ્રી સયાજી ક્ષિતિમાં શાન્તિ સુખે સર્વદા. ૪
ખડેખંડ અખંડ આ ખલકમાં ખ્યાતિ ખરી ખિલજો,
પ્રીતિ પૂર્ણ પ્રજાની પાલક પતિ પ્રેમે પૂરે પામજો,
દીર્ઘાયુષી રહો મહા સુખ મહીં, દિશા દશે દીપતા
શોભો સુખદ શ્રી સયાજી ક્ષિતિમા શાન્તિ સુખે સર્વદા. ૫

સવૈયા એકત્રીસા

સિદ્ધિ રિદ્ધિ ને સમૃદ્ધિ બુદ્ધિ તણી વૃદ્ધિ દે ઇશ,
આધિ વ્યાધિ ઉપાધિ આદિ કાપી સુખ કર ઇશ દિનનિશ;
તાજ વિષે દે તેજ તું વધતું દિવ્ય અતિશય ઈશ હમ્મેશ,
શ્રી દીનપાલક સુખદ સયાજી રાખ મહા સુખમાં પરમેશ. ૬

---

## ધર્મ.[1]

હરિગીત છંદ

જે ધર્મમાં નિજ જન્મ પામ્યો ધર્મ તે નિજ માનવો,
તે ધર્મને વળગી રહી સંતોષ તેમાં રાખવો,

---

૧ મણિરત્નમાળામા કહ્યુ છે કે "पशो पशु को न करोति धर्म । प्राधीतशास्त्रोपि न चात्मबोध ·। ભાવાર્થ —પશુથી પશુ કોણ કહેવાય ? જે ધર્મ કરતો નથી અને જેને શાસ્ત્ર ભણ્યા છતા પણ પોતાના સ્વરૂપનો બોધ નથી તે." વળી શુક્રનીતિમા કહ્યુ છે કે "राजदण्डभयाल्लोक स्वस्वधर्मपरो भवेत् । यो हि स्वधर्मनिरत स तेजस्वी भवेदिह ॥ विना स्वधर्मान्न सुखं स्वधर्मो हि पर तप ॥ ભાવાર્થ —લોકો રાજાની શિક્ષાના ડરથી પોતપોતાનો ધર્મ બરાબર પાળે છે અને જે મનુષ્ય સ્વધર્મમા પ્રેમ રાખે છે તે જગતમા પ્રતાપી થાય છે સ્વધર્મનું આચરણ કર્યાવિના સુખ મળતુ નથી, સ્વધર્મ એ એક મહા તપ છે."

સિદ્ધાંત તેના સર્વ સમજી તત્ત્વ તેનો જાણવો,
નિજ ધર્મને નવ છોડવો પરધર્મને નવ નિંદવો. ૧
નિંદા તણા ઝગડા તજી તત્ત્વાર્થ સમજી ચાલવું,
તત્ત્વાર્થ નિંદામાં ગયા, નિંદા તણું મો બાળવું,
સૌ શાસ્ત્રમાં છે એક નીતિ,[૧] ભેદ કંઈ નવ રાખવો,
નિજ ધર્મને નવ છોડવો પરધર્મને નવ નિંદવો. ૨
સૌ શાસ્ત્ર માગે સ્વર્ગને, નવ કોઈ માગે નરકને,
શીલ શુદ્ધ વૃત્તિ સર્વ માગે, કો નહી વ્યભિચારને,
સૌ સત્ય માગે, જૂઠ ત્યાગે, ભેદ ક્યાં પછી ભાળવો?
નિજ ધર્મને નવ છોડવો પરધર્મને નવ નિંદવો. ૩
આસ્તિકપણું સૌએ વખાણે, નવ ચહે નાસ્તિકપણું,
સર્વે વખાણે નમ્રતા, કાપેજ મૂળ અભિમાનનું,
સંતોષ માગે, લોભ ત્યાગે, ફેર ક્યાં પછી માનવો?
નિજ ધર્મને નવ છોડવો પરધર્મને નવ નિંદવો. ૪
સૌ શાસ્ત્ર માગે સંપને નિવારીને કુસંપને,
સૌ રાજભક્તિને ચહે ધિક્કારી રાજદ્રોહને,
ચાહે દયા તજી ક્રૂરતા તો મમત શામાં સમજવો?
નિજ ધર્મને નવ છોડવો પરધર્મને નવ નિંદવો. ૫
વૈષ્ણવ ભલે હો સ્માર્ત કે કદી જૈન કે કદી દીન હો,
તત્ત્વાર્થ સૌના એક દિસે, ધર્મઝગડો ક્યાં કહો?
મિથ્યા કરી નિંદા પરસ્પર શિદ ઝગડો બાંધવો?
નિજ ધર્મને નવ છોડવો પરધર્મને નવ નિંદવો. ૬
છે પંથ જુદા જગતમાં, ઉદ્દેશ સૌનો એક છે,
છોને ભલે પથો જુદા, શું પંથથી મુશ્કેલ છે?

---

૧ કહ્યું છે કે "अहिंसा सत्यमस्तेय शौचमिंद्रियनिग्रहः । दान दया दमः क्षान्ति· सर्वेषां धर्मसाधनम् ॥ ભાવાર્થઃ—અહિંસા, સત્ય, ચોરી ન કરવી, પવિત્રતા, ઇંદ્રિયનિગ્રહ, પરોપકાર, દયા, મનનું દમન તથા ક્ષમા એ નવ ગુણો સર્વ મનુષ્યોને ધર્મનાં સાધન છે"

જે પંથ પકડ્યો જન્મથી તે પંથ પૂરો પાડવો,
નિજ ધર્મને નવ છોડવો પરધર્મને નવ નિંદવો. ૭
નિજ ધર્મ પર શ્રદ્ધા ધરી કરવી સદા મુસાફરી,
મુસાફરી તે પાર પડશે, લાવ શંકા નવ જરી,
સીધી નજર રાખી નિરતર પથ પ્રેમે કાપવો,
નિજ ધર્મને નવ છોડવો પરધર્મને નવ નિંદવો ૮
નિજ પંથ છોડી અન્ય પથે જો જવા શંકા કરી
ભૂલા પડાશે આખરે, રખડી મરાશે ફરી ફરી,
દુઃખી થવા હાથે કરી નિજ પથને શિદ ભૂલવો ?
નિજ ધર્મને નવ છોડવો પરધર્મને નવ નિંદવો. ૯
પર પંથ કે નિજ પંથના નવ સોબતી સગે સરે,
ઘેરી વળે છે ભ્રાંતિભ્રમણા ભ્રષ્ટતા સૌ આખરે,
ઉદ્દેશ સૌનો એક તો શિદ દુઃખદરિયે ડોળવો ?
નિજ ધર્મને નવ છોડવો પરધર્મને નવ નિંદવો ૧૦
નિજ ધર્મમાં રહી ચુસ્ત કરણી ધર્મની સભાળવી,
કદી પ્રાણ જાતાં દુઃખ થાતાં ધર્મરીત નવ તોડવી,
નિદા તજી પરધર્મની નિજ ધર્મને ઉદ્ધારવો,
નિજ ધર્મને નવ છોડવો પરધર્મને નવ નિદવો ૧૧
પાળે નહીં નિજ ધર્મને પરધર્મની ટીકા કરે,
તત્ત્વાર્થ તો સમજે નહીં, વ્યવહાર ખોટો આદરે,
ઝગડા મચાવી હાથથી શિદ ધર્મ હલકો પાડવો ?
નિજ ધર્મને નવ છોડવો પરધર્મને નવ નિદવો ૧૨[1]
મોટી સભાઓ મેળવી શાસ્ત્રાર્થ મોટા ઉચરે,
બહુ જ્ઞાન ને ભાષાબળે ભડાર કીર્તિનો ભરે,

---

૧ કહ્યુ છે કે "यथा खरश्चदनभारवाही । भारस्य वेत्ता न तु चदनस्य । एव हि शास्त्राणि बहून्यधीत्य । चार्थेषु मूढा खरवद्वहन्ति ॥ ભાવાર્થ—જેમ ગર્દભ સુખડનો ભાર ઉપાડે છે અને તે પોતાની પીઠ ઉપર ભાર ભર્યો છે એમ જાણે છે પણ સુખડ ભરેલી છે એમ સમજતો નથી તેમ ઘણાં શાસ્ત્રોને ભણીને તેના અર્થને નહીં સમજનારાઓ ગર્દભની માફક કેવળ ભારજ ઉપાડે છે"

આવી રીતે ઝગડા કરી શિદ ક્લેશને પેસારવો ?
નિજ ધર્મને નવ છોડવો પરધર્મને નવ નિંદવો. ૧૩
ઉદ્દેશ આ શું ધર્મનો ? શું ધર્મનો સિદ્ધાંત આ ?
તત્ત્વાર્થ આ શું શાસ્ત્રના ? શું નીતિના ઉપદેશ આ ?
આ તો ઉપાયો નરકના, ભવ ધૂળધાણી ધારવો,
નિજ ધર્મને નવ છોડવો પરધર્મને નવ નિંદવો. ૧૪
નવ ધર્મ કીધો પુન્ય ઠેલી પાપને પેસારવા,
નિજ ધર્મ કીધો જીવને ભવસાગરેથી તારવા,
અવતાર આવો માનવીનો કઠણ છે ફરી આવવો,
નિજ ધર્મને નવ છોડવો પરધર્મને નવ નિંદવો. ૧૫
નિવૃત્તિ રાખી ચિત્તની સૌ દ્વેષને છોડી દઈ,
દુર્ગુણથી ડરતા રહી પ્રભુભક્તિ કરવી મન મહીં,
ધર્મે મહા સુખ પામશો, તે પૂર્ણ પ્રેમે પાળવો,
નિજ ધર્મને નવ છોડવો પરધર્મને નવ નિંદવો. ૧૬

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

ઇચ્છો જો નિજ ધર્મવૃદ્ધિ કરવા, ને ધર્મ ઉદ્ધારવા,
ઇચ્છો ધાર્મિક જ્ઞાતિભાઈ કરવા, ઇચ્છો નીતિ સ્થાપવા,
ઇચ્છો જો જન તારવા ભવ થકી, ને તારવા આત્મને,
તો નિરતર ધર્મશિક્ષણ તમે આપો શિશુ બાળને. ૧૭
શિખે સૌ વ્યવહાર બાળ ઘરમાં માતાપિતાસંગમાં,
દેખે તેવું કરે શિખે અનુસરે ધર્માદિ સૌ કાર્યમાં,
પોતાનું ઘર તે સદા પ્રથમ છે શાળા ખરી ધર્મની,
માતા શિક્ષક છે ખરો હર ઘડી રીતિ બતાવે ઘણી. ૧૮
તત્ત્વો સૌ સમજાવીને રમતમાં સદ્બોધ આપો તમે,
બીજા જ્ઞાનની સાથ ધર્મ શિખવો આનદથી સૌ સમે,
દર્શાવો નિજ ધર્મને અનુસરી સૌ રીતિ પ્રીતિભરી,
તેથી ધર્મની સ્થાપના હૃદયમાં સ્થાયી સ્થપાશે ખરી. ૧૯
જે સંસ્કાર પડેજ શિશુ વયમાં તે તે કદી ના ખસે,
પામે તે જ વિકાસ મોટી વયમાં, વિચાર તે તે વસે,

માટે બાળક ધર્મજ્ઞાન મનથી પામે મહા સુખથી,
તેવાં સાધન સર્વ પૂર્ણ કરવાં ઉત્સાહ ને ખંતથી. ૨૦

## વિદ્યા.

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

વિદ્યા એ ધન છે અમુલ્ય જગમાં, સર્વે પ્રશંસા કરે,
અંગે તે અકળિત ગુપ્ત રીતથી છાનો ખજાનો ભરે,
બુદ્ધિપંકજને[1] વિકાસિત કરે વિદ્યા બનીને રવિ,
એવી શ્રેષ્ઠ શિરોમણિ જગતમાં વિદ્યા પ્રીતે પામવી. ૧
ચોરો ચોરી શકે નહીં છુપી રીતે, લુટે લુટારા નહીં,
ખૂટાડી ન ખૂટે, વધે ખરચતાં, એવી કળા તે મહી,
રાખે અક્ષય પાત્ર અતરપટે આત્મા મહીં ગોપવી,[2]
એવી શ્રેષ્ઠ શિરોમણિ જગતમાં વિદ્યા પ્રીતે પામવી. ૨
કોટી[3] દીપક એકમાંથી પ્રકટે, શી દૈવી વિશેષતા!
તોએ કાયમ મૂળ દીપક રહે, આવે નહીં ન્યૂનતા,
એવી દીપક જેવી દિવ્ય ગતિ સૌ વિદ્યા તણી જાણવી,
એવી શ્રેષ્ઠ શિરોમણિ જગતમાં વિદ્યા પ્રીતે પામવી. ૩
વિદ્યા દે ધનમાલ દીન જનને દૂરે કરી દીનતા,
પ્રીતિ પૂર્ણ પમાડી સર્વ જનની પૂરી કરે પાત્રતા,[4]
વૃદ્ધિ કીર્ત્તિ તણી કરે જગતમાં દિશા દશે ફેરવી,[5]
એવી શ્રેષ્ઠ શિરોમણિ જગતમાં વિદ્યા પ્રીતે પામવી ૪
ધાર્યું જે ન બને પ્રપચ કરતાં, વિશ્વાસઘાતી થતાં,
શસ્ત્રે જે ન બને પ્રયત્ન કરતાં, લોહી રણે[6] રેડતાં,

---

૧ બુદ્ધિપંકજને વિકાસિત કરે=બુદ્ધિરૂપી કમળને ખિલાવે છે ૨ ગોપવી=સતાડી. ૩ જેવી રીતે એક દીવો પોતે ઓલવાઈ નહીં જતાં બીજા કરોડો દીવાઓ પ્રકટ કરે છે તેવી રીતે એક વિદ્વાન પોતાની વિદ્યા નહી ભૂલી જતાં અનેક જનને વિદ્યાદાન આપી અનેક વિદ્વાનો બનાવી શકે છે. ૪ પાત્રતા=લાયકાત. ૫ ફેરવી=ફેલાવી, પ્રસારી. ૬ રણે=લડાઈમાં

તે તે સર્વ કરાવી દે કલમથી સદ્‌ગુણને જાળવી,
એવી શ્રેષ્ઠ શિરોમણિ જગતમાં વિદ્યા પ્રીતે પામવી. ૫
મુકે નીતિ સદાય આચરણમાં,[1] નેત્રે મુકે નમ્રતા,
રીતિ સૌ વ્યવહાર માંહિ શિખવે, કાર્યે મુકે સભ્યતા,
સર્વે શાસ્ત્ર મહીં કરે નિપુણ[2] તે તત્ત્વાર્થ સૌ શિખવી,
એવી શ્રેષ્ઠ શિરોમણિ જગતમાં વિદ્યા પ્રીતે પામવી. ૬
માતા માફક શાન્તિ દે દુઃખસમે વિદ્યા દિલાસો દઈ,
સાચા બંધુ સમાન ભીડસમયે છોડે કદી જે નહીં,
રંભારૂપ વિયોગીને રસ પૂરે આનદથી રીઝવી,
એવી શ્રેષ્ઠ શિરોમણિ જગતમાં વિદ્યા પ્રીતે પામવી. ૭[3]
વિદ્યા કુસુમની કળી રસભરી સર્વત્ર દે વાસના,
વિદ્યા કલ્પતરૂલતા[4] સમ બની પૂરી કરે કામના,
આપે વાણીસુધા સુધાકર સમી બુદ્ધિકળા ખિલવી,
એવી શ્રેષ્ઠ શિરોમણિ જગતમાં વિદ્યા પ્રીતે પામવી. ૮
શોભે મુખ મધુર ભાષણ થકી કિન્તુ ન તામ્બુલથી,
શોભે હસ્ત અમીભરી કલમથી કિન્તુ નહીં હેમથી,

---

૧ આચરણ=રીતભાત. ૨ નિપુણ=કુશળ. ૩ આ સંબન્ધમાં ભર્તૃહરિ કવિ કહે છે કે " विद्या नाम नरस्य रूपमधिकं प्रच्छन्नगुप्तं धनं । विद्या भोगकरी यशः सुखकरी विद्या गुरूणां गुरुः । विद्या बन्धुजनो विदेशगमने विद्या परं दैवतं । विद्या राजसु पूजिता न तु धनं विद्याविहीनः पशुः ॥ ભાવાર્થઃ—વિદ્યા એ પુરૂષની કાન્તિ છે, ગુપ્ત ધન છે, ભોગ આપનારી છે, કીર્તિ અને આનંદ કરનારી છે, ગુરૂની પણ ગુરૂ છે, પરદેશમાં બધુ સમાન હિત કરનારી છે, દૈવત છે, અને રાજમા પૂજાય છે, માટે વિદ્યા વિનાનો માનવી પશુ જ છે "

૪ ભોજપ્રબંધમા કહ્યુ છે કે " मातेव रक्षति पितेव हिते नियुङ्क्ते । कान्तेव चाभिरमयत्यपनीय खेदं । लक्ष्मीं तनोति वितनोति च दिक्षु कीर्तिं । किं किन्न साधयति कल्पलतेव विद्या ॥ ભાવાર્થ —વિદ્યા માતાની પેઠે રક્ષા કરે છે, પિતાની પેઠે હિતમા જોડે છે, સ્ત્રીની પેઠે ખેદને ટાળી આનંદ આપે છે, લક્ષ્મીને વધારે છે, અને સર્વ દિશામાં કીર્તિને વિસ્તારે છે, માટે તે કલ્પલતાની પેઠે શુ શું મેળવી આપતી નથી ? અર્થાત્ બધુ મેળવી આવે છે. "

શોભે કંઠ ન હારથી, પણ દીપે વિદ્યાર્થી હે માનવી [1]
એવી શ્રેષ્ઠ શિરોમણિ જગતમાં વિદ્યા પ્રીતે પામવી ૯
વિદ્યાનાં સુખ જાતથી અનુભવી વિદ્યાર્થી પૂરા બની,
વેઠીને શ્રમ અગ બાળ જનને વિદ્યા ભણાવો ઘણી,
વર્શાવો ભૂમિમાં મહા સુખસુધા વિદ્યા સુહુ મેળવી,
એવી શ્રેષ્ઠ શિરોમણિ જગતમાં વિદ્યા પ્રીતે પામવી. ૧૦

## વિદ્યાર્થીઓને ઉપદેશ.

માલિની વૃત્ત

વખત કદી નકામો ગાળશો મા લગારે,
મન રમતની માંહે રાખશો મા વધારે,
સમય વહી ગયો જે જીદગીનો તમારો
ફરી ફરી ફરી પાછો તે નથી આવનારો. ૧
મરજી મુજબ નાનું વૃક્ષ વાળ્યું વળે છે,
તરૂવર ન વળે છે મોટું જ્યારે બને છે,
નર લઘુ વય માંહે તે ભણાવ્યો ભણે છે,
નર કદી વય મોટીમાં નહીં સુધરે છે. ૨
ભણતર ભણવાની આ વહે જીંદગાની,
વિધ વિધ સદવિદ્યાથી ભરો આ યુવાની,
અફળ ગઈ યુવાની તો વૃથા જન્મ જાણો,
ગુરુ વય મહિં પસ્તાવો થશે સત્ય માનો. ૩

---

૧ આ સબન્ધમા ભર્તૃહરિ કવિ કહે છે કે “केयूरा न विभूषयन्ति पुरुष हारा न चंद्रोज्ज्वला। न स्नान न विलेपन न कुसुम नालकृता मूर्धजा। वाण्येका समलकरोति पुरुष या सस्कृता धार्यते। क्षीयन्ते खलु भूषणानि सतत वाग्भूषण भूषणम्॥ ભાવાર્થ—બાજુબન્ધથી, ચદ્ર જેવા ચળકતા હારથી, સ્નાનથી, ચદન વીગેરેના લેપનથી, ફૂલથી, શોભાવેલા વાળથી પુરૂષ શોભતો નથી પરતુ જે સસ્કારવાળી વાણી વિદ્વાનો ધારણ કરે છે તે વાણીથીજ પુરૂષ શોભે છે, તમામ ભૂષણ નાશ પામે છે માટે વાણીરૂપ ભૂષણ એજ ખરૂ ભૂષણ છે”

સભણુ જનની જાણો જીંદગી બાગ જેવી,
અભણુ જનની માનો શુષ્ક વેરાન જેવી,
મૃદુ ફૂલ ફળ પાકે સૌ સરે વાસ બાગે,
ધૂળ ભય ઉપજે છે રાનમાં આગ લાગે. ૪[1]
જીવ રમતથી ટાળો, સુસ્તિનું નામ બાળો,
રજનિદિવસ વિદ્યાજ્ઞાનમાં કાળ ગાળો,[2]

---

૧ અંગ્રેજ લેખક એડીસન કહે છે કે—"How different is the view of past life, in the man who is grown old in knowledge and wisdom, from that of him who is grown old in ignorance and folly! The latter is like the owner of a barren country, that fills his eye with the prospect of naked hills and plains, which produce nothing either profitable or ornamental, the other beholds a beautiful spacious landscape divided into delightful gardens green meadows, fruitful fields, and can scarce cast his eye on a single spot of his possession that is not covered with some beautiful plant and flower." ભાવાર્થ —વિદ્યાજ્ઞાન અને ડહાપણમાં જીવનનો વખત ગુજારી પાકી ઉમ્મરે પહોંચેલા માણસના ગત જીવનનુ સ્વરૂપ, અજ્ઞાન અને જાડ્ય બુદ્ધિમા જીવનનો વખત ગુમાવી પાકી ઉમ્મરે પહોંચેલા માણસના ગત જીવનના સ્વરૂપ સાથે સરખાવતાં, અતિશય ભિન્ન હોય છે, બીજો માણસ અર્થાત્ અજ્ઞાનમાં જીંદગી ગુમાવનાર એક વેરાન પ્રદેશના માલિક સમાન છે કે જે પ્રદેશ, નથી રમણીય અગર ફાયદાદાયક એવા શુષ્ક ટેકરા અને મેદાનનો દેખાવ દૃષ્ટિ આગળ ધરે છે, પ્રથમ માણસ અર્થાત્ જ્ઞાનમાં જીવનને ગુજારનાર, સુન્દર અને વિસ્તીર્ણ ભૂપ્રદેશનુ અવલોકન કરે છે કે જે પ્રદેશની, આનંદજન્ય ઉદ્યાન, લીલા મેદાન, અને ફળદાયક ક્ષેત્રમાં નાનાપ્રકારે રચના થયેલી હોય છે અને જે સુંદર વનસ્પતિ અને પુષ્પથી અલકૃત અને આચ્છાદન નહીં હોય એવું સ્વસ્થાન તેને ભાગ્યેજ દૃષ્ટિગોચર થાય છે

૨ એડીસન આ સંબન્ધમાં કહે છે કે "The method, × × for filling up those empty spaces of life which are so tedious and burdensome to idle people, is the employing

જીવન સફળ થાશે, સિદ્ધિ સૌ જ્ઞાન માંહિ,
જગ મહિં સદવિદ્યા છે મહા સુખદાયી. ૫

## સંપ.

સવૈયા એકત્રીસા

ઇચ્છો જો સુખશાન્તિ ઘરમાં સગાં સંબધીમાં હમ્મેશ,
ઇચ્છો જો નિજ જ્ઞાતિજનની ચડતી કરવાને વિશેષ,
ઇચ્છો જો સુખી કરવાને આર્યબાળ ને ભૂમિમાત,
સજ્જન રાખો સંપ સહુથી, સંપે જંપ મળે દિનરાત. ૧
એક સૂત્રના તારની કીંમત કેવી હલકી તુચ્છ સમાન,
પણ સૂત્રો સૌ સાથ મળે તો દોર બને છે બહુ બળવાન,
જુઓ દોરમાં જોર કેટલું કરે હાથીને બાંધી મ્હાત,[1]
સજ્જન રાખો સંપ સહુથી, સંપે જંપ મળે દિનરાત. ૨
અક એકની કીંમત એકજ જો જુદા જુદાજ લખાય,
પાસે પાસ રહે જો બંને અક જુઓ અગિયાર ગણાય,
જોર વધે દસગણું એકથી વશી રહે જો અકો સાથ,
સજ્જન રાખો સંપ સહુથી, સંપે જંપ મળે દિનરાત. ૩[2]
સૈન્ય તીડનું અલ્પ સમયમાં ઝાડ પાકનો કરે વિનાશ,
કટક[3] કીડીનું પ્રાણ સાપનો લે છે કરડી આપી ત્રાસ,
મધુમાખીઓ ડખી નાખે માણસને મળીને સંગાથ,
સજ્જન રાખો સંપ સહુથી, સંપે જંપ મળે દિનરાત. ૪

---

ourselves in the pursuit of knowledge" ભાવાર્થ —જ્ઞાનાધ્યયન પાછળ આપણી જાતને રોકવી તે જીવનનો શૂન્ય સમય જે નિરૂદ્યમી મનુષ્યને અતિ દીર્ઘ અને ભારરૂપ લાગે છે, તેને સફળ કરવાની એક ઉત્તમ રીતિ છે

૧ મ્હાત=કેદ. ૨ જુદા જુદા એકડા લખવાથી એકડાની કીંમત એકજ ગણાય છે પણ જો બને એકડા પાસે રહે તો તેની કીંમત અગિયાર થાય છે. તેજ પ્રમાણે જો બે એકડાની સાથે અકેક એકડો લખવામાં આવે તો પ્રત્યેક એકડાથી દસ દસગણી કીંમત વધતી જાય છે ૩ કટક=લશ્કર.

આવાં નાનાં હલકાં પ્રાણી સંપ થકી કેવાં બળવાન !
તો આ માણસજાતિ કેવી બને સંપથી શક્તિવાન !
શક્તિ સાથે લક્ષ્મી આવે, થાયે નિર્ધનતાનો ઘાત
સજ્જન રાખો સંપ સહુથી, સંપે જંપ મળે દિનરાત. ૫
દુઃખ હોય તો એક બીજાની સહાયતાથી નાસે દૂર,
પૈસાની કદી ભીડ પડી તો એક બીજાથી જાય જરૂર,
બોજ એકનો બને પંચની લકડીથી જુઓ સાક્ષાત,
સજ્જન રાખો સંપ સહુથી, સંપે જંપ મળે દિનરાત. ૬
ભાઈ ભાઈમાં સંપ હોય તો એબ નહીં કો જાણી શકે,
દુશ્મન કટ્ટો હોય ભલે પણ સામો આવી તે ન ટકે,
કુસંપથી જો લડી પડે તો જાય નામ પેઢીનું સાત,
સજ્જન રાખો સંપ સહુથી, સંપે જંપ મળે દિનરાત. ૭
જ્ઞાતિ માંહે સંપ હોય તો કેળવણીની વૃદ્ધિ થાય,
જ્ઞાતિબંધુને વિધવિધ રીતે ઉત્તેજન સારૂં દેવાય,
લડી વઢીને તડ પડવાથી અંતે તુટી જાયે ન્યાત,
સજ્જન રાખો સંપ સહુથી, સંપે જંપ મળે દિનરાત. ૮
એક બીજામાં સંપ નહીં તો ત્રીજો લૂટે તેનો માલ,
કપિબિલાડીન્યાય[૧] થાય છે, બંનેના થાયે બેહાલ,
કુસંપ સુખ સળગાવી મુકે, અગ્નિ જેવી તેની જાત,
સજ્જન રાખો સંપ સહુથી, સંપે જંપ મળે દિનરાત. ૯
ઘર ફૂટે ઘર જાય નિરંતર આખર સર્વે થાય ખુવાર,
કુસંપ મૂળ કજીઆનું સાચુ અંતે દેખાડે દરબાર,
સાકર માંહે ઝેર ભેળવે એવો માંડે એ ઉત્પાત,
સજ્જન રાખો સંપ સહુથી, સંપે જંપ મળે દિનરાત. ૧૦
કુસંપથી આ આર્યભૂમિથી ચાલ્યા પૈસા ને વેપાર,
સંપે બીજા દેશ બન્યા છે ધનવાળા ને ધંધાદાર,

૧ કપિબિલાડીન્યાય=વાંદરાબિલાડીનો ન્યાય વાંદરાએ બે બિલાડીઓના રોટલાની તકરારનો ન્યાય, જેવી રીતે પોતે તે રોટલો ખાઈ જઈ બિલાડીઓને રોટલા વિનાની કરીને, આપ્યો હતો તેવી રીતનો ન્યાય.

મહા સુખ છે સંપથી સઘળુ માનો નિશ્ચે સાચી વાત,
સજ્જન રાખો સંપ સહુથી, સંપે જય મળે દિનરાત. ૧૧

---

## ઉત્સાહ.

વસંતતિલકા વૃત્ત

કાર્યો મહા કઠણ હોય કદાપિ જો કે
ઉપાધિ આ જગતની શુભ માર્ગે રોકે
તે સર્વ દુઃખકર સદ્ય શકાય કાપી
ઉત્સાહ હોય અતિ અંતર જો કદાપિ. ૧
જ્યાં માર્ગ છે નવ જરી તહિં બુદ્ધિ નાસે,
જ્યાં દુઃખડુંગર દિસે તહિં સુખ ભાસે,
અજ્ઞાનને દૂર કરે મૂળથી ઉથાપી
ઉત્સાહ હોય અતિ અંતર જો કદાપિ. ૨
શત્રુ મહા સબળ હોય અનાથ આગે,
સ્વપ્ને ન આશ જયની, ભય ઉર જાગે,
કિન્તુ પમાય જય ઉજ્જવળ હાર આપી
ઉત્સાહ હોય અતિ અંતર જો કદાપિ. ૩
નીતિ અતિ શુભ વસે, અનીતિ વિનાસે,
ભીતિ કુરીતિજ ખસે, સુરીતિ પ્રકાશે,
સારી મતિ વશી રહે, બળી જાય પાપી,
ઉત્સાહ હોય અતિ અંતર જો કદાપિ. ૪
ચાલ્યો ગયો ભૂમિથી હુન્નરરોજગાર,
ઉદ્ધાર થાય ભૂમિમાં ફરી એક વાર,
આ વિશ્વ અંદર શકાય અમાપ માપી
ઉત્સાહ હોય અતિ અંતર જો કદાપિ. ૫
ઉત્સાહ અલ્પ કરશો ઉરથી ન દૂર,
દેશે પરાક્રમ કરો ધરી અંગ શૂર,

સર્વે થશે સફળ સાહસ તે તથાપિ
ઉત્સાહ હોય અતિ અંતર જો કદાપિ. ૬
વિદ્યાકળાથી સુખવૃદ્ધિ કરો વિશેષ,
દામે શ્રમે શૂર ધરી હૃદયે હમેશ,
જગ્તેજ તેથી શુભ છાપ શકાય છાપી,
ઉત્સાહ હોય અતિ અંતર જો કદાપિ. ૭
સુસ્તિ તમામ તજી અંગથી એક વારે
ઉદ્યોગમાં મચી રહો સહુ રોજગારે,
અંતે ખરે અખુટ લક્ષ્મી થશે અમાપી
ઉત્સાહ હોય અતિ અંતર જો કદાપિ. ૮
ઉમંગ અંગ બહુ ખંત અમાપ ધારો,
આનંદ ને શ્રમ અખંડ દિલે વધારો,
દેશે મહા સુખ સહાય પ્રભુ પ્રતાપી
ઉત્સાહ હોય અતિ અંતર જો કદાપિ. ૯

---

## આળસ.[1]

અનુષ્ટુપ્.

નિદ્રામાં રાત્રિ દી ગાળે બોલાવ્યો જે ન બોલશે,
સુસ્તિ ના નેત્રથી ટાળે, દુઃખી તેની દશા થશે. ૧
મિત્રાચારી બહુ જાણે નિદ્રા સંગે વશી હશે,
અંગમાં એ પીડા આણે, દુઃખી તેની દશા થશે. ૨

---

૧ આ સબન્ધી ભર્તૃહરિ કવિ કહે છે કે " आलस्य हि मनुष्याणां शरीरस्थो महान्रिपु । नास्त्युद्यमसमो बन्धु कुर्वाणो नावसीदति ॥ ભાવાર્થ —આળસ એ મનુષ્યના શરીરમા રહેલો મહાન શત્રુ છે, ઉદ્યોગ જેવો કોઇપણ બંધુ નથી, માટે ઉદ્યોગ કરનાર પુરૂષ દુ ખી થતો નથી " વળી મણિરત્નમાળામાં કહ્યું છે કે " जीवन्मृतो कस्तु निरुद्यमो य· । ભાવાર્થઃ—જીવતાં છતાં મુએલો કોણ કહેવાય ? જે માણસ ઉદ્યમ નથી કરતો તે "

છતી આંખે બની અંધો સુસ્તિ રતિ ન ત્યાગશે,
આદરે ઉંઘનો ધંધો, દુઃખી તેની દશા થશે. ૩
ખાઈ પીને બની એદી સારો ધંધો ન કાઢશે,
રહે સુસ્તિ તણો કેદી, દુઃખી તેની દશા થશે. ૪
આળસ છે મહા વેરી, અંગ બુદ્ધિ બગાડશે,
ચોગમથી લઈ ઘેરી, દુઃખી તેની દશા થશે. ૫
મ્હેનતે ભૂમિ જો સારી વર્ષામાં નવ ખેડશે,
બેસશે હામને હારી, દુઃખી તેની દશા થશે. ૬
અંગે શ્રમે ન જો ખેડે શી રીતે પાક પાકશે ?
પસ્તાવો કરશે કેડે, દુઃખી તેની દશા થશે. ૭
લોહશસ્ત્ર રહેવાથી ખવાઈ કાટથી જશે,
તે નહીં કામ આવ્યાથી દુઃખી તેની દશા થશે. ૮
જાશે અંગ સૌ બધાઈ પ્રાણી જો બાંધી મૂકશે ?
પડી રહે પીને ખાઈ, દુઃખી તેની દશા થશે. ૯
માળી બીજ મુકે આણી, શી રીતે તહિં ઉગશે,
પાશે એ નવ જો પાણી દુઃખી તેની દશા થશે. ૧૦
પાણી જો મ્હેનતે પાશે, અંતે તે ફળ સ્વાદશે,
નહીં તો બી વૃથા જાશે, દુઃખી તેની દશા થશે. ૧૧
કાંઈ અભ્યાસ વિદ્યાર્થી શ્રમે શ્રમે વધારશે,
પશુ સમો રહેવાથી દુઃખી તેની દશા થશે. ૧૨
જુઓ દેશ તણી સ્થિતિ ! કયારે તે સુખ પામશે ?
નહીં કામ કળા રીતિ ! દુઃખી તેની દશા થશે. ૧૩
સુસ્તિ સંગે મતિ ચાલી, નીતિ અંગે નહીં વસે,
તર્કઅર્કે તરો ખાલી, દુઃખી તેની દશા થશે. ૧૪
સુસ્તિ નિદ્રા અરે ત્યાગો, કળા ઉદ્યોગ આદરો,
ઘણું થયું હવે જાગો, મહા સુખી દશા કરો. ૧૫

— — —

## સંગત.[1]

ગઝલ.

ભલા જનને બગાડે છે, બુરા જનને સુધારે છે,
ભિતરના રંગ પલટે છે, અસર છે એવી સંગતની. ૧
કરે નાપાકને પાવન્, કરે નાપાક પાવન્ જન્,
શકે છે ફેરવી તનમન્, અસર છે એવી સંગતની. ૨
કરે અજ્ઞાનીને જ્ઞાની, બનાવે જ્ઞાની બેભાની,
બનાવે બુદ્ધિ દિવાની, અસર છે એવી સંગતની. ૩
કરે સસારી મઠધારી, કરે સન્યાસી સંસારી,
બનાવી દે વ્યભિચારી, અસર છે એવી સંગતની. ૪
કરે આસ્તિકને નાસ્તિક્ કરે નાસ્તિકને આસ્તિક્
ભૂલાવે રીત સૌ ધાર્મિક્ અસર છે એવી સગતની. ૫
સીધા પથો તજાવે છે, બુરા પથો બતાવે છે,
ફરી પંથે ચડાવે છે, અસર છે એવી સંગતની. ૬
પરસ્પર પ્રીતિ જોડે છે, પ્રીતિની ગાંઠ છોડે છે,
સુધારસપાત્ર ફોડે છે, અસર છે એવી સંગતની. ૭
બનાવે શત્રુ સ્નેહીજન્ મિલાવીને પરસ્પર મન્,
કરે છે દોસ્તને દુશ્મન્ અસર છે એવી સંગતની. ૮
અસર ખોટી કુસગતમાં, અસર સારી સુસંગતમાં,
મહા સુખ સારી સંગતમાં, અસર છે એવી સંગતમાં. ૯

---

૧ આ સબન્ધમા ભર્તૃહરિ કવિ લખે છે કે "सतप्तायसि सस्थितस्य पयसो नामाऽपि न ज्ञायते । मुक्ताकारतया तदेव नलिनीपत्रस्थित राजते । स्वात्यां सागरशुक्तिमध्यपतित तन्मौक्तिक जायते । प्रायेणाधममध्यमोत्तमगुण समर्गतो जायते ॥ ભાવાર્થ.—જો પાણીનું બિંદુ તપેલા લોખંડ ઉપર પડે છે તો તેનું નામ પણ જણાતું નથી અર્થાત્ નાશ પામે છે, જો તેજ પાણીનું બિન્દુ કમળના પત્ર ઉપર પડે છે તો મોતીના દાણા જેવું શોભે છે અને જો તે સ્વાતિ નક્ષત્રમાં સમુદ્રની છીપમાં પડે છે તો ખરેખર મોતી થાય છે માટે અધમ, મધ્યમ અને ઉત્તમ ગુણ તો પ્રાયેકરી સંગતથીજ થાય છે."

## સજ્જન.[1]

માલિની વૃત્ત.

સદગુણી જન સાથે મિત્રતા બાંધવાથી
વિધ વિધ ગુણ આવે પ્રેમ તે જામવાથી,
વ્યસન દગલબાજી ચોરી જુગાર જાર
અનીતિ સહુ ખસે છે જાય છે કુવિચાર. ૧
સમજણ ખરી આપે સજ્જનો હિતકારી,
અપયશ દૂર ટાળી દે સુકીર્તિ વધારી,
દુઃખ સમય મહીં તે પથ સીધો બતાવે,
દુઃખ દૂર કરી દે છે, સુખમાર્ગે ચડાવે. ૨
નીતિ રીતિ ખરી પ્રીતિ સાચી વાણી ભણાવે,
પર અવગુણ નિંદા ચિત્તમાંથી તજાવે,
હિતકર શુભ વિદ્યા પાણી સિંચી ખિલાવે,
ફળ મધુર ચખાડે, ઉદ્યમે તે ચડાવે ૩
રમત ગમત માંહે ધર્મનો બોધ દે છે,
દઈ શુભ ઉપદેશો શુદ્ધ બુદ્ધિ કરે છે,
નિરમળ કરી બુદ્ધિ શુભ કર્મો કરાવે,
શુભ કરણી કરાવી સ્વર્ગરસ્તો બતાવે. ૪
ગુણી જન તણી આવી રીત છે વિશ્વ માંહે,
કદી નવ બદલાયે તે રહે એક ભાવે,
ગુણી જન થકી રાખો મિત્રતાની સગાઈ,
ગુણી જન તણી રીતિ છે મહા સુખદાયી. ૫

---

૧ સજ્જનના સંગથી શું ફાયદા છે તે સબન્ધમાં ભર્તૃહરિ કવિ કહે છે કે "जाड्यं धियो हरति सिंचति वाचि सत्यं । मानोन्नतिं दिशति पापमपाकरोति । चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिं । सत्संगतिः कथय किं न करोति पुंसाम् ॥ ભાવાર્થ —સજ્જનનો સમાગમ બુદ્ધિની જડતાને હરે છે, સાચું બોલતાં શિખવે છે, સન્માનની ઉત્તમતા બતાવે છે, પાપને દૂર કરે છે, ચિત્તને પ્રસન્ન કરે છે, અને ચારે દિશામાં કીર્તિનો ફેલાવો કરે છે માટે કહો કે સજ્જનનો સમાગમ માણસને શું શું નથી કરી શકતો ? અર્થાત્ દરેક લાભ કરી શકે છે"

## દુર્જન.

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

દોસ્તી દુર્જનની કદી ન કરવી, પસ્તાય જે તે કરે,
લાગે છે નિજ મિત્ર તે ઉપરથી, શત્રુ પૂરો ભીતરે,
કાળા નાગ થકીજ દુર્જન વધે, વિશ્વાસઘાતી ખરે,
છે નિરંતર ઝેર અંતર મહીં, મીઠાશ મુખે ઝરે. ૧[1]
સામો દુર્જન માર્ગમાં કદી મળે તો માર્ગ તે છોડવો,
આવ્યો લાગજ સાધવો નવ ચુકે, વિશ્વાસ ના રાખવો,
મીઠું મીઠુ વદી વદી મુખ થકી ફંદે ફસાવી મુકે,
હાની સ્ત્રી ધન પ્રાણની કરી વળે, એકે નહીં તે ચુકે. ૨
લક્ષ્મી હોય ભલે અખૂટ ઘરમાં તોએ પૂરો દુષ્ટ એ,
વિદ્યા હોય ભલે ભણેલી ઘણીએ તોએ પૂરો નીચ એ,
સાધુ વેશ ભલેજ હોય શરીરે તોએ પૂરો પાપી એ,
યોગિ હોય ભલે સમાધિ કરતો તોએ વ્યભિચારી એ. ૩[2]
સર્વે દુર્ગુણ તેની સગત થકી વાસો કરે અંગમાં,
દેખાડે વ્યભિચારપંથ હળવે લોભાવી સ્ત્રીરંગમાં,
ભૂલાવે ભણવું, નિશાળ તજવે, વ્યાપાર છોડાવી દે,
છોડાવે નીતિ ધર્મ જ્ઞાન સઘળુ, સૌ ભાન ભૂલાવી દે. ૪

---

૧ આ સબન્ધી સસ્કૃત કવિ કહે છે કે " दुजन प्रियवादी च नैतद्विश्वासकारणम् । मधु तिष्ठति जिह्वाग्रे हृदये तु हलाहलम् ॥ ભાવાર્થ —દુર્જન હમેશા મીઠું બોલનાર હોય છે માટે તેનો વિશ્વાસ કરવો નહી, કારણ કે તેની જીભમા મીઠાશ હોય છે પરતુ હૃદયમા તો ઝેર ભરેલુ હોય છે "

૨ આ વિષે ભર્તૃહરિ કવિ કહે છે કે " दुर्जन· परिहर्तव्यो विद्ययालकृतोऽपि सन् । मणिना भूषित सर्प किमसौ न भयकर ॥ ભાવાર્થ —દુર્જન વિદ્યાથી સુશોભિત હોય અર્થાત્ વિદ્વાન્ હોય તોપણ તેની સોબત કરવી નહીં, કારણ કે સાપ પોતાના મસ્તક ઉપરના મણિથી શોભાયમાન હોય છે તો પણ શું તે ભયકર લાગતો નથી ? અર્થાત્ ભયંકર લાગે છે. કરડીને પ્રાણ લેવાનો સાપનો સ્વભાવ જતો રહેતો નથી "

લોભાવે પછી મધપાન કરતાં કામિનીના સંગમાં,
તે સાથે શિખવે જુગાર રમતાં આનંદ વિલાસમાં,
જીતાડે શરૂઆતમાં ઉલટથી લૂટે પૂરો અંતમાં,
ચોરી તે શિખવે પછી રમતમાં, નાખે મહા ફંદમાં. ૫
ફંદે આમ ફસાવીને દૂર ખસે, સામુ જુએ ના જરી,
પૂરે પૂરી ખુવારી તે કરી મુકે, સંભાળ ના લે ફરી,
એવાં લક્ષણ દુષ્ટ દુર્જન તણાં, શંકા નહીં લાવવી,
તેની સંગતથી મહા સુખ ખસે, દોસ્તી નહીં બાંધવી. ૬

---

## સુધારો.

માલિની વૃત્ત

નિજ હિત ઈચ્છનારા આર્યબન્ધુ વિચારી,
શ્રમ તન પર લાવી દેશ મુકો સુધારી,
સમય સરસ આ છે લાભ ચૂકો ન સારો,
કળથી બળથી આર્યો રે વધારો સુધારો. ૧
નવીન નવીન વિદ્યા બુદ્ધિ સારી ખિલાવે,
મથન અતિ કર્યાથી ચિત્ત તર્કે ચલાવે,
ગ્રહણ કરવી વિદ્યા લાભ ઈચ્છી તમારો,
કળથી બળથી આર્યો રે વધારો સુધારો. ૨
પ્રીતિ નીતિ રીતિ રિદ્ધિ સિદ્ધિ, વિદ્યા વધારે,
શુભ મતિ અતિ આપે દુષ્ટ બુદ્ધિ નિવારે,
પ્રતિ દિન કરી વિદ્યાભ્યાસ માંહે વધારો,
કળથી બળથી આર્યો રે વધારો સુધારો. ૩
સકળ સકળ કાર્યે દેશ પશ્ચાત દિસે,
અગમ જન થકી તે છે કળાકામ વિષે,
ભણી હરખી કરોને હુન્નરો રોજગારો,
કળથી બળથી આર્યો રે વધારો સુધારો. ૪

નવીન શુભ કળાથી દેશ સુખી થવાનો,
પર ભૂમિ મહિં પૈસો દેશનો ના જવાનો,
ભૂમિવસુનિધિ ખાલી ના કદાપિ થનારો,
કળથી બળથી આર્યો રે વધારો સુધારો. ૫
સરસ હુનર કેવા છે અમેરિકનોના ?
સકળ પુરૂષને ત્યાં ઉદ્યમો હુન્નરોના;
સુખ થકી વસુ કેવા તાણી લે છે વિચારો,
કળથી બળથી આર્યો રે વધારો સુધારો ૬
નિધિ હુનર વિના આ દેશનો ખાલી થાશે,
હુનર હજુ કીધાથી તેજ પાછો ભરાશે,
સકળ બની રહેશે સુસ્તિને જો વિસારો,
કળથી બળથી આર્યો રે વધારો સુધારો ૭
ધનપતિ ધન કિંચિત્ વાવરો ના કુમાર્ગે,
ખરચી ધન યશો લો દેશના સુખમાર્ગે,
મન હરખી કળાનાં કામમાં હામ ધારો,
કળથી બળથી આર્યો રે વધારો સુધારો. ૮
ગ્રહણ કરી સુધારા સૌ નિવારો કુધારા;
સુધરી કર તજી દો ન્યાત કેરા નઠારા,
ઉરથી દૂર કરી દો વ્હેમનો દુષ્ટ ભારો,
કળથી બળથી આર્યો રે વધારો સુધારો. ૯
નિશદિન કરવાં કામો સ્વદેશાભિમાને,
ઠગી જન પરદેશી ના શકે કોઇ બ્હાને,
પરમ અધમ ઈર્ષા કલેશ દ્વેષો નિવારો,
કળથી બળથી આર્યો રે વધારો સુધારો ૧૦
સ્થિતિ સુધરી જવાથી દેશનું દુઃખ જાશે,
ભૂમિ માંહિં ધનવૃદ્ધિ ને મહા સુખ થાશે,
ચહી હિત મન માંહે બોલ આ માની મારો,
કળથી બળથી આર્યો રે વધારો સુધારો. ૧૧

## જ્ઞાતિઅભિમાન.

ઉપજાતિ વૃત્ત.

જ્ઞાતિજનોને નિજ બધુ જાણો, દુઃખે દુઃખી, સુખથી સુખી માનો,
હળી મળી સ્નેહથી સર્વ બેસો, સૌ જ્ઞાતિગર્વે નિશદિન રહેશો. ૧
પાડી તડો જ્ઞાતિ ન તોડી નાખો, તેથી ન ઉદ્ધારની આશ રાખો,
કાપો સહુ ભેદ કુસપ કલેશો, સૌ જ્ઞાતિગર્વે નિશદિન રહેશો ૨
વિગ્રહ્ કરો ના પરજ્ઞાતિ સાથે, જેથી પડે વિઘ્ન ન આપ માથે,
બાળો તમે મૂળથી સર્વ દ્વેષો, સૌ જ્ઞાતિગર્વે નિશદિન રહેશો. ૩
કો અન્ય જ્ઞાતિ તણી દેખી વૃદ્ધિ તેવા થવાને કરશો સુબુદ્ધિ,
તેવા સહુને કરી ઉપદેશો સૌ જ્ઞાતિગર્વે નિશદિન રહેશો ૪
સપે વસો જો રહી જ્ઞાતિગર્વે લેશે સ્વભૂમિ સુખશાન્તિ સર્વે,
ને કંપશે તે થકી અન્ય દેશો, સૌ જ્ઞાતિગર્વે નિશદિન રહેશો. ૫
લો કાયદો હાથ મહીં નીતિનો, છે ફાયદો તે થકી સૌ રીતિનો,
નીતિ સુવિધા પર લક્ષ દેશો, સૌ જ્ઞાતિગર્વે નિશદિન રહેશો. ૬
જ્ઞાતિવસુ વૈભવમાં ન આપો, નિરાશ્રિતોને દઈ ભીડ કાપો,
ખર્ચો કુમાર્ગે નવ એક પૈસો, સૌ જ્ઞાતિગર્વે નિશદિન રહેશો. ૭
વિદ્યા તણાં સાધન સૌ વસાવો, વિદ્યાલયો બાંધી શિશુ ભણાવો,
સરસ્વતીમંદિરમાં પ્રવેશો, સૌ જ્ઞાતિગર્વે નિશદિન રહેશો. ૮
બધુ તણો ન્યાય કરો સ્વહાથે, જેથી પડે ખર્ચ જરા ન માથે,
કચેરીના દ્વાર મહી ન પેસો, સૌ જ્ઞાતિગર્વે નિશદિન રહેશો. ૯
જુઓ ચડે જે દરબારદ્વારે ગુમાવી બેસે ઘરબાર ભારે,
ક્હાણી ખરી લોકની, લાભ છે શો ? સૌ જ્ઞાતિગર્વે નિશદિન રહેશો. ૧૦
નવું સુધારા, જુનું તે કુધારા, એવા તમારા કરવા ન ધારા,
તેને સુધારો નવ આપ ક્હેશો, સૌ જ્ઞાતિ ગર્વે નિશદિન રહેશો. ૧૧
જ્ઞાતિઅભિમાન મુકો ન મિત્રો ! તેનાજ લાવો ઉર તર્કચિત્રો,
અંતે મહા સુખ અખંડ લેશો, સૌ જ્ઞાતિગર્વે નિશદિન રહેશો. ૧૨

## દ્વેષ.[1]

હરિગીત છંદ

છે દ્વેષ દુર્ગુણ દુઃખદાયી અંગ રીબાવી હણે,
ચિંતાની ચીતા હૃદયમાં ખડકી દહે છે દેહને,
છે દુષ્ટ દુશ્મન દેહનો અંગે નહીં પેસારજો,
ચાહો તમે પોતાનું સુખ તો દ્વેષ દુર્ગુણ બાળજો. ૧
નિજ સુખ હોયે તે છતાં પર સુખથી દુઃખી કરે,
નિજ લક્ષ્મી હોયે તે છતાં પર ધનથી નિર્ધનતા ભરે,
ખોરાક લે પણ અગ સુકવે, દ્વેષ એવો માનજો,
ચાહો તમે પોતાનું સુખ તો દ્વેષ દુર્ગુણ બાળજો. ૨
રીત દ્વેષની વિપરિત છે જેવી જવાસા છોડની,
લીલા બની વૃક્ષો ખિલે હેલી થતાં વરસાદની,
બળી જાય કિન્તુ સૌ જવાસા, દ્વેષ એવો દેખજો,
ચાહો તમે પોતાનું સુખ તો દ્વેષ દુર્ગુણ બાળજો. ૩
ખર પુષ્ટ થાયે ગ્રીષ્મકાળે ઘાસતરણાં ચરી ફરી,
સુકાય વૃષ્ટિકાળમાં દેખી ઘણી લીલોતરી,
ખરની બરાબર દ્વેષ સમજી દૂર હાંકી કાઢજો,
ચાહો તમે પોતાનું સુખ તો દ્વેષ દુર્ગુણ બાળજો. ૪
નિંદા કરાવે સજ્જનોની, સ્તુતિ કરાવે નવ જરી,
દોષિત સજ્જનને કરાવે છાની ખટપટ આદરી,
છે ખારથી ખારોજ એવો દ્વેષ દૂરે રાખજો,
ચાહો તમે પોતાનું સુખ તો દ્વેષ દુર્ગુણ બાળજો. ૫

---

૧ સંસ્કૃત કવિ લખે છે કે "य परस्य विषम विचिन्तयेत्प्राप्नुयात्स कुमतिः स्वय हि तत् । पूतना हरिवधार्थमाययौ प्राप सैव वधमात्मनस्तत ॥ ભાવાર્થઃ— જે માણસ પારકાનું ભુંડુ ઇચ્છે છે તે ખરાબ બુદ્ધિવાળા માણસનુ પોતાનુજ ભુડુ થાય છે, જેમ કે પૂતના નામની રાક્ષસી કપટથી શ્રીહરિનો વધ કરવા આવેલી ત્યારે શ્રીહરિનો વધ તો નહીં થયો પણ આખરે તે પોતેજ મરી ગઈ"

અમૃત ઝરાવે મુખથી પણ ઝેર અંતરમાં ભરે,
છરી તે રખાવે બગલમાં પણ રામ જણવે મુખ પરે,
આવા પ્રપંચો સૌ કરાવે દ્વેષ એવો સમજજો.
ચાહો તમે પોતાનું સુખ તો દ્વેષ દુર્ગુણ બાળજો. ૬
છે દ્વેષ છાનો રોગ અંગે લોહી સુકવે જરી જરી,
કાંઈ દવા ચાલે નહીં હારી મરે ધન્વતરી,[1]
નિરોગી સારા અંગમાં આ રોગને નવ લાવજો,
ચાહો તમે પોતાનું સુખ તો દ્વેષ દુર્ગુણ બાળજો. ૭
બીજા તણું બુરૂ ચહાતાં થાય પોતાનું બુરૂં,
દ્વેષે મહા સુખ ના મળે, પણ દુઃખ છે પૂરેપૂરૂં,
જે ખાડ ખોદે તે પડે, એ વાત નક્કી જાણજો,
ચાહો તમે પોતાનું સુખ તો દ્વેષ દુર્ગુણ બાળજો. ૮

## ખાડો ખોદે તે પડે.

દોહરો

ધનપતિના ઘરમાં ગયા ચોર ચોરવા ચાર,
ધન લાવ્યા યુક્તિ કરી, ખબર પડી ન લગાર. ૧
ચોરો નાશીને ગયા પાસે વન મોઝાર,
ચોર કહે સમ આપણે ભાગ પાડીએ ચાર. ૨
ચોરો બે બેને કહે લાવો બરફી સાર,
ખાવા સારૂ આપણે ભુખ રહે ન લગાર. ૩
બરફી લેવાને ગયા ચોરો બે લઈ દામ,
યુક્તિ મનમાં ગોઠવે ધન હરવા જ તમામ. ૪
બરફી માંહી નાખીએ એક કહે બહુ ઝેર,
જાશે પ્રાણ જ તેમના દોલત આવે ઘેર ૫
વનના બે ચોરો કહે મારી તરત તરવાર,
ભાગ મેળવીએ પૂરા કીધો આમ વિચાર. ૬

---

૧ પ્રાચીન વખતમા ધન્વતરી નામનો મોટામા મોટો વૈદ્ય હતો જેની દવાથી તો શુ પરંતુ જેનો સ્પર્શ થતા તમામ રોગ દૂર થતા હતા

ચોરો બરફીમાં ખરે નાખી અતિશય ઝેર,
આવ્યા લઈતે રાનમાં હરખી સારી પેર. ૭
આવ્યા જેવા બે લઈ પડી તરત તરવાર,
પ્રાણ તરત જાતા રહ્યા બંનેના તે વાર. ૮
ખાવા બેઠા હર્ષથી, બરફી લીધી હાથ,
ઝેર દિલે વ્યાપી ગયું, પ્રાણ ગયા તે સાથ. ૯
ધન સઘળું રહ્યું રાનમાં, ચોર મરાયા ચાર,
ધન લેવા સઘળુ અરે રાખી પરસ્પર ખાર. ૧૦
લેતાં પ્રાણ બીજા તણા ગયા ખરે નિજ પ્રાણ,
ખાડો ખોદે તે પડે મહાસુખ શિખ માન. ૧૧

---

## વખાણી ખીચડી દાંતે વળગે.[1]

ઉપજાતિ વૃત્ત

મહા હતું જંગલ ખુશકારી, હતી અતિ ઝાડી વિશાળ સારી,
હતા ઝરા સુંદર પાણીવાળા, જહાં જતાં શાન્તિ ગ્રહે દુ ખાળા. ૧
રહે જહાં જાનવરો શિકારી, આનંદ લેતાં વિધવિધ ભારી,
તૃષા થકી પાસ જઈ ઝરાની અહીં હતી સાબર પીતી પાણી. ૨
નિહાળી આકાર ઝરાની માંહી મુખેથી એણે કીધી વાણી કાંઈ,
"અહો દિસે સુદર શૃગ[2] શિરે! થઈ શકે મુલ્ય નહીં લગીરે. ૩
નહીં કદાપિ મળી જોડ આવે, કેવું મ્હારૂ શિર એ દીપાવે!
નથી પગો સુંદર શૃંગ જેવા, આ ઈશ્વરે કેમ ઘડ્યા ન એવા? ૪
શોભે પગોથી નવ મારૂ અંગ, વિચિત્ર લાગે, લજવે જ શ્રૃગ,"
કરે અતિ આવી રીતે વિચારો દીઠો દૂરે માણસ મારનારો. ૫
મનુષ્ય પાસે કુતરા શિકારી, મુકયા છુટા સાબર જોઈ સારી,
પડ્યા સહુ સાબરની પછાડી, નાસે અરે સાબર તે અગાડી. ૬

---

૧ આ અને આ પછીનુ કાવ્ય ઈસપકૃત કલ્પિત વાર્તાનું ભાષાતર છે ૨ શૃંગ=શિંગડા.

નાશી ગઈ તે ઘીચ ઝાડી માંહી, તેનાં જતાં શૃંગ ગયાં ભરાઈ,
છુટાં નહીં થાય અરે લગારે, આવી પહોચ્યા તહિં શ્વાન ત્યારે. ૭
બધેથી ઘેરી લીધો બાજુ ચારે, પડી અતિ શોકની માહિ ત્યારે,
કહે ઉરે સાબર મૃત્યુકાળે "શૃંગો વખાણ્યાં બહુ કષ્ટ આલે ૮
દેતા મહા સુખ પગો નસાડી, આપત્તિ શૃંગે જબરી પમાડી."
અંતે કહે સાબર શ્વાસ તાણી "દાંતેજ વળગે ખીચડી વખાણી."૯

## ઉતાવળા સો બાવરા ધીરા સો ગંભીર.

દોહરો

રાન એક સુંદર હતું, રહે જનાવર સાર,
જળ ફળ ઝાડ ઘણાં હતાં, જાતાં હર્ષ થનાર. ૧
સસલું આવ્યું રાનમાં ફરવા દિવસ એક,
ફરે ચરે બહુ ઘાસ તે, નાસે ઠામ હરેક. ૨
દીઠો ધીમે ચાલતો એક કાચબો પાસ,
કરવા લાગ્યું મશ્કરી એની જોઈ ધીમાશ. ૩
મનમાં લાવી ગર્વ તે "કહે કેવી મુજ દોડ ?
જરા દોડમાં નવ મળે મારા જેવી જોડ" ૪
સસલાની વાણી સુણી કૂર્મે કીધો સ્વાલ,
"સરત કરી સસલા અલ્યા મારી સાથે ચાલ." ૫
સસલું બોલ્યું ગર્વથી "ગાઉ દોડીએ એક,
કોણ પ્રથમ ચાલી રહે ગાઉ નીમેલા છેક." ૬
નીમી પચ શિયાળને નક્કી કર્યું નિશાન,
લાગ્યા બને દોડવા, શોભે શું મેદાન ! ૭
ફલગ મારી દોડતું, મ્હાય મુખે નવ શ્વાસ,
થોભ્યું સસલું અધવચે એક વૃક્ષની પાસ. ૮
વૃક્ષ તળે ઉભુ રહી સસલું કરે વિચાર,
અંતર તો અતિશય પડયું, કૂર્મ નહીં જીતનાર. ૯
જ્યારે અહિંયાં આવશે ત્યારે થઈ તૈયાર,
દોડી જલ્દી હું જઇશ નીમેલા તે ઠાર." ૧૦

એમ કહી ઉંઘી ગયુ છાયામાં તે વાર,
જાણે ધીમો કાચબો એને શું જીતનાર! ૧૧
ધીમે ધીમે ચાલતો, નહીં થોભતો જેહ,
કૂર્મ ગયો નિશાન પર, એમાં નવ સદેહ. ૧૨
જાગ્યું સસલું ઉંઘતું, દોડ્યું મારી ફાળ,
કૂર્મ દીઠો નિશાન પર પડી પેટમાં ફાળ. ૧૩
પસ્તાવો મનમાં કરી કરે ઉર વિચાર,
"ઉતાવળ જે મે કરી ખરે એજ નડનાર." ૧૪
બગડે કામ ઉતાવળે ધીમાશે ન લગાર,
સસલું હાર્યું ઉતાવળે, કૂર્મ ધીમો જીતનાર. ૧૫
સુખ નહીં ઉતાવળે, મહા સુખ જ્યાં ધીર,
ઉતાવળા સો બાવરા ધીરા સો ગભીર. ૧૬

## પરોપકાર.[1]

સવૈયા એકત્રીસા.

સ્વાર્થ તણાં નિજ કામ કરે છે આપ કાજ સૌ ખરચી દામ,
પણ જે ખરચે પર ઉપકારે પકાયે છે તેનું નામ,
અફળ જન્મ છે જે નવ આપે પરોપકારે એકે પાઈ,
સફળ કરો અવતાર તમારો કરી ઉપકાર તમે હે ભાઈ! ૧
રંક લોકના માટે બાંધો નિશાળ દેવા વિદ્યાદાન,
સર્વ સાધનો પૂરાં પાડો સ્થાપો રહેવા કાજ મકાન,
સુખે મ્હાલવા મ્હેલ બનાવો તેમાં શાની શ્રીમતાઈ?
સફળ કરો અવતાર તમારો કરી ઉપકાર તમે હે ભાઈ! ૨
પક્ષપાત સૌ કોરે મુકી સરખી એક ગણી જનજાત,
નિરાશ્રિતોને આશ્રય આપો સભાળી પાળી દિનરાત,

૧ સંસ્કૃત કવિ લખે છે કે "आत्मार्थे जीवलोकेस्मिन्को न जीवति मानवः। परं परोपकारार्थं यो जीवति स जीवति ॥ ભાવાર્થ—આ લોકમાં પોતાને અર્થે કયો માણસ જીવતો નથી? અર્થાત્ સર્વ માણસ પોતાના સ્વાર્થ માટે દરેક કામ કરે છે, પરંતુ જે પરોપકારને અર્થે જીવે છે તેજ ખરેખરો જીવે છે અર્થાત્ જે પરોપકાર કરે છે તેનું જીવતર સફળ છે."

ભાઈ ભાઈમાં ભલા બનો છો તેમાં શાની ભલમનસાઈ?
સફળ કરો અવતાર તમારો કરી ઉપકાર તમે હે ભાઈ! ૩
હુન્નર શિખવા કારીગરને મોકલી આપો દેશવિદેશ,
ત્યાંથી શિખી આર્યદેશમાં હુન્નર ખિલવે સર્વ વિશેષ,
શોખ મારવા સફર કરો છો તેમા શાની હોય વડાઈ?
સફળ કરો અવતાર તમારો કરી ઉપકાર તમે હે ભાઈ! ૪
પ્રાણી માત્રને પાણી પીવા કરો કૂવા ને વાવ નવાણ,
કરો નામના તળાવ બાંધી પૈસા ખરચી હે ધનવાન!
ખિતાબ લેવા પૈસા ખરચો તેમાં શાની છે મોટાઈ?
સફળ કરો અવતાર તમારો કરી ઉપકાર તમે હે ભાઈ! ૫
દર્દી જનનાં દુઃખ ટાળવા રચો દવાખાનાં સુખકાર,
રોગી જન નિરોગી બનીને આશિષ બોલે મુખથી હજાર,
સ્વદેહ અર્થે દામ વાપરો તેમાં શાની હોય નવાઈ?
સફળ કરો અવતાર તમારો કરી ઉપકાર તમે હે ભાઈ! ૬
અપગ મુગાં અધ પાગળા પાળો એવા રક અપાર,
અન્નદાન દઈ ભુખદુઃખને દૂર કરી દો હે દાતાર!
ન્યાતવરા કરી પૈસા ખરચો તેમાં શાની છે શેઠાઈ?
સફળ કરો અવતાર તમારો કરી ઉપકાર તમે હે ભાઈ! ૭
ગુપ્ત દાન દો દીન લોકને મુખે માગતાં જે શરમાય,
ભાગી ભીડ બચાવો ભુખથી વસ્ત્રો આપી ઢાકો કાય,
આવી રીતથી દીન જીવાડો, સફળ થશે ધનવાન કમાઈ!
સફળ કરો અવતાર તમારો કરી ઉપકાર તમે હે ભાઈ! ૮
મુગા પ્રાણીના માટે મોટી કરો પાજરાપોળો સાર,
સારવાર સભાળ કરીને પાળો પ્રાણી નિરાધાર,
કરો નામના ચણી મિનારા તેમાં શાની હોય બડાઈ,
સફળ કરો અવતાર તમારો કરી ઉપકાર તમે હે ભાઈ! ૯
મધમાખીઓ મધુ બનાવે, નદી વહીને પાણી પાય,
વૃક્ષો આપે મિષ્ટ ફળોને, આપે દુધ બિચારી ગાય,

સુગંધ આપે પુષ્પ ખિલીને, પરોપકારીની શી ભલાઈ!
સફળ કરો અવતાર તમારો કરી ઉપકાર તમે હે ભાઈ! ૧૦[૧]
લોકહિતનાં કાર્ય ઉપાડો વેઠી કષ્ટ પડે જે કાય,
આપી ભોગ વખતનો જાતે તેમાં લેવો ભાગ સદાય,
પરોપકારીને છે ધન્યજ! ગવાય તેની કીર્તિ સવાઈ,
સફળ કરો અવતાર તમારો કરી ઉપકાર તમે હે ભાઈ! ૧૧
આવી રીતે કરી ઉપકારો સુખી કરો આ ભૂમિમાત,
બાંધો પુન્ય અપાર જગતમાં રાજી રહેશે જગનો તાત,
મહા સુખ સૌ લેશો સ્વર્ગે મેળવશો અંતે પ્રભુતાઈ,
સફળ કરો અવતાર તમારો કરી ઉપકાર તમે હે ભાઈ! ૧૨

## ધન શા કામનું?

માલિની વૃત્ત

નથી નથી ધન કીધુ રંકને પીડવાને,
નથી હિત ઈચ્છનારા દેશીને દડવાને,
નથી નથી ધન પ્રેમી મિત્રને ફાસવાને,
નથી અબળ જનોને પાશમાં નાખવાને ૧
નથી કીધુ વ્યભિચારી કર્મમાં બાળવાને,
નથી નથી નથી કીધું રંગમાં ખેલવાને,
નથી નથી ધન કીધુ ગર્વમાં મ્હાલવાને,
નથી નથી નિજ સ્નેહી કષ્ટમાં ત્યાગવાને. ૨
નથી જગત મહીં મોટાઈ દર્શાવવાને,
નથી નથી સ્વર મિથ્યા ધન્યના સૂણવાને,
નથી ઉપવન માહી રે લતા રોપવાને,
નથી ભવન અતિશે દીપતાં બાંધવાને. ૩

---

૧ સસ્કૃત કવિ લખે છે કે "परोपकाराय फलन्ति वृक्षा । परोपकाराय वहन्ति नद्यः । परोपकाराय दुहन्ति गाव । परोपकारार्थमिदं शरीरम् ॥ ભાવાર્થ —પરોપકારના માટે વૃક્ષો ફળ આપે છે, પરોપકારના માટે નદીઓ વહે છે, પરોપકારના માટે ગાયો દૂધ આપે છે અને પરોપકારના માટે આ શરીર છે.

નથી નથી સરતોમાં અશ્વની દોડવાને,
નથી દુરવ્યસનોના અર્કમાં ગાળવાને,
નથી ગમતથી ગપ્પે ગાળવા ગાનતાને,
નથી નથી ધન મિથ્યા ખર્ચવા ખાનપાને. ૪
નથી નથી ધન કાયા દિવ્ય દીપાવવાને,
નથી નથી પરદેશી માલ સૌ વ્હોરવાને,
નથી નથી યશ માગી માનવંતા થવાને,
નથી નથી ધન કામાનેત્ર આકર્ષવાને. ૫
નથી નથી ધન કીધું ભોયરે દાટવાને,[૧]
નથી નથી શુભ કાર્યો લોકનાં ભાગવાને,
નથી નથી તડ પાડી જ્ઞાતિને તોડવાને,
નથી નથી કીધું વૃક્ષો વેરના વાવવાને. ૬
નથી નથી સ્વભૂમિમાં દુ:ખ દર્શાવવાને,
નથી નથી પરદેશે રે અરે નાખવાને,
નથી નથી જનલજ્જા ધર્મ લોપાવવાને,
નથી નથી લડવાને સપને ખાળવાને. ૭

---

૧ સંસ્કૃત કવિ લખે છે કે "यदधोऽध क्षितौ वित्त निचखान मितपच्च । तदधोनिरय गन्तु चक्रे पन्थानमग्रत ॥ ભાવાર્થ –કૃપણ પુરૂષ, જેમ જેમ નીચે ખોદીને ધનને દાટે છે, તેમ તેમ તે નીચે નરકમા જવાનો આગળ માર્ગ કરે છે" "यदि भवति धनेन धनी क्षितितलनिहितेन भोगरहितेन। तस्माद्वयमपि धनिनस्तिष्ठति न काञ्चनो मेरु ॥ ભાવાર્થ –પૃથ્વીમા દાટેલા અને ઉપભોગ વિનાના ધન વડે જો પુરૂષ ધનવાન કહેવાતો હોય તો અમે પણ તેવા ધનવાન છીએ કારણ કે અમારે પણ ધન તરીકે સોનાનો મેરૂપર્વત છે" વળી એક અગ્રેજ કવિ લખે છે કે "All say that you are rich I say not so, you're poor, wealth only by its use we know, what you enjoy is yours, what for your heirs you hoard, already is not yours but theirs (Anon) ભાવાર્થ·–દરેક કહે છે કે તુ ધનવાન છે; પરતુ હુ કહુ છુ કે ના, તુ તેવો નથી, તુ નિર્ધન છે, પૈસો તેના ઉપયોગથીજ અનુભવાય છે; જે તુ તારા વારસો માટે સંગ્રહ કરે છે તે તારૂ નથી પરતુ તેમનું છે"

ધન કીધું દીન બધુંનાં દુઃખો ટાળવાને,
કંઈ કંઈ સુખ કેરી યોજના યોજવાને,
દરદ દુખી દીનોનાં દર્દીનાં બાળવાને,
સકળ સ્થળ દવાખાનાં મહા સ્થાપવાને. ૮
જગહિત ચહી વિદ્યાવેલી ફેલાવવાને,
ઉલટથી બહુ વિદ્યા બાળને આપવાને,
મૂળ સકળ મહા અજ્ઞાનનું કાપવાને,
ધન કીધુ બહુ શાળા દેશમાં સ્થાપવાને. ૯
ગરીબ અબળ પ્રાણી પીડથી રક્ષવાને,
સુખ દઈ નીરઅન્ને જીવ સંતોષવાને,
કૂપ સરવર વાવો કાસ બંધાવવાને,
જીવ અબળ અનાથો સુખમાં ઠારવાને. ૧૦
ધન કીધુ રચવાને ધર્મશાળા સુસ્થાને,
દિલ મહિં સુખ શાન્તિ પાંથને પામવાને,
નિજ કર ધરવાને માગવા લાજતાને,
ધન સુખી કરવાને ગુપ્તથી અન્નદાને. ૧૧
સ્વઉદર કરી મોટું લાજમાં રાખવાને,
દુ:ખ સહુ દીન એવા લોકનાં ટાળવાને,
ધન કીધુ ધનવાનો નગ્નને ઢાંકવાને,
મદદ અધિક દેવા ધર્મીના ધર્મધ્યાને. ૧૨
ધન કીધુ કરવાને ગ્રથશાળા સુસ્થાને,
સહુ જન જઇ વાંચે ઉલટે તે મકાને,
નવી નવી બહુ બીના દેશ વિદેશ જાણે,
મતિગતિ ઉકલે છે ઉદ્યમે તે પ્રમાણે. ૧૩
દુઃખઉદધિ મહીંથી દેશને તારવાને,
નિરમૂળ કરવા કુસંપને છેદવાને,
નીતિ રીતિ પ્રીતિ સંપે દેશ સુધારવાને,
ધન સ્વભૂમિજનોની દાઝ સૌ જાણવાને. ૧૪

નિજ સુખ ગણી ધર્ષે દેશીને દોરવાને,
રચી હુનરકળાઓ સુસ્તિ સહારવાને,
કઇંક કઇંક રીતે મિત્રને પોષવાને,
પીડ હરી સુખ આપી સ્નેહી સભાળવાને. ૧૫
ધન કીધું ધનવાનો ધર્મ ઉદ્ધારવાને,
નિજ વિધ વિધ રીતે પાપ નિવારવાને,
ગરીબની ભીડ ભાગો દો મહા સુખ દાને,
ધન કીધુ ધની સ્તભો પુન્યના રોપવાને. ૧૬

## દયા.[1]

શિખરિણીની વૃત્ત

સદા જગ્તે જાણો નિજ જીવ સમા જીવ સરવે,
જણાશે અન્યોના સુખ દુ:ખજ જે તે અનુભવે
દુખે દુ:ખી છો તો દુખથી પર આત્મા દુખી દિસે,
સ્થિતિ તેવી જાણો, સમ સકળ આત્મા જગ વિષે. ૧[2]

---

૧ દયા સબધી સોમપ્રભાચાર્ય સિન્દૂરપ્રકરમા કહે છે કે "क्रीडाभू सुकृतस्य दु कृतरज सहारवात्या भवोदन्वन्नौर्व्यसनाग्निमेघपटली सकेतदूती श्रियाम् । नि श्रेणिस्त्रिदिवौकस· प्रियसखी मुक्ते कुगत्यर्गला सत्त्वेषु क्रियतां कृपैव भवतु क्लेशैरशेषै परै ॥ ભાવાર્થ —હે મનુષ્યો ! દરેક જીવો ઉપર દયા રાખવી, પોતાના દેહને કષ્ટ પડે તો પણ દયા રાખવી, તે દયા સુકૃતનુ ક્રીડાસ્થાન છે, પાપરૂપ રજને સહારવા માટે વાયુ સમાન છે, સસારરૂપ સમુદ્રમા નાવ સમાન છે, કષ્ટરૂપ અગ્નિને શમાવવા માટે મેઘ સમાન છે, લક્ષ્મીની સકેતસ્યાનમા લઈ જનાર દૂતી સમાન છે, સ્વર્ગરૂપ ઘર ઉપર ચડવા માટે નિસરણી સમાન છે, મુક્તિરૂપ સ્ત્રીની પ્રિય સખી છે, અને દુર્ગતિના દ્વારને બંધ કરવા માટે ભુગળ સમાન છે, માટે દયાને આવા પ્રકારની સમજી દરેક પ્રાણી ઉપર દયા રાખવી " વળી મણિરત્નમાળામા કહ્યુ છે કે "का स्वर्गदा प्राणभृतामहिंसा । ભાવાર્થ —પ્રાણીને સ્વર્ગ આપનાર કોણ છે ? અહિસા અર્થાત્ કોઈ જીવની મનથી, વચનથી અને કાયાથી હિંસા કરવી નહી કારણ કે અહિસા દરેક પ્રાણીને સ્વર્ગ પામવાનુ સાધન છે."

૨ "आत्मवत्सर्वभूतानि य पश्यति स पश्यति । ભાવાર્થ —જે માણસ સર્વ પ્રાણીને પોતાના આત્મા સમાન જુએ છે તેજ જુએ છે અર્થાત્ સર્વ પ્રાણીઓને પોતાના આત્મા સમાન ગણવા જોઇએ."

દયા બી સ્થાપોને હૃદયભૂમિમાં બાંધવ તમે,<br>
નીતિપાણી સિંચો ફળદ્રુપ ભૂમિને હર સમે,<br>
સ્ફુરી અંકુરાદિ સબળ મૂળ નાખી તરૂ બને,<br>
કદી ના વિનાસે સજડ બની જામે તન મને. ૨<br>
સ્વભાવે વિકાસે પછી સકળ ધર્મોર્મિ હૃદયે,<br>
સુખાનંદે પામો ગુણ ફળ સુધા પુન્ય સુમયે.<br>
સદા સત્ય સ્થાયિ ગુરૂવર મુખે જે કથી ગયા;<br>
" પ્રતિ કાળે વિશ્વે સબળ મૂળ છે ધર્મનું દયા." ૩[1]

લલિત વૃત્ત.

સુઅવતાર આ માનવી તણો, સફળ લો કરી પુન્યથી ઘણો,<br>
ફરી ફરી ન આ જન્મ આવશે, સુખ ગયું સહુ વ્યર્થ જો જશે.૪<br>
તજી દઈ દયા ધર્મ જે ધરો, અફળ ધર્મ છે માનજો નરો,<br>
હર દિને દયા અતરે ભરો, તજી દયા તમે પાપ ના કરો. ૫[2]<br>
મતિ દયા તણી રાખવી અતિ, મતિ ન પાપની ધારવી રતિ,<br>
હૃદયની વિષે નેત્રની મહીં, સકળમાં દયા ને દયા સહી ૬<br>
મુખ મહીં દયા જો ભરાય છે વદનવાણીથી પુન્ય થાય છે,

---

૧ તુળસીદાસ કવિ કહે છે કે " દયા ધર્મકો મૂલ હે, પાપ મૂલ અભિમાન, તુલસી દયા ન છાડીએ જબતક ઘટમે પ્રાન " ૨ સોમપ્રભાચાર્યે સિંદૂરપ્રકરમા કહે છે કે " स कमलवनमग्नेर्वासर भास्वदस्तादमृतमुरगवक्रात्साधुवाद विवादात्। रुगपगममजीर्णाज्जीवित कालकूटादभिलषति वधाद्य प्राणिनां धर्ममिच्छेत् ॥ ભાવાર્થ —જે માણુસ પ્રાણીઓની હિંસાથી ધર્મની ઇચ્છા કરે છે અર્થાત્ માને છે તે માણસની ઇચ્છા કોની બરાબર છે ? તો કે અગ્નિથી કમળનું વન જોવાની ઇચ્છા કરવી, સૂર્યના અસ્તથી પ્રભાતની ઇચ્છા કરવી, સાપના મુખથી અમૃતની ઇચ્છા કરવી, અજીર્ણથી રોગના નાશની ઇચ્છા કરવી, અને ઝેરથી જીવવાની ઇચ્છા કરવી, તેની બરાબર છે અર્થાત્ આ બધી અભિલાષાઓ જેમ અસભવિત અને ફોકટ છે તેમ હિંસાથી ધર્મની અભિલાષા અસભવિત અને ફોકટ છે; મતલબ કે હિસાવાળો કોઇપણ ધર્મ તદ્દન વૃથા છે" વળી કહ્યુ છે કે " अहिंसा परमो धर्मस्तथाहिंसा परो दम । अहिंसा परम दानमहिंसा परम तप· ॥ ભાવાર્થ —અહિસા ઉત્તમ ધર્મ છે, ઉત્તમ દમ છે, ઉત્તમ દાન છે અને ઉત્તમ તપ છે

કદી ન પાપનો શબ્દ ઉચરો, તજી દયા તમે પાપ ના કરો. ૭
ધનપતિ બની ગર્વ ના કરો, ઉજડ જ્યાં હશે ત્યાં વસે નરો,
ગિરિ મહા હશે ત્યાં થશે રણો, ધૂળ ઉડે ઘણી તાપ ત્યાં ઘણો. ૮
પલક એકમાં રાય રંક છે, વસુપતિ વળી દીન થાય છે,
ખલકનો દિલે ખેલ આ ધરો, તજી દયા તમે પાપ ના કરો. ૯
ધનપતિ થઈ ગર્વમાં રહી, ગરીબ જાતને દડશો નહીં,
અબળનાજ જો જીવ ઠારશો, ભવિષમાં સદા શાન્તિ પામશો. ૧૦
મદદ દાન દો દીનને તમે ખરચીને વસુ દુઃખના સમે,
ધન સુકાર્યમાં નિત્ય વાપરો, તજી દયા તમે પાપ ના કરો. ૧૧
જીવ જતાં સુધી ક્રૂર ના થશો, દુઃખી થતા જીવો જોઈ ના હશો,
સકળ તેમનું કષ્ટ કાપીને, સુખ અધિક દો હર્ષ આણીને. ૧૨
દિવસ કોઈ એ સુખ આપશે, પડી હશે પીડા તો નિવારશે,
જીવ અનાથનાં દુઃખને હરો, તજી દયા તમે પાપ ના કરો. ૧૩
અબળ પ્રાણીને હસ્તમા ધરી, જીવ ન લો બની ઘાતકી અરિ,
જીવ દુઃખાય છે જેમ આપણો, જીવ દુઃખી થશે તેમ તે તણો.[1] ૧૪
કથન સત્ય છે વિશ્વનું સદા, સુગતિ પુન્ય દે પાપ આપદા,
દૂર રહો સદા પાપથી નરો, તજી દયા તમે પાપ ના કરો. ૧૫
હૃદયમાં ધરો નમ્ર લાગણી, સ્થિતિ વિચારવી અન્ય આત્મની,
જરીક પ્રાણી જો દુઃખ આપશે, તરત દુઃખથી ક્રોધ આવશે. ૧૬
પશુ નહીં કહે બોલી બોલને, "નવ તમે જરા મારશો મને"
જીવદયા જ એ ધર્મ છે ખરો, તજી દયા તમે પાપ ના કરો. ૧૭
રમતકારણે પ્રાણ ના હરો પશુ અબોલતાં ના દુઃખી કરો,
ખુશ થશો નહીં દુઃખ ત્રાસથી અરર બાપડાને મતિ નથી. ૧૮
જીવ તમામને પાળી હે નરો સદગતિ મહા સુખ આદરો,
પળપળે પ્રભુથી તમે ડરો તજી દયા તમે પાપના કરો. ૧૯

---

૧ વિષ્ણુશર્માએ કહ્યું છે કે "प्राणा यथात्मनोऽभीष्टा भूतानामपि ते तथा । आत्मौपम्येन भूतेषु दयां कुर्वन्ति साधवः ॥ ભાવાર્થ —જેમ પોતાના પ્રાણ પોતાને વ્હાલા છે તેમ પ્રાણીઓને પણ તેમના પ્રાણ વ્હાલા છે તેથી સત્પુરૂષો પોતાની સરખામણીથીજ પ્રાણીઓ ઉપર દયા કરે છે"

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

જે છે ભૂપતિ જેની આણ જગમાં ચારે દિશાએ ફરે,
લક્ષ્મીપુત્ર સુખી વિલાસગૃહમાં આનંદ જે આદરે,
જે છે દુખી અનાથ, નિરધન જે, રોગી નિરોગી હશે,
છોડીને સુખ દુઃખ અત્ર સઘળુ સર્વે મરી તે જશે. ૨૦
આવે સાથ નહીં જરા સુખ દુઃખો ને કાય આ ભારી જે,
આત્મા છોડી શરીરવાસ પળમાં વાસે જવાનો બીજે,
મૃત્યુ પાછળ પાપ પુન્ય અહિંથી બનેજ સાથે થશે,
નર્કે પાપ લઈ જશે, શુભ ગતિ રે પુન્ય તો આપશે. ૨૧
હે પ્રાણી! મન કાય ને વચનથી ને દાનથી ભાવથી,
છોડીને અભિમાન નમ્ર બનીને, બ્હીતો રહી ઈશથી,
સૌનાં દુઃખ હરી, મહા સુખ કરી, હૈયે દયા તું ધરી,
પ્રીતે ધારી સુનામ ઈશ્વર તણું, તું પુન્યને લે ભરી. ૨૨

---

## નીતિ કક્કાષ્ટક.[1]

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

કક્કા! ક્રોધ કરો કદી ન, કરશો કર્મો કુડાં ના કરે,
ખખ્ખા! ખાર ખરાબ ખોટી ખલતા ખતે ખસેડો ખરે,

---

૧ અગ્રેજ લેખક એડીસન લખે છે કે—"The exercise of virtue is not only an amusement for the time it lasts, but that its influence extends to those parts of our existence which lie beyond the grave, and that our whole eternity is to take its colour from those hours which we here employ in virtue or in vice, the arguement redoubles upon us, for putting in practice this method of passing away our time. ભાવાર્થ -સદ્વર્તન, જ્યાસુધી ચાલે છે ત્યાસુધી, આનંદ તથા સુખ આપે છે એટલુજ નહી પરતુ મૃત્યુ પછીની સ્થિતિ અર્થાત્ નિરાકાર સ્થિતિપર તેના પ્રભાવનો પ્રકાશ પડે છે અને બીજા ભવમા અમર આત્મા અત્રે આ ભવમા સત્કર્મ વા દુષ્ટ કર્મ કરવામા ગુમાવેલા સમયપર આધાર રાખે છે, તો આપણે આવા પ્રકારની અર્થાત્ સુકૃત કરવામા આપણા વખતને ગુજારવાની રીતિને અનુસરવું એ બમણુ અગત્યનું છે"

ગગ્ગા ! ગર્ક બની નહીં ગરવમાં ગા ગુણ ગુરૂ તણા,
ઘઘ્ઘા ! ઘાટ ઘડો નહીં અઘટતા રે ઘાતકી થૈ ઘણા. ૧
ચચ્ચા ચાડી ન ચોરી ચાહી ચિતમાં ચિંતા ચુરો ચિત્તની;
છછ્છા ! છોડી છિનાળું છેક છરને છાંડો છટા છેલની;
જજ્જા ! જાણી જગેશ જપી જપને જે જાળવે જાગીને;
ઝઝ્ઝા ! ઝેરીજ ઝંગ ઝેર ઝગડામાં ના મરો ઝૂરીને. ૨
ટટ્ટા ! ટાળી કુટેવ ટાપટીપને ટેવો સુટેવો ટકી;
ઠઠ્ઠા ! ઠેલી ઠગાઇ ઠેઠ, ઠર તું રે ઠીક ઠામે નકી;
ડડ્ડા ! ડોળ ડુબાવી ડા'પણ ધરો ડસો નહીં ડસથી;
ઢઢ્ઢા ! ઢાંગ કુઢગ દુષ્ટ ઢબને ઢોળો મતિઢાળથી. ૩
તત્તા ! તિરસ્કાર તુચ્છ, તનથી તોફાન ત્યાગો કળે,
થથ્થા ! થડક થાપ થાન થિર થૈ થોભાવી જુસ્સો થળે;
દદ્દા ! દિલ દયાથી દાન દઇ દો દુઃખો દીનોના હરો;
ધધ્ધા ! ધર્મી બનો ધરી ધરમને ધ્યાને ન ધાસ્તિ ધરો. ૪
નન્ના ! નિર્મળ બે કરી નયનને નીચાં નમાવો તમે,
પપ્પા ! પૂર્ણ પવિત્ર પુન્ય પકડો, પાપો નહી કો સમે;
ફફ્ફા ! ફૂલી ફૂલાઇથી ફૂલણજી ફૂલ્યા ફૂલ્યા ના ફરો;
બબ્બા ! બોલ બૂરા બૂરા નવ બકો, તે બધ બ્હીને કરો. ૫
ભભ્ભા ! રે ભગવાનભક્તિ ભીતરે ભાવે ભલા ભાવજો,
મમ્મા ! મૂળથી મદ્યપાન મનથી માની મજા મેલજો;
યય્યા ! યુવતીયારીયોગની અરે ના યોજના યોજજો;
રર્રા ! રોષથી રાજ્યરાગ હૃદયે રાચી રમી રાખજો, ૬
લલ્લા ! લાભ ન લાંચ લોભથી લહો, લજ્જા ધરો લોકની;
વવ્વા ! વાણી વિચારી વિમળ વળી વ્હાલી વદોને ઘણી;
શશ્શા ! શાણપણે કરો શ્રવણ સૌ શુભેચ્છુની શિખને,
સસ્સા ! સંપ સદા સહુથી સજવો સંહારી કુસંપને. ૭
હહ્હા ! હિત ચહી સુહુન્નર કરો હૈયે ધરો હામને,
છોડો કુરીતિ, સુનીતિ પ્રીતિ ગ્રહી ધારો સુરીતિ મને,

કક્કાને નથી કાન કાંઈ સુણુવા, છે શિખ તેને નહીં,
કિન્તુ બોધ દઉં મહાસુખ તને હર્ષે ભરાઈ સહી. ૮

## સટ્ટાનું સંકટ.

હરિગીત છંદ

આ સાંભળો હેવાલ સૌ સટ્ટા તણા વેપારીનો,
હેવાન જેવો તે ફરે, નવ દિન એકે શાન્તિનો,
ભ્રાન્તિ મહીં ભમતો ભમે, બેભાન જેવો તે બને,
સટ્ટોજ કટ્ટો શત્રુ છે, બટ્ટો લગાડે નામને. ૧

દિનરાત ભણકારાજ વાગે ભાવના વેપારના,
નિદ્રા મહીં પણ ઉઠી જાગે, હાલ જાણે શ્વાનના,
વેપાર ને વેપારનાં સ્વપ્નાંજ આવે તેહને,
સટ્ટોજ કટ્ટો શત્રુ છે, બટ્ટો લગાડે નામને. ૨

મુખથી બકે છે તેજીમંદી, છોકરાં તો ડરી મરે,
આવી રીતે તે કાળ કાઢે સુઈ આખી રાતરે,
ઉઠી પ્રભાતે રાહ જુએ તારની ઘર આંગણે,
સટ્ટોજ કટ્ટો શત્રુ છે, બટ્ટો લગાડે નામને. ૩

ઘેરે ન આવે તાર તો જઈ તારની ઑફીસમાં,
ફાંફાંજ ચારે ચાર પાસે તારની એ આશમાં,
બેસે પલાંઠી વાળીને ઑફીસના એ બારણે,
સટ્ટોજ કટ્ટો શત્રુ છે, બટ્ટો લગાડે નામને. ૪

સીધો કદી જો તાર નિકળે મગ્ન થઈ મલકાય છે,
ઉલટો કદી જો નિકળે તો હોશ ઉડી જાય છે,
તે તાર સાથે તાવ આવે ટાઢીઓ તેના તને,
સટ્ટોજ કટ્ટો શત્રુ છે, બટ્ટો લગાડે નામને. ૫

નવ નારનો કે બાળનો નવ ભ્રાતનો કે માતનો,
ઘરકામ તે મરીને કરે, ધંધો ન બીજી જાતનો,
ઘેરે ઠરી બેસે નહીં, પુછતો ફરે છે ભાવને,
સટ્ટોજ કટ્ટો શત્રુ છે, બટ્ટો લગાડે નામને. ૬

સટ્ટોરીઓ જો જાય ફાવી ફાંકડો થઇને ફરે,
પૈસો ઉડાવે ગાનતાને ખાનપાને વાપરે,
રાંડોથી ખેલે, માલ મેલે, કોઈની શિખ નવ ગણે,
સટ્ટોજ કટ્ટો શત્રુ છે બટ્ટો લગાડે નામને. ૭
ખેલે પછીથી દાવ બમણો, ચડસ મુકે નવ જરી,
જો દાવમા ફાવે ન તો ધધો વધારે ફરી ફરી,
પછી વાયદા સુધી ટકે છે કાઢવા નુકસાનને,
સટ્ટોજ કટ્ટો શત્રુ છે, બટ્ટો લગાડે નામને. ૮
પછી વાયદે તે જાય નાશી પાયમાલી થાય છે,
મુકી શાલજોટો, દોરીલોટો હાથમાં લેવાય છે,
નવ છુટવાની કોઈ બારી તો પીયે છે ઝેરને,
સટ્ટોજ કટ્ટો શત્રુ છે, બટ્ટો લગાડે નામને. ૯
જીવનું કરે નુકસાન સટ્ટો, નૂર કાયાનું હરે,
ઘરબાર ને ધનમાલની ભારે ખુવારી તે કરે,
નવ લોક તેને દામ ધીરે, નવ કરે વિશ્વાસને,
સટ્ટોજ કટ્ટો શત્રુ છે બટ્ટો લગાડે નામને. ૧૦
જુગારનો તે ભાઈ સમજો, દુખદરિયો જાણજો,
છેટા રહો સટ્ટોરીઆથી, સાચી સમજણ માનજો,
દૂર વાસ માંહે છે મહા સુખ શાન્તિ છે નિજ પ્રાણને,
સટ્ટોજ કટ્ટો શત્રુ છે બટ્ટો લગાડે નામને. ૧૧

## લોભ.[1]

સવૈયા એકત્રિસા.

સુખ મહીં પણ દુઃખ બનાવે જાણે દુઃખ છે પારાવાર,
લક્ષ્મી હોયે પણ નિર્ધનતા જાણે આવી અપરંપાર,

---

૧ ભર્તૃહરિ કવિ કહે છે કે " लोभश्चेदगुणेन किम् અર્થાત્ જો માણસમાં માત્ર એક લોભ હોય તો પછી બીજા અવગુણોની શી જરૂર છે ?"

લોભ તણાં લક્ષણ છે એવાં, લોભે લક્ષણ સારાં જાય,
લોભથી સુખ મટી દુઃખ પ્રકટે, સતોષે છે સુખ સદાય. ૧
'અતિ લોભ તે મૂળ પાપનું' શાસ્ત્રો વાણી ઉચરે આમ,
ધુતે ધુતારા ઠગે ઠગારા દેખાડીને ખોટા દામ,
વસે લોભીઆ લોકો જ્યાં ત્યાં ભુખે ધુતારા નહીં પીડાય,
લોભથી સુખ મટી દુ:ખ પ્રકટે, સતોષે છે સુખ સદાય. ૨
ભાવ દેખી સસ્તો હરખીને નિરખી મોટી માયાજાળ,
ગુપ્ત રીતથી ખરીદ કરે છે સોના જેવો ખોટો માલ,
ઘેર જુએ તો પીતળ નિકળે રોવા બેસે ને પસ્તાય,
લોભથી સુખ મટી દુ:ખ પ્રકટે, સતોષે છે સુખ સદાય. ૩
સોનાસિદ્ધિ કરી બતાવી લોભાવે ધુતારા ચોર,
લોભી જન આપે છે રૂપું લેવાને સોનાની મ્હોર,
આખ મિચાવી જાપ જપાવી કરે નાસવા ચોર ઉપાય,
લોભથી સુખ મટી દુ:ખ પ્રકટે સતોષે છે સુખ સદાય. ૪
છતી આંખ બે બંધ કરીને જપે લોભીઓ મુખથી જાપ,
છાનો છટકી જાય ધુતારો મારીને રૂપાની ધાપ,
થોડી વાર કંટાળી જુએ તો સોનું રૂપું ત્યાં ન ભળાય
લોભથી સુખ મટી દુ:ખ પ્રકટે સતોષે છે સુખ સદાય. ૫
આવી રીતે લોભી ગુમાવે લોભ મહીં ધન મીલકત જાન,
શાણા સમજુ સમજાવે પણ તેને આવે જરી નવ સાન,
થાય જગતમાં કીર્તિ હલકી મૂરખ ને નાદાન ગણાય,
લોભથી સુખ મટી દુઃખ પ્રકટે સતોષે છે સુખ સદાય. ૬
લોભી જનની વૃત્તિ બગડે, દૂર ખસે સતોષ મિઠાશ,
એક મળે તો બેની ઇચ્છા, એક મહીં માને ઓછાશ,
કદી મળે છે બે તો બેની સાથે સોની ઇચ્છા થાય,
લોભથી સુખ મટી દુઃખ પ્રકટે સંતોષે છે સુખ સદાય. ૭
સોના બદલે હજાર પામે, હજાર બદલે પામે લાખ,
આમ લોભમાં મરે અંતમાં, મશાણમાં ઉડે છે રાખ,

લોભા વધારે ઇચ્છા ખોટી, જીવ જતાં સુધી ન ધરાય,
લોભથી સુખ મટી દુ:ખ પ્રકટે સતોષે છે સુખ સદાય. ૮

નહીં ભોગવે સુખ હોય જે, છતાં સુખમાં માને દુ:ખ,
પોતે પામે સુખ નહીં તો પરને આપે ક્યાંથી સુખ?
પરોપકારે પાઈ ન ખરચે, દેખી તીજોરી મલકાય,
લોભથી સુખ મટી દુ:ખ પ્રકટે સતોષે છે સુખ સદાય. ૯

કરે ચોકી તીજોરી ઉપર જાણે મોટો ચોકીદાર,
દમડી માટે ચમડી આપે, નિદ્રા સુખે લે ન લગાર,
અત સમે પણ જીવ રહે ત્યાં, પાછળ તીજોરી લુટાય,
લોભથી સુખ મટી દુ:ખ પ્રકટે સતોષે છે સુખ સદાય. ૧૦

સતોષી નર સદા સુખીઆ, ભલે ઝુપડી માંહે વાસ,
સુકી ભાખરી ખાય સુખથી, નહીં ઘણાની રાખે આશ,
લોભી જનના રગમ્હેલમાં આવું સુખ જરી ન જણાય,
લોભથી સુખ મટી દુ:ખ પ્રકટે સંતોષે છે સુખ સદાય. ૧૧[1]

લોભી જનની આવી ફજેતી દેખી નજરે હે નરનાર!
લોભમોહમાં નહીં ફસાશો, સતોષે સુખીઓ સંસાર,
મહા સુખની માનો સાચી શિખામણ આ અતર માંહ,
લોભથી સુખ મટી દુ:ખ પ્રકટે સતોષે છે સુખ સદાય. ૧૨

---

૧ આ સબન્ધી એક કવિ લખે છે કે "सतोषामृततृप्ताना यत्सुख शांतचेतसाम्। कुतस्तद्धनलुब्धानामितश्चेतश्च धावताम्॥ ભાવાર્થ—સતોષરૂપી અમૃતથી તૃપ્ત થયેલા શાત ચિત્તવાળા માણસને જે સુખ છે તે આમ તેમ દોડતા ધનાદિકનો લોભ કરનાર લોભી માણસને કયાથી હોય?" વળી અગ્રેજીમા કહ્યુ છે કે "The happiest is he who wants the least અર્થાત્ જેની વાચ્છના ઓછામાં ઓછી છે તે સુખીમા સુખી માણસ છે" મણિરત્નમાળામાં કહ્યુ છે કે "को वा दरिद्रो हि विशालतृष्ण । श्रीमांश्च को यस्य समस्ति तोषः। ભાવાર્થ.—દરિદ્રી કોણ છે? જે માણસ ઘણો લોભી હોય તે. લક્ષ્મીવાળો કોણ છે? જે માણસ સંતોષી છે તે."

# અભિમાન.[1]

હરિગીત છંદ.

અભિમાન અવગુણ કારમો શિરોમણિ અવગુણમાં,
અભિમાન પ્રકટે અગ્નિ સૌ સદ્ગુણના નિવાસમાં,
અભિમાન પાણી ફેરવે યશ કીર્તિ ઉપર સર્વદા,
અભિમાન અંતરથી તજો રાખી નિરંતર નમ્રતા. ૧
વિદ્યા તણી ગરમી ચડાવે મગજ માંહે નસનસે,
નિશો ચડાવે લક્ષ્મી ને શક્તિ તણો નિશદિવસે,
ખુમારીમાં ચૂકાવી દે છે શાણપણ ને સભ્યતા,
અભિમાન અંતરથી તજો રાખી નિરંતર નમ્રતા. ૨
ઉંચે ચડાવી ગગનમાં પર્વત તણી શિખા પરે,
ત્યાંથી નીચે પાતાળમાં ફેંકે અરે પૃથ્વી પરે,
ઘોડે ચડાવી પાડી નાખે, ને કરે ભિખ માગતા,
અભિમાન અંતરથી તજો રાખી નિરતર નમ્રતા. ૩
અભિમાન સ્નેહીને તજાવે, શત્રુને ઉભા કરે,
અણપ્રીત તિરસ્કાર તે પેદા કરે છે દીન પરે,

---

૧ સસ્કૃત કવિ લખે છે કે "महाहकारगर्वेण तपोविद्याबलेन च। ससारकुहरावर्ते भ्रमति घटियत्रवत्॥ ભાવાર્થ—તપવિદ્યાના બળથી અને હુંપણાના અભિમાનથી સસારરૂપ ગુફામા, ઘટમાળ જેમ વારવાર ભરાતી ઠલવાતી ભમ્યા કરે છે તેમ જન્મમરણરૂપ ગોથા દરેક પ્રાણીઓ ખાધા કરે છે" વળી સોમપ્રભાચાર્ય સિંદૂરપ્રકરમા કહે છે કે "औचित्याचरण विलुपति पयोवाह नमस्वानिव । प्रध्वस विनय नयत्यहिरिव प्राणस्पृशां जीवितम् । कीर्तिं कैरविणीं मतगजइव प्रोन्मूलयत्यजसा । मानो नीचइवोपकारनिकरं हन्ति त्रिवर्ग नृणाम्॥ ભાવાર્થ—વાયુ જેમ મેઘનો નાશ કરે છે તેમ અહંકાર સદાચરણનો નાશ કરે છે, સાપ જેમ જીવનો ક્ષય કરે છે તેમ અહકાર મનુષ્યના વિનયનો ક્ષય કરે છે, હાથી જેમ કમળને ઉખેડી નાશ કરે છે તેમ અહંકાર કીર્તિનો નાશ કરે છે અને નીચ પુરૂષ જેમ ઉપકારના સમૂહને હણે છે તેમ અહંકાર ધર્મ અર્થ અને કામ એ ત્રણ વર્ગને હણે છે." વળી તુલસીદાસે પણ કહ્યુ છે કે "પાપ મૂળ અભિમાન."

ડુબાવી દે છે તે દયા પ્રીતિ ક્ષમા ઉદારતા,
અભિમાન અંતરથી તજો રાખી નિરંતર નમ્રતા. ૪

મોટા બનાવી પ્રથમમા છોટા બનાવે આખરે,
પ્રભુનામપદ વિસરાવીને તે હુંપદ શિખવે મુખ પરે,
બુદ્ધિ બનાવે તુચ્છ, ને સૌમાં બતાવે તુચ્છતા,
અભિમાન અતરથી તજો રાખી નિરંતર નમ્રતા. ૫

નિંદા તણો ધધો કરાવે, ગુણપ્રશંસા દૂર કરે,
અભિમાન કડવી ઝેર જેવી વાણી મુખ માંહે ભરે,
ઉઠાવી લે છે વચનમાંથી રસસુધા ને મધુરતા,
અભિમાન અતરથી તજો રાખી નિરંતર નમ્રતા. ૬

અભિમાની ચાલ્યા સૌ મરી દુનિયા તણા ફીટકારમાં,
દુર્યોધને ને રાવણે કેવા દીઠાં દુઃખ કારમાં!
દીઠા નહીં કંઈ ફાયદા, આવી પડી શિર આપદા,[1]
અભિમાન અતરથી તજો રાખી નિરતર નમ્રતા. ૭

લક્ષ્મીથી નવ છલકાવવું, દુઃખથી નહીં મુઝાવવું,
નિદ્રા તણા સ્વપ્ના સમું સંસારનું સુખ માનવું,
છે આજ ને કાલે નથી, દુનિયાની એવી ચપળતા,
અભિમાન અંતરથી તજો રાખી નિરંતર નમ્રતા. ૮[2]

અભિમાન એવો દુષ્ટ દુર્ગુણ દુ.ખકારી જાણજો,
જરી અગમાં કે અતરે તેને નહીં પેસારજો,
અભિમાનથી છેટે વસો તેમાં મહા સુખ શાંતતા,
અભિમાન અંતરથી તજો રાખી નિરતર નમ્રતા. ૯

---

૧ અંગ્રેજીમા કહેવત છે કે "Pride goes before destruction" વિનાશ પહેલા અભિમાન આવે છે અર્થાત્ અભિમાન એ એક ભવિષ્યના વિનાશનુ સૂચન છે

૨ કબીરભક્ત કહે છે કે "ઈસ તનધનકી કૌન બડાઈ? દેખત નયનમેં મીટ્ટી મીલાઈ, કહત કબીરા સુનો ભાઈ સાધુ આપ મુએ પીછે ડુબ ગઈ દુનિયા."

# અભિમાની મનને ઠપકો.[1]

ગઝલ. ( મન મેલકો ધોયા નહી—એ રાહ. )

ચેતન સમજ હરદમ લઈ આલમતમાશા[2] ખ્યાલમાં,
બેભાન ખેલે આમ શું અભિમાનમદના તાલમાં. એ ટેક.
છોડે નહીં તું પદ અહમ્,[3] હામે રહે દિલમાં ગરમ,
દીનદોસ્ત આગે નવ નરમ, દેખ્યુંજ શું તે દામમાં? ચેતન૦ ૧
છે આજ ને કાલે નથી, દષ્ટાંત કહું શું હું કથી !
ભૂલો ભમે છે ભ્રાન્તથી શિદ દામના વિશ્વાસમાં ? ચેતન૦ ૨
મદમસ્ત ભમ ધનથી ભલે, ખરી જાય દામજ જે પળે
તે વખ્ત તારી શી વલે? વિચારી લેને હાલમાં, ચેતન૦ ૩
જગતે અચળ કોઈ નહીં, નવ ધાર્યું થાવાનું કંઈ,
બધી બાજી રાખી છે સહી પરવરદિગારે[4] હાથમાં, ચેતન૦ ૪
આ ખલ્કમાં[5] ભૂપતિ મહા નિરાશમાં ડૂબી રહ્યા,
તો તારી સ્થિતિ શું અલ્યા ! ચેતન સમજને ધ્યાનમાં, ચેતન૦ ૫
કો વખ્ત બદને છે મઝા, કો વખ્ત દરદો દે સજા,
નવ હાથ સુખદુઃખની કજા, તે તો કજા કરતારમાં, ચેતન૦ ૬
તું સમજીને તારા દિલે તું કોણ છે વિચારી લે,
મિથ્યા જગતરંગે ખિલે, છે સુખ મિથ્યા ભાસમાં, ચેતન૦ ૭

---

૧ અંગ્રેજ કવિ ટોમસ ગ્રે કહે છે કે "The boast of heraldry, the pomp of power, And all that beauty, all that wealth e'er gave, Await, alike, the inevitable hour The paths of glory lead but to the grave! ભાવાર્થ—વંશપરંપરાથી પ્રાપ્ત થયેલા માનથી ઉદ્ભવેલો ગર્વ, પોતાની શક્તિનો વૈભવ, શોભા અને સંપત્તિથી પ્રાપ્ત થયેલું સર્વસ્વ એક સરખી રીતે મૃત્યુસમયની રાહ જોયા કરે છે; ધનવાન ગમે તેવો કીર્તિવાન હોય તોપણ મૃત્યુવશ થાય છે અર્થાત્ મૃત્યુસમયે ધનવાનની સ્થિતિ ગરીબની સ્થિતિ સમાન જોવામાં આવે છે. મરણસમયે કાંઈ પણ સાથ આવતુ નથી " ૨ આલમતમાશા=દુનિયાના ખેલ ૩ અહમ=હું, મારાપણું. ૪ પરવરદિગારે=પરમેશ્વરે. ૫ ખલ્ક=દુનિયા.

મદઅશ્વથી[1] નીચે ઉતર, વિચાર કર દુઃખી ઉપર,
કુદરત ઉપર તું કર નજર, નસીહત[2] તને દે સાનમાં, ચેતન૦ ૮
ફૂલ જીગર[3] ખેંચે છે ફઝર,[4] કરમાય જાતાં દિનકર,[5]
તેવી દશા વિચાર કર અસ્થિર આ સંસારમાં, ચેતન૦ ૯
પળ પળની રાખે જે ખબર તેનો ન રાખે ઉર ડર,
શિક્ષા થશે શી શિર પર ઈનસાફના દરબારમાં? ચેતન૦ ૧૦
મદથી બને છે શું બરમ! ધિક્કાર તુજને છે શરમ!
જાશે ઉડી દમ[6] એકદમ! ભૂલીશ તું બેભાનમાં, ચેતન૦ ૧૧
કર્મો બુરાં સારાં અગર, સગે સરે તે છે જબર,
નવ સાથ આવે કઈ અવર[7] આ જગતથી અવસાનમાં,[8] ચેતન૦ ૧૨
ભરી મગ્ઝમાં[9] દિનરાત મદ કુકર્મની રાખી ન હદ,
નરજન્મ કીધો સર્વ રદ, શુભ હોય કયાં તુજ કામમાં! ચેતન૦ ૧૩
કરગર પ્રભુને પ્યાર કર મસ્તક ઝુકાવી જોડી કર,
કર યાદ જોડીને નજર, તે માફ કરશે પ્યારમાં, ચેતન૦ ૧૪
ખોટી મુસાફરી જગતની, મુસાફરી કર મોક્ષની,
પ્રભુ સંગ લે ધ્યાની બની, અવિચળ મહા સુખ મોક્ષમાં, ચેતન૦૧૫

## ક્રોધ.[10]

ગઝલ

કદી નહીં ક્રોધને આણો, નિશાનો ભાઈ એ જાણો,
કરે નરનેજ દિવાનો, કરો નહીં ક્રોધ અંતરમાં ૧

---

૧ મદઅશ્વથી=અભિમાનરૂપી ઘોડા ઉપરથી ૨ નસીહત=શિખામણ ૩ જીગર=અંત.કરણ ૪ ફઝર=સવારે ૫ દિનકર=સૂર્ય ૬ દમ=પ્રાણ. ૭ અવર=બીજુ ૮ અવસાનમા=છેવટે, અત વખતે. ૯ મગ્ઝમા=માથામાં.

૧૦ સોમપ્રભાચાર્યે સિંદૂરપ્રકરમા કહે છે કે “ यो मित्र मधुनो विकारकरणे सन्त्राससपादने । सर्पस्य प्रतिबिम्बमगदहने सप्तार्चिष सोदर । चैतन्यस्य निषूदने विषतरोः सब्रह्मचारी चिर । स क्रोधः कुशलाभिलाषकुशलै. प्रोन्मूलमुन्मूल्यताम् ॥ ભાવાર્થ.—પોતાના જીવના કલ્યાણની ઇચ્છામા કુશળ પુરૂષોએ ક્રોધને મૂળમાથીજ છેદીને ઉખેડી નાખવો જોઈએ કારણ કે તે ક્રોધ ચિ-

દશા પોતાની ભૂલાવે, જુદા દેખાવ બતલાવે,
બનાવી ભૂત ભરમાવે, કરો નહીં ક્રોધ અંતરમાં. ૨
વગર ટાઢે વગર તાવે શરીર આખુંજ કંપાવે,
શરીરમાં અગ્નિ સળગાવે, કરો નહીં ક્રોધ અંતરમાં. ૩
ભમર ઉંચાં ચડાવે છે, નયન રાતાં બનાવે છે,
નસો ખેંચી તણાવે છે, કરો નહીં ક્રોધ અતરમાં. ૪
લવારો તે કરાવે છે, મુખે ગાળો કઢાવે છે,
પછી અતે લડાવે છે, કરો નહીં ક્રોધ અંતરમાં. ૫
ભલે સામો સગો ભ્રાતા, ભલે હો તાત કે માતા,
રહે તે ખ્યાલ સૌ જાતા, કરો નહીં ક્રોધ અતરમાં. ૬
ભલે હોયે સબંધી તે, ભલે હોયે વિરોધી તે,
લડાઈ તે મચાવી દે, કરો નહીં ક્રોધ અતરમાં. ૭
સગાઈ સર્વ વિસરાવે, હૃદયનું ભાન ભૂલાવે,
પરસ્પર માર ખવરાવે, કરો નહીં ક્રોધ અંતરમાં. ૮
કદી જો પાસ હથિયાર કરાવે પ્રાણને ઠાર,
કરે છે ક્રોધ ખુવાર, કરો નહીં ક્રોધ અંતરમાં. ૯
ભૂલાવે જ્ઞાન જ્ઞાનીનું, ચૂકાવે ધ્યાન ધ્યાનીનું,
ન ચાલે કોઈ પ્રાણીનું, કરો નહીં ક્રોધ અંતરમાં. ૧૦

---

ત્તનો વિકાર કરવામા દારૂનો મિત્ર છે, ત્રાસ ઉત્પન્ન કરવામા સાપના પ્રતિબિંબરૂપ છે, શરીરને બાળવામા અગ્નિનો ભાઈ છે, જ્ઞાનને નાશ કરવામાં વિષવૃક્ષનો સાધર્મિક છે અર્થાત્ ઝેરસમાન છે यो धर्मं दहति द्रुम दवइवोन्मथ्नाति नीतिं लताम्। दतीर्वेंदुकलां विधुतुदइव क्लिश्नाति कीर्तिं नृणाम्। स्वार्थं वायुरिवांबुद विघटयत्युल्लासयत्यापदम्। तृष्णां धर्मइवोचित कृतकपालोप स कोपः कथम्॥ જેણે કૃપાનો નાશ કર્યો છે એવો ક્રોધ કોઈપણ પ્રકારે યોગ્ય નથી કારણ કે જેમ દાવાનળ વૃક્ષને બાળે છે તેમ ક્રોધ ધર્મને બાળીને ભસ્મ કરે છે, જેમ હાથી લતાને ઉખેડી નાખે છે તેમ ક્રોધ નીતિને મૂળમાથી ઉખેડી છેદી નાખે છે, જેમ રાહુ ચદ્રની કળાને કલેશ પમાડે છે તેમ ક્રોધ મનુષ્યોની કીર્તિને કલેશ લગાડે છે અર્થાત્ કીર્તિને એબ લગાડે છે, જેમ પવન પાણીનો નાશ કરે છે તેમ ક્રોધ સ્વાર્થનો નાશ કરે છે, અને જેમ ગરમી તૃષાને વધારે છે તેમ ક્રોધ આપત્તિને વધારે છે."

ખસીને ક્રોધ દૂર જાયે શું પસ્તાવો પછી થાયે!
પછી શું થાય પસ્તાયે? કરો નહીં ક્રોધ અંતરમાં. ૧૧

બુરી વાણી ન ભૂસાયે, કરેલાં કૃત્ય નવ જાયે,
મહા દુઃખ ક્રોધની માંહે, કરો નહીં ક્રોધ અંતરમાં. ૧૨

હૃદયથી ક્રોધ નાસે જ્યાં સરે આરામ પાસે ત્યાં,
મહા સુખશાન્તિ ભાસે ત્યાં, કરો નહીં ક્રોધ અંતરમાં. ૧૩

## ચોરી.[1]

હરિગીત છંદ

વિશ્વાસ કોઈ ચોરનો રાખે નહીં આ વિશ્વમાં,
વિશ્રામ તેને બે ઘડીનો દે નહીં ઘરવાસમાં,
કોઈ જરી નવ ખાતરી પૂરેજ તેની જાતની,
ચોરી કદી કરવી નહીં, કરવી ન સગત ચોરની. ૧

---

૧ સોમપ્રભાચાર્યે કહે છે કે "अदत्त नादत्ते कृतसुकृतकामः किमपि य.। शुभश्रेणिस्तस्मिन् वसति कलहंसीव कमले। विपत्तस्माद्दूर व्रजति रजनीवांबरमणेर्विनीत विद्येव त्रिदिवशिवलक्ष्मीर्भवति तम्। (सिंदूरप्रकर) ભાવાર્થ —જે સદ્કાર્યાભિલાષી પુરૂષો નહી આપેલા પદાર્થો અર્થાત્ ચોરીના પદાર્થો ગ્રહણ કરતા નથી તે પુરૂષોમાં કમળમા રાજહંસીની માફક કલ્યાણની પંક્તિનો વાસો હોય છે, સૂર્યથી રાત્રિ જેમ નાશ પામે છે તેમ તેમનાથી આપદાઓ નાશ પામે છે, અને જેમ વિનયી પુરૂષને વિદ્યા સેવે છે તેમ તે પુરૂષોને સ્વર્ગની લક્ષ્મી સેવે છે परजनमनः पीडाक्रीडावनं वधभावना-भवनमवनिव्यापिव्यापल्लताघनमण्डल। कुगतिगमने मार्गः स्वर्गापवर्गपुरार्गलम् नियतमनुपादेय स्तेय नृणा हितकाक्षिणाम्॥ (सिंदूरप्रकर) ભાવાર્થ —હિતની ઇચ્છા રાખનાર પુરૂષોને ચોરીનુ કૃત્ય ગ્રહણ કરવા યોગ્ય નથી, કારણ કે ચોરી પારકા જનના મનના સતાપનું ક્રીડાવન છે, હિંસાના ચિન્તવનનું ઘર છે, પૃથ્વીમાં વ્યાપી રહેલી આપદાઓરૂપી લતાઓનું મેઘમડળ છે, અને તે કુગતિમાં જવાનો માર્ગ છે, સ્વર્ગ અને મોક્ષરૂપ નગરને ભુંગળ સમાન છે અર્થાત્ સ્વર્ગમોક્ષના દ્વારને બધ કરનાર છે"

સૌ ઠામમાં સૌ કામમાં જુઠી વાણી મુખથી ઉચરે,
જુઠી વાતમાં ને વાતમાંથી ભેદ ફૂટે આખરે,
જુઠાની સાથે વાત સાચી મારી જાયે તેહની,
ચોરી કદી કરવી નહીં, કરવી ન સંગત ચોરની. ૨

ધંધે લગાડે કો નહીં, નાણાં નહીં ધીરે જરી,
નવ ભાગ ભાગીદાર રાખે, કો ન રાખે નોકરી,
નવ માલ તેને કોઈ સોંપે, શાખ એ ન બદામની,
ચોરી કદી કરવી નહીં, કરવી ન સંગત ચોરની. ૩

ચોરે પ્રથમમાં પાઈ ને ચોરે પછીથી રૂપિયો,
પછી હાથ મારે માલનો મોટી કરે છે ચોરીઓ,
ઘર ફોડતાં શિખે વધી મતિ થાય પાપી તે તણી,
ચોરી કદી કરવી નહીં, કરવી ન સંગત ચોરની. ૪

અતેજ એ પકડાય છે, સરકાર પૂરે કેદમાં,
બે હાથને બાંધે કસી, બેડી જડે બે પાયમાં,
પછી માર ફટકાનો પડે, પીડા મહા એ મારની,
ચોરી કદી કરવી નહીં, કરવી ન સંગત ચોરની. ૫[૧]

દુનિયા મહીંથી જાય નિકળી, પાયમાલી થાય છે,
સ્નેહી સગાં સર્વે તજે, લોકોથી ધિક્કારાય છે,
છે ચોરની આવી દશા દુઃખદાયી ને બુરી ઘણી,
ચોરી કદી કરવી નહીં, કરવી ન સંગત ચોરની. ૬

---

૧ સોમપ્રભાચાર્યે કહે છે કે "यन्निर्वर्त्तितकीर्तिधर्मनिधन सर्वागसां साधनम् । प्रोन्मीलद्वधबधन विरचितक्लिष्ठाशयोद्बोधनम् । दौर्गत्यैकनिबधन कृतसुगत्याश्लेष-सरोधनम् । प्रोत्सर्पत्प्रधन जिघृक्षति न तद्धीमानदत्त धनम् ॥ (सिंदूरप्रकर) ભાવાર્થ.—વિદ્વાન પુરૂષો પારકી વસ્તુ ગ્રહણ કરવાને ઇચ્છતા નથી, અર્થાત્ ચોરી કરતા નથી કારણ કે ચોરી તે, કીર્ત્તિ અને ધનનો નાશ કરનાર છે, સર્વ અપરાધોના સાધનરૂપ છે, માર, બધન વીગેરે શિક્ષાઓ પણ તેમાં રહેલી છે, દુષ્ટ વિચારો ઉત્પન્ન કરે છે, દુર્ગતિનું કારણ છે સુગતિના માર્ગને બંધ કરે છે, અને તેનાથી મરણ થાય છે."

પૈસો ટકે નવ ચોરીનો, ફૂટે ઘડો એ પાપનો,
દુઃખી થવું જો હોય કદી તો સંગ કરવો ચોરનો,
હલકાઈ ભાઈ છે નહીં, કદી હોય દીનતા દામની,
ચોરી કદી કરવી નહીં, કરવી ન સંગત ચોરની. ૭
ચોરી તણા દુર્ગુણને ધિક્કાર દે જે માનવી
તે માનવી ધંધે ચડે છે, સ્નેહી રાખે જાળવી.
ખરી થાય પ્રાપ્તિ સૌ મહા સુખ શાન્તિ ને વિશ્રામની,
ચોરી કદી કરવી નહીં, કરવી ન સંગત ચોરની. ૮

---

## વ્યભિચારનિષેધ બાવની.[1]

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

વૃષ્ટિ વિશ્વ વિષે થયાથી અતિશે સૌ વેલી વૃક્ષો ખિલે,
સ્વાભાવિક રીતે અરે બળી મરે કિન્તુ જવાસા દિલે;
ચાહે છે ગુણી શિખશબ્દ હૃદયે, દુર્ગુણીને જ્વાળ છે,
તેમાં સુખદ સત્યના વચનનો હે મિત્ર શો દોષ છે?! ૧

હરિગીત છંદ

તર્કે વિતર્કે ગર્ક ભાસુ, અર્કસરિતા મન મહીં,
ઇચ્છે તરંગો બ્હાર ધસવા, પણ સબળ છે મુખ નહીં,

---

૧ મણિરત્નમાળામા કહ્યુ છે કે " विषाद्विष किं विषया समस्ता । दु खी सदा को विषयानुरागी । ઝેરથી પણ અધિક ઝેર કયુ? સઘળા વિષયો છે તે સદા દુ ખી કોણ છે? વિષયમા નિરતર પ્રીતિવાળો છે તે " વળી સોમપ્રભાચાર્યે કહે છે કે " कामार्त्तस्त्यजति प्रबोधयतिवा स्वस्त्रीं परस्त्रीं न यो । दत्तस्तेन जगत्यकीर्तिपटहो गोत्रे मषीकूर्चक । चारित्रस्य जलांजलिर्गुणगणारामस्य दावानल सकेतः सकलापदां शिवपुरद्वारे कपाटोदृढ ॥ ( सिंदूरप्रकर ) ભાવાર્થઃ- જે કામી પુરૂષ પોતાની સ્ત્રીને બોલાવતો નથી અને પારકી સ્ત્રીનો ત્યાગ કરતો નથી તે દુનિયામા અપકીર્તિનો ઢોલ વગડાવે છે, કુળને કાળુ મેશનું કલક લગાડે છે, ચારિત્રનો નાશ કરે છે, ગુણના સમૂહરૂપ બાગને આગ લગાડે છે, સર્વ આપત્તિઓને મળવાનો એકાત વાસ છે અર્થાત્ તેને સર્વ આપત્તિઓ મળે છે, અને મોક્ષના દ્વારમા બધ બારણારૂપ છે અર્થાત્ તેના માટે મોક્ષના બારણા બંધ છે."

વ્યભિચાર છે દુ:ખકાર, નવ તલભાર તેમાં સુખ છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૨
રે વિષય વિષ સમાન ભાસે મૃત્યુકારી મહાન છે,
ના ના નહીં તે સમ અહો પણ વિષથી વિશેષ છે,
વિષ મરણ આપે, વિષય મૃત્યુ સાથ બહુ ધિકભાર છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૩[૧]
નવ શાન્તિ હૃદયે ભાસતી, ભય સાથ મન ભ્રાન્તિ વિષે,
યોજે રતિરસરંગની રચના મચી દિવસે નિશે,
નવ ભાન ઠરતું સ્થાન, વિષયી વિષયમાં ગુલતાન છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૪
નવ કામ ઉકલે નામ કદીએ, ઠામ ઠરી નવ બેસતો,
સુખ સત્યને છેદી ઉપાયો સ્વપ્નસુખના યોજતો,
નવ સ્વપ્નસુખ તે સુખ છે, કિન્તુ મહા દુ:ખ દુ ખ છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૫
હેવાન સમ ભમતો ભટકતો નીચ સ્થાને સ્થાનમાં,
બેભાન મદના પાશમાં દિસતો દુ ખદ નિજ તાનમાં,
દુ:ખસાગરે સુખ માનતો તે મગ્ન મિથ્યા થાય છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૬
છે કાચ સરખું શુદ્ધ પાણી રમ્ય પદ્માકર મહીં,
પ્રતિબિમ્બ ચારૂ ચંદ્ર દે જળ માંહિ દૂર ગગને રહી,
જળ માંહિ વસતા ચંદ્રની સમ અન્ય સ્ત્રીનું સુખ છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૭
સુધાકરે વસતી સુધાનો સુખરસ ઇચ્છનાર જે
અહવા જતાં જળના શશીને નીરમાં સરી જીવ તજે,

---

૧ વિષ અને વિષયની સરખામણી કરતા કહ્યુ છે કે "विषस्य विषयाणां हि दृश्यते महदन्तरम् । उपभुक्त विष हन्ति विषयाः स्मरणादपि ॥ ભાવાર્થઃ– વિષ અને વિષયમાં ઘણોજ ફેર છે કારણ કે વિષ ખાધાથી તો મરણ થાય છે પરન્તુ વિષય તો સ્મરણ માત્રથીજ નાશે કરે છે."

આભાસ દેખે સુખનો, પછી થાય દુઃખ, જીવ જાય છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૮
વિતર્ક બાંધે મુખ નિહાળી, સર્વ ગતિ મતિની ધસે,
વિચાર ના'વે દુઃખનો લવ લેશ તેને મદરસે,
બોલાય છે શું વિશ્વમાં તેનું ન તેને ભાન છે,[1]
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૯
ભાનુ સમી સૌ અસ્ત પામે હોય જે કંઈ સન્મતિ,
ના ના નહીં તે સૂર્ય સમ, ફરી ઉદય પામે રવિગતિ,
નિર્મૂળ થાયે, નાશ પામે, ભાસ નવ દેખાય છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૧૦
સૌ કામમાં સૌ ઠામમાં હર જામ માંહે કુમતિ
સીધી ન સ્વપ્ને ચાલતી, પાપી વિચારે નાખતી,
તે સ્થાયિ જામે હૃદયઅવનિમાં પછી રોપાય છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૧૧
અકુર સ્ફુરે બહુ તે મહીંથી, અતમાં અતિ ફાલતી,
વેલી મહા બનતી મહીં, વિસ્તાર રસથી પામતી,
અવગુણઆકર[2] બીજી નાગરવેલની[3] શું જાત છે ? !
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૧૨
સદ્‌બુદ્ધિતરૂ પર જામતી, ફેલાતી દિશા ચારમાં,
તરૂઅગ ફંદામાં ફસાવી વશ કરતી હસ્તમાં,
લે ચુશી રસ શક્તિ થકી, સદ્‌બુદ્ધિતરૂ સુકાય છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૧૩

---

૧ કહ્યુ છે કે "किं विद्यया किं तपसा किं योगेन श्रुतेन च । किं विविक्तेन मौनेन स्त्रीभिर्यस्य मनो हृतम् ॥ જેનું મન સ્ત્રીઓએ હરણ કર્યું છે તેમને વિદ્યાથી શુ ? તપથી શુ ? યોગ અને શાસ્ત્રથી શુ ? તેમજ વૈરાગ્ય અને મૌનથી પણ શુ ? અર્થાત્ કામ ઉત્પન્ન થવાથી ઉપર જણાવેલી તમામ વસ્તુઓ દબાઈ જાય છે" ૨ અવગુણઆકર=અવગુણની ખાણ ૩ નાગરવેલ=અહિવલ્લી આ વેલ એવી વિચિત્ર છે કે જે વૃક્ષ ઉપર તે પડે છે તે વૃક્ષનો રસ પીને પોતે પ્રફુલ્લિત થઈ વૃક્ષને સુકવી નાખે છે જુઓ ટીકા પાન ૪૫

વિનાશ પામે સાર વસ્તુ ન ભાસતી આભાસમાં,
નિજ જાતની વેલી લતાઓ સર્વદા વિકાસમાં,
મન માંહિ આવી કુમતિવેલી દુઃખદ ફેલાય છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૧૪

આજ્ઞાગુણે બહુ બધ બાંધી વશ કીધેલી સર્વથા
ચાલે ચલાવી ઇન્દ્રિયો નિજ નીચ ગતિમાં સર્વદા,
બહુ દુષ્ટ કર્મો આદરે, સૌ તે મુખે શું વદાય છે!
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૧૫

મુખે અસત્ય અમાપ છે, તે પાપથી ડરતો નથી,
રે રે વિષયરસ કારણે સૌ યોજતો રચના મથી,
નિજ દુષ્ટ કર્મો દાટવા જાણે અસત્ય ઉપાય છે!
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૧૬

માતાપિતાથી તે ન લાજે કોઈ આવા કર્મથી,
ભ્રાતા ન ધ્યાને ધારતો, ડરતો નહીં જગશર્મથી,
સન્મિત્રની શિખ સ્વલ્પ નવ હૃદયે કદી સમજાય છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૧૭

રે કૃષ્ણ પક્ષે પામતી ક્ષય શશીકળા કર સાથમાં,
વિદ્યા વિનાસે તે પ્રમાણે, તર્ક વિપરિત હૃદયમાં,
પ્રતિ પળ પળે નિજ યોજનાની કલ્પનાથી તણાય છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૧૮

છે પ્રથમ તેમાં દામ, નવ કદી દામ વિના કામ છે,
રે વિષયપાશે નાખનારા કામ સાથે દામ છે,
ગિરિ રમ્ય નિરખી દૂરથી તહિં સુખ લેવા ધાય છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૧૯

ગુમાવી બેસે માલ મિલકત, પાયમાલ બની રહે,
અવસાનમાં તેથી તજાયે જે મહીં તે સુખ લહે,
હેવાન તેહ ગમાર તોએ કામઅંધ ચહાય છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૨૦

નવ પાસ વસુ, વ્યભિચારરસ નવ જંપ આપે ચિત્તમાં,
ક્યાંથી ધસે મન અલ્પ શુભ કાર્યે કદી ઉદ્યોગમાં ? !
અંતે અરે અતિ દુષ્ટ તેનો ચોરી એ ઉપાય છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૨૧
નથી સ્પર્શથી આકારથી જો કે અનલ[1] દેખાવમાં
કિન્તુ અહા બળી જાય કાયા દુઃખકર વ્યભિચારમાં,
તે દીર્ઘ આયુષ કાપી નાખે, વિષયીને કયાં ધ્યાન છે ? ![2]
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૨૨
મુખકાન્તિ નાસે, તેજ ભાસે નવ જરા તનરંગમાં,
ધીમે ધીમે દૃઢ વિષયથી વ્યાધિ વધે છે અંગમાં,
વ્યાધિ વધે, કાયા પીડાયે મૃત્યુ તરતજ પાસ છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૨૩
બળ કયાંથી ભાસે ! વિષયકેદી એદી દિસતો સ્વરૂપમાં,
પરતંત્ર પૂરો રાચતો તે મદનના વિષકૂપમાં,
નિજ કુળ નિર્મૂળ થાય છે, દિશ ચાર નામ ગવાય છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૨૪
સંકેત સ્થળ ભયકાર તે ગણી રમ્ય જાણે વાસ છે,
ક્રીડારતિની આદરે, મિથ્યા વિલાસાભાસ છે,
નીચ સ્થાનમાં સુખ માનવાને કયાં અરે શરમાય છે?!
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૨૫
જઇ જંગલે ખંડેરમાં તરૂવૃંદમાં જ્યાં ભય વસે,
કઇં જીર્ણ ગૃહમાં કેલિ માટે રાત્રિ ને દિવસે ધસે,
કાયા પડી રૂહે અંધકારે વિષયકેદી પીડાય છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૨૬

---

૧ અનલ=અગ્નિ. ૨ કહ્યુ છે કે “ परदारा न गन्तव्या· सर्ववर्णेषु कर्हिचित् । नहीदृशमनायुष्य त्रिषु लोकेपु विद्यते ॥ ભાવાર્થઃ—કોઈ પણ વર્ણની પરસ્ત્રી સાથે ગમન કરવું નહીં કારણ કે ત્રણ લોકને વિષે અનાયુષ્ય કરનારી અર્થાત્ આયુષ્ય ઘટાડનારી એના જેવી બીજી એકે વસ્તુ નથી.”

નિદ્રા તજી નિજ ભોગ માટે ભોગ આપે નેત્રનો,
કુદરત નિયમ નિજ કેમ છોડે ? થાય ગિરિ પછા દુ ખનો,
પશૂથી અરે પણ નીચ છે, પશૂને અતિ સુખવાસ છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૨૭
ગૂમાવી એમ સમય મિથ્યા માત્ર મળવા પર રમા,
તત્પર દિસે સાધેલ પળ, જો કે રમાને નવ તમા,
અપમાન નવ ગણુનાર તે, નિજ જાતનું નવ માન છે,[1]
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારાને ધિક્કાર છે. ૨૮
ચાલે ક્રીડા રતિરગની એકાત સ્થળમાં જે ગમે,
શી અધમ હાલત થાય છે જો કો પ્રવેશે તે સમે,
નીચ કર્મ સર્વે દાટવા દુ ખદ સ્થળે સંતાય છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૨૯
ફેલાય અપયશ સર્વમાં, તે ગુપ્ત વાત રહે નહીં,
સંતાય કે મરી જાય પણ તે વિશ્વ જાણે છે સહી,
મિથ્યા રતિસુખકારણે તે ભટકતો ભટકાય છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૩૦
પદ્માકરે પણ વાસ તેનો, મર્મ પક્ષ્માગ્રેથી દે,[2]
ઉદ્યાનની એકાંત માહે વિષયી નર ભમતો મદે,
આહારપાણી વિણ દુંઃખી પણ તેનુ તેને તાન છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૩૧
દેવાલયે પણ ઉપરથી બહુ ભાવ આણી જાય છે,
વંદે પ્રભુને હસ્ત જોડી, નમી નમી ગુણ ગાય છે,
કિન્તુ અરે મન દૃષ્ટિ બે પરનારના મુખ ઉપર છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૩૨

---

૧ કામાધ પુરૂષ સબન્ધી સસ્કૃત કવિ લખે છે કે “ दिवा पश्यति नोलूको काको नक्त न पश्यति । अपूर्व कोऽपि कामान्धो दिवा नक्त न पश्यति ॥ ભાવાર્થ —ઘુવડ દિવસે દેખતો નથી, કાગડો રાત્રે દેખતો નથી, પરન્તુ અપૂર્વ કામાધ પુરૂષ તો દિવસે અને રાત્રે પણ દેખી શકતો નથી, અર્થાત્ કામી પુરૂષ સદાય આધળો છે.” ૨ પક્ષ્માગ્રેથી=આખના ઇસારાથી.

દે દેવનું તે નામ પણ નિજ સાધનાનું કામ છે,
જનસમૂહ માંહે આદરે તોફાન, ઇશ નવ હૃદય છે,
ફંદે પડે ફંદે ફસાવે, લોકની નવ લાજ છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૩૩
દુઃખ કાય વેઠે આટલું તે વિષયરસના કારણે,
છોડે નહીં રતિરંગને સ્થિતિ અધમ જો કે બને,
શું સુખ છે પરનાર માંહે, દુઃખની એ ખાણ છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૩૪
ફેલાવી ચંદ્રિકા ભૂમિ પર ચંદ્ર ગગને શોભતો,
દેખી સુધાકરમુખ ગગને ઘેલું પંખી ચકોર તો,
તજી નારી ઇન્દુ પાસ નાશી મરણના વશ થાય છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૩૫
સુવર્ણ સમ વિલોકી કાન્તિ દીપજ્યોત્સ્નાની અરે,
બહુ હર્ષમાં આવી પતગો આસપાસે સૌ ફરે,
પછી ત્યાં ધસે છે સુખ દેખી, અગ્નિ માંહિ ફસાય છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૩૬
ભાનૂદયે વિલોકીને કાસારમા મૃદુ પદ્મને,
ભમતા ભ્રમર તહિં આવી બેસે, વાસઅંધા તે બને,
રાત્રે ફસાયે કોશ માંહે વાસનાથી મરાય છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૩૭
મૃદુ કર્ણપ્રિય ખુશકાર મધુરા રાગધ્વનિ થાતાં જરી,
નાદાંધ બનીને સર્પ ડોલે ભાન તજી નિકટ સરી,
અંતે ફસાયે નાદ માંહે પાશમાં પીડાય છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે, ૩૮
મૃગજળ નિહાળી સર બરાબર રમ્ય દેખાવે વને,
રખડી મરે છે અંતમાં હરિણો જુઓ જળકારણે,
આવો ખરે જગ માંહિ સૌ પરનારનો દેખાવ છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૩૯

મુખકાન્તિ દેખી ભ્રાન્તિ થાયે, શાન્તિ નવ હૃદયે વસે,
અવલોકી મિથ્યા સુખ નર તેમાં ફસાયે છે રસે,
રસમાં અને રસમાં અરે તે મરણથી ઘેરાય છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૪૦
જગ માંહિ વિષયે કોણ સુખી? કોણ સુખ પામી ગયા?
ઇંદુ થયો જુઓ ઋષિના શાપથી દુઃખી મહા,
રે કૃષ્ણપક્ષે શશીકળા ખિલેલી સર્વ કપાય છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૪૧
વિચાર તેવા દુષ્ટથી કષ્ટો શિરે આવે સહી,
અતિ રાવણે દુર્યોધને વળી કીચકે પીડા ગ્રહી,
નવ વિષયનું રતિ નામ ધારો મરણકર તે પાશ છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૪૨
વિષયી મગાયા કંઈક રાજા, બાદશાહી સૌ ગઈ,
જાહોજલાલી ઉડી ચાલી, પાયમાલી બની રહી,
પરનારથી વ્યભિચાર તે તરવાર કેરી ધાર છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૪૩
વિશ્વાસ પામે નાશ, કો નવ પાસ રાખી મર્મ દે,
અપકીર્તિ જામે લોક માંહે ધિક્ક મુખથી સૌ વદે,
નવ સ્નેહ રાખે કોઈ તેથી, સ્નેહીથીજ તજાય છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૪૪
વસુ ગ્રહણ કરવા હૃદય આપે, ઉપરથી બહુ સત્ય છે,
અંતે ઉતારે કૂપમાં તજી, એવી પ્રમદા જાત છે!
બોલાય "પ્રમદાબુદ્ધિ પાનીએ" કથન એ સત્ય છે,[1]
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૪૫

---

૧ પારકી સ્ત્રીઓ વિશ્વાસને પાત્ર નથી તે સંબંધી દૃષ્ટાંત સાથે સંસ્કૃત કવિ લખે છે કે " कुर्यान्न परदारेच्छां विश्वास स्त्रीषु वर्जयेत् । हतो दशास्यः सीतार्थी हतः पत्न्या विदूरथ ॥ ભાવાર્થઃ—પારકી સ્ત્રીની ઇચ્છા કરવી નહીં અને સ્ત્રીઓનો વિશ્વાસ રાખવો નહીં; જેમ સીતાને લેવાની ઇચ્છાથી દશમુખવાળો રાવણ મુઓ, અને વિદુરથે સ્ત્રીના ઉપર વિશ્વાસ રાખ્યાથી સ્ત્રીએ તેને માર્યો."

ભૂલાવી નરને રંગથી સકેતમાં પૂરનાર છે,
નિજ કાર્ય માટે કામબળથી સકળ તે હરનાર છે,
પાપે ઉતારે દુષ્ટ કર્મે, નાર નરકનું દ્વાર છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૪૬
છોડી સ્વકાન્તા સુખકરા શિદ નજર કરવી અન્યમા?
પોતાની સ્ત્રીમાં સુખ માનો નેત્ર ઠારો મુખમાં,
તે લક્ષ્મી રૂપે સુખ દે, આરામનો એ ઠામ છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૪૭
ઇશ્વર ધરો શિર સર્વદા, નવ અલ્પ તેથી દૂર ખસો,
જે જે કરો તે તે જુએ છે, સાથમાં જ્યા જ્યા વસો,
નવ દુષ્ટ કર્મો આદરો સૌ દૂર કરી જે સાર છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે ૪૮
શુભ નર તણો અવતાર છે આ વિશ્વ વિષે સર્વથી,
શિદ અધમ હાલત કરવી ભારે હાથથી વ્યભિચારથી,
શીલગુણના[1] પથે અચળ સૌ સુખનો નિધાન છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૪૯
મન શુદ્ધ રાખો, દૂર નાખો વૃત્તિ પાપી કર્મની,
સુખ આદરો નિજ રમણી સગે કેલિ કરી રતિરગની,
રમતા નહીં પરનાર સાથે, તેજ અતિ દુઃખકાર છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે ૫૦

---

૧ સોમપ્રભાચાર્ય કહે છે કે "तोयत्यग्निरपि स्त्रजत्यहिरपि व्याघ्रोऽपि सारगति व्यालोऽप्यश्वति पर्वतोप्युपलति क्ष्वेडोऽपि पीयूषति । विघ्नोऽप्युत्सवति प्रियत्यरिरपि क्रीडातडागत्यपा नाथोऽपि स्वगृहत्यटव्यपि नृणा शीलप्रभावाद्ध्रुवम् ॥ ભાવાર્થ —મનુષ્યોને શીલના પ્રભાવથી અગ્નિ પણ પાણી સમાન થાય છે, સાપ પણ ફૂલની માળા સમાન થાય છે, સિંહ પણ હરણ સમાન થાય છે, હાથી પણ ઘોડા સમાન થાય છે, પર્વત પણ સાધારણ પાષાણ સમાન થાય છે, વિષ પણ અમૃત સમાન થાય છે, શત્રુ પણ પ્રિય જન સમાન થાય છે, સમુદ્ર પણ રમવાના તળાવ સમાન થાય છે; વન પણ ઘર સમાન થાય છે, અર્થાત્ તમામ દુઃખ સુખરૂપ થાય છે"

પરનારથી ડરતા રહો, નવ સુખ લહો કાન્તિ મહીં,
નવ નજર કરતા, કદી ન ભમતા કેલિની ભ્રાન્તિ મહીં,
તેથી વસો દૂર, દૂર વાસે સૌ મહા સુખ સાર છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૫૧

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

સ્ફુરેલા ઉર તર્ક બ્હાર નિકળી આવી રહ્યા મુખથી,
લાગે આ મમ શબ્દ કર્ણકટુ જો માગું ક્ષમા ભાવથી,
આપે વૈદ્ય દવા ગુણી કટુ મહા છેદે તરૂ દુઃખનું,
રે છેદો વ્યભિચાર સાધન સદા માની મહા સુખનું. ૫૨

## પતિવ્રત.

સ્રગ્ધરા વૃત્ત.

રાજા શોભે પ્રજાથી, કુસુમ પરિમલે, દિન ભાનુથી ભારે,
વાડી વેલીલતાથી, કમળ ઉદકથી રમ્ય લાગે વધારે,
પાણી પદ્મે, શશીથી રમણીય રજનિ દીપતી દિવ્ય દિસે,
શોભે છે તેમ નારી સુપતિવ્રત થકી સર્વદા વિશ્વ વિષે, ૧
આત્મા માંહે ક્ષમા તે વીર પુરૂષ તણાં છે અલકાર ભારે,
આનંદી સૌ કવિતા રસમય કવિનાં, ધર્મીનાં છે દયા રે,
વક્તાનાં વાકયવાણી, સરસ કનકનાં રંગકાન્તિ અપાર,[૧]
તેજસ્વી તેમ સ્ત્રીનાં સુપતિવ્રત સદા છે અલકાર સાર. ૨

---

૧ ભર્તૃહરિ કવિ કહે છે કે " ऐश्वर्यस्य विभूषण सुजनता शौर्यस्य वाक्सयमो ज्ञानस्योपशमः श्रुतस्य विनयो वित्तस्य पात्रे व्यय·। अक्रोधस्तपस क्षमा प्रभवितुर्धर्मस्य निर्व्याजता सर्वेषामपि सर्वकारणमिद शील पर भूषणम् ॥ ભાવાર્થ —સપત્તિનું ભૂષણ સુજનતા, શૌર્યનુ થોડું બોલવું તે, જ્ઞાનનું શાન્તપણું, વિદ્વત્તાનુ વિનય, ધનનું પાત્ર જોઇને દાન કરવું તે, તપનુ અક્રોધ, મોટાઇનું ક્ષમા, ધર્મનુ નિષ્કપટ છે, અને એ સર્વનુ ભૂષણ તથા ઉપર દર્શાવેલા સર્વ ભૂષણના કારણરૂપ જે શીલ છે તેજ ઉત્તમોત્તમ ભૂષણ છે" વળી મણિરત્નમાળામાં કહ્યુ છે કે " किं भूषणाद्भूषणमस्ति शीलम्। ભાવાર્થઃ- ઉત્તમમાં ઉત્તમ ભૂષણ શુ છે ? શીલ."

તારામાં શ્રેષ્ઠ સૌથી મનહરણુ શશી, ગિરિમાં મેરૂ દિસે,
ધેનુમાં કામધેનુ, સકળ ખગ મહીં હંસ છે દિનનિશે,
શોભે ચંદન તરૂમાં, પશૂ મહિં ગજ ને પ્રાણીમાં માનવી છે,
સ્ત્રીગુણે તેમ જગ્તે સુપતિવ્રત સદા શ્રેષ્ઠ સૌથી અતિ છે. ૩
પામે દાને દરિદ્રી સકળ સુખ સદા સ્વર્ગ માંહે વધારે,
માતાપિતાની સેવાથી તનય સુખ લે, વૃદ્ધ સૌ ધ્યાન ધારે,
આત્મા, દિલે ધર્યાથી સકળ જીવદયા સુખ લે સ્વર્ગધામે,
સ્વર્ગે સૌ તેમ નારી સુપતિવ્રતપ્રભાથી મહા સુખ પામે. ૪[1]

---

## પૂર્ણિમાની ચાંદનીમાં ગરબો.

### ગરબી ૧ લી.

સખી પૂર્ણ પ્રફુલ્લિત ચંદ્ર, રાત્રિ સરસ ભાસે,
શશી શાન્તિકર સુખકંદ, શીતળ વદન હાસે,
વહે વાયુલહરી કંઈ મંદ, સુરભિ સરસ વાસે,
અહા સ્નેહી અહીં સખીવૃંદ, રમીએ રસઆશે. ટેક.
ગાનસહિત આજે રમીએ ઉલ્લાસે, જેથી મહા અંગ શાંતિ પ્રકાશે,
શોકની ભ્રાન્તિ વિનાસે રે, આજે રમીએ ઉલ્લાસે. ૧
ચંદ્રિકા ચંદ્રથી કેવી સરી છે! ભૂમિકાને કેવી શ્વેત કરી છે!
હૃદયમાં શાન્તિ ઠરી છે રે, આજે રમીએ ઉલ્લાસે. ૨
સર્વ સ્થળે ઈશરચના વિલોકે, આત્મ વશી રહે સુખ અશોકે,
ચિત્ત ધસે નવ શોકે રે, આજે રમીએ ઉલ્લાસે. ૩

---

૧ સોમપ્રભાચાર્ય કહે છે કે " हरति कुलकलंक लुपते पापपंकम्। सुकृतमुपचिनोति श्लाघ्यतामातनोति। नमयति सुरवर्ग हति दुर्गोपसर्गम्। रचयति शुचिशील स्वर्गमोक्षौ सलीलम्॥ (सिंदूरप्रकर) ભાવાર્થ —શુદ્ધ શીલ કુળના કલંકને દૂર કરે છે, પાપરૂપ કાદવને કાઢી નાખે છે, સુકૃતને વધારે છે, પ્રશસાને વિસ્તારે છે, દેવતાઓને નમાવે છે, ઉપાધિને હણે છે, અને લીલામાત્રમાંજ સ્વર્ગ અને મોક્ષને રચે છે અર્થાત્ સ્વર્ગ અને મોક્ષને આપે છે "

શીયલની સાડી સજો નિજ અંગે, જેથી શોભે તન વિધવિધરંગે,
ઈશ્વરી તેજ તે સગે રે, આજે રમીએ ઉલ્લાસે. ૪
તારા મહીં શશી લોચન લોભે, તરૂમહીં ચંદનથી ચિત્ત થોભે,
સ્ત્રીગુણમાં શીલ શોભે રે, આજે રમીએ ઉલ્લાસે. ૫
કોમળ પુષ્પ દીપે છે સુવાસે, પદ્મે સરોવર મનહર ભાસે,
શોભે સ્ત્રી શીયળપ્રકાશે રે, આજે રમીએ ઉલ્લાસે. ૬
ધાર્મિક ધર્મથી મોક્ષે વિરામે, દાતાર દાને વસે સુખધામે,
સ્ત્રી શીયળે સુખ પામે રે, આજે રમીએ ઉલ્લાસે. ૭
હસવું નહીં ઘણું કોઈજ કામે, વિચારી બોલ વદો સહુ ઠામે,
દૃષ્ટિ ધરો ભૂમિ સામે રે, આજે રમીએ ઉલ્લાસે ૮
નમ્રતા દિલ ને દૃષ્ટિમાં રાખો, નમ્ર વચન સદા મુખથી ભાખો,
અભિમાનને દૂર નાખો રે, આજે રમીએ ઉલ્લાસે. ૯
ગાવા જવું નહીં પરગૃહવાસે, દુર્ગુણી સખી ધરવી નવ પાસે.
કુસંગથી મતિ નાસે રે, આજે રમીએ ઉલ્લાસે. ૧૦
એક બીજાથી હળીમળી ચાલો, સપ છે શાન્તિસુધારસપ્યાલો,
કુસંપનું મુખ બાળો રે, આજે રમીએ ઉલ્લાસે. ૧૧
ખાલી તરો ન અજ્ઞાનતરંગે, વિદ્યા ગ્રહણ કરો અધિક ઉમંગે,
ધર્મના જ્ઞાનની સગે રે, આજે રમીએ ઉલ્લાસે. ૧૨
તોડવી નવ કદી ધર્મની રીતિ, જોડવી ઈશ્વરથી ખરી પ્રીતિ,
છોડવી નવ કદી નીતિ રે, આજે રમીએ ઉલ્લાસે. ૧૩
નીતિથી ગત ભવપાપ વિનાસે, સ્હાય કરે પ્રભુ આ ભૂમિવાસે,
તેમાં મહા સુખ ભાસે રે, આજે રમીએ ઉલ્લાસે. ૧૪

## ગરબી ૨ જી.

( ગાડી આવી ગુજરાત—એ રાહ )

સહુ લેવાને વિદ્યાદાન સખી ચાલો આજે નિશાળે,
બહુ ભણવાને વિદ્યાજ્ઞાન સખી ચાલો આજે નિશાળે. એ ટેક.
વિદ્યા કલ્પલતા સમી, વાંચ્છીત ફળ દેનાર,
બુદ્ધિ નિર્મળ તે કરે, સુધારે મનના વિચાર, સખી૦ ૧

વિદ્યા એ લક્ષ્મી[1] ખરી, ચોરી તે ન શકાય,
લુંટારા ન લુંટી શકે, દેખી નવ નજરે દેખાય, સખી૦ ૨
ખરચે તે ખૂટે નહીં, ઉલટી વધતી જાય,
એવી વિદ્યા લક્ષ્મી છે, શોભાવે છે મન ને કાય, સખી૦ ૩
વિદ્યા દીનબેની વળી નિરાધારઆધાર,
લો બેનો વિદ્યા સદા સુધરે જેથી આ સસાર, સખી૦ ૪
વિદ્યા કીર્તિ જગ મહીં ફેલાવે ચોપાસ,
ભ્રાંતિ મનની દૂર કરે, આપે અચળ મહા સુખવાસ, સખી૦ ૫

## ગરબી ૩ જી.

( રઘુપતિરામ હૃદેમા રહેજો રે—એ રાહ )

ચાલો બેનો પાઠ સત્યનો ભણીએ રે. એ ટેક.
સત્ય સાથે પ્રભુ છે પ્રતાપી રે, દઢ રાખે છે સ્હાયતા આપી રે,
નહીં સાચને આચ કદાપિ, ચાલો બેનો૦ ૧
સત્યથી મન શાંત રહે છે રે, નહીં ચિંતા હૃદયને દહે છે રે,
આફત દેખીને દૂર વહે છે, ચાલો બેનો૦ ૨
હરિશ્ચંદ્રને આફત આવી રે, કરી પૂરી કસોટી સતાવી રે,
નહીં આફત સત્યથી ફાવી, ચાલો બેનો૦ ૩
સત્યવાદી જગતને ભાવે રે, તેના પર સહુ પ્રેમ બતાવે રે,
સત્ય વિશ્વાસપાત્ર બનાવે, ચાલો બેનો૦ ૪
જુઠા જનને જગત ધિક્કારે રે, પાસે તેને ન કોઈ બેસારે રે,
દુંખમાં કોઈ તેને ન સભારે, ચાલો બેનો૦ ૫
જુઠા જનનું સદા મન ધડકે રે, સેજ ડરથી તેનું ચિત્ત ચમકે રે,
તેનું હૃદય બળે આગભડકે, ચાલો બેનો૦ ૬

---

૧ સભાતરગમા કહ્યુ છે કે " न चोरहार्य न च राजहार्य । न भ्रातृभाज्य न च भारकारि । व्यये कृते वर्द्धत एव नित्य । विद्याधन सर्वधनप्रधानम् ॥ ભાવાર્થ — વિદ્યારૂપી ધન ચોરથી ચોરાતુ નથી, રાજાથી હરાતુ નથી, ભાઇઓથી વહેચી શકાતુ નથી, કાંઈ ભાર કરતુ નથી અને કોઇને આપવાથી ઘટવાને બદલે નિરન્તર વધે છે, માટે વિદ્યાધન સર્વ ધનમા મુખ્ય છે."

સત્યવાદીની હસમુખી કાંતિ રે, તેને લેશ નહીં ભયભ્રાંતિ રે,
તેના હૃદયને છે નિત્ય શાંતિ, ચાલો બેનો૦ ૭
બેનો જુઠની ટેવ ન સેવો રે, પાડો સત્ય વચનની ટેવો રે,
લેશો તેથી મહા સુખમેવો, ચાલો બેનો૦ ૮

## ગરબી ૪ થી.

( ઓ વાંસલડી—એ રાહ )

પ્રભુ સુખદાતા! અરજ અમે કરીએ કર જોડી વદીએ,
પ્રભુ લાવી દયા માફ કરો અમ પાપ મુખે એ માગીએ.
પરિપૂર્ણ અમે સૌ જન પાપી, નિશદિન આજ્ઞા તમ ઉથાપી,
પ્રભુ તેની માફી દે આપી, પ્રભુ સુખદાતા૦ ૧
વાણી ઉચરીએ નવ સાચી, વળી અસત્ય વદીએ બહુ રાચી,
અમ બુદ્ધિ પાપી ને કાચી, પ્રભુ સુખદાતા૦ ૨
વળી દ્વેષ ક્રોધ કીધા ભારે, અભિમાન તજ્યો નવ કો વારે,
બહુ પસ્તાવો એ અત્યારે, પ્રભુ સુખદાતા૦ ૩
મોહે માયામાં મગ્ન થઈ, મિથ્યા સુખ માંહે વૃત્તિ ગઈ,
તમ નામ પવિત્ર વિસારી દઈ, પ્રભુ સુખદાતા૦ ૪
સૌ કીધાં કપટ કુકર્મ ઘણાં, નવ કરવા માંહે રાખી મણા,
લોભે મચી અગણિત જીવ હણ્યા, પ્રભુ સુખદાતા૦ ૫
નિંદા કરવા રસના દોડી, પ્રભુનામ સુખદ મનથી છોડી,
હવે સ્તવન કરીએ પ્રીતિ જોડી, પ્રભુ સુખદાતા૦ ૬
ભવસાગર આ પૂરો ખારો, જડતો નથી અમને કિનારો,
કર ગ્રહી કિનારે ઉતારો, પ્રભુ સુખદાતા૦ ૭
શિર પાપ તણો ભારો ભારે, નવ પુન્ય કીધાં આ જન્મારે,
પ્રભુ વ્હારે આવો આ વારે, પ્રભુ સુખદાતા૦ ૮
નવ છુટવાનો છે કો આરો, ધૂળધાણી થયો આ જન્મારો,
પ્રભુ અમને પામરને તારો, પ્રભુ સુખદાતા૦ ૯
લઈ ધ્યાન મહી સ્થિતિ દુ:ખચારી, સૌ પાપ અમારાં નિવારી,
ગતિ મહા સુખદાયી દો સારી, પ્રભુ સુખદાતા૦ ૧૦

---

## નીતિઆનંદ અથવા વસંતપૂર્ણિમા.

રાગ હોરી

પધારી આ વસંતકુમારી, સખી જો! પધારી આ વસંતકુમારી.
રમીએ ઉલાસે અતિ સુખઆશે ઉર ઉમગ પ્રસારી!
સુખમય ચંદા ગતિ ધારી મંદા દિવ્ય રહી તેજ મારી!
શું જોવા ક્રીડા આ પધારી!? પધારી આ વસતકુમારી. ૧
મનહર ચારૂ અતિ દિવ્ય વ્રીડા વસ્ત્ર સરસ અંગ ધારી,
જ્ઞાન સુચિત્રથી ભરપૂર વિદ્યા જ્ઞાનની મુકી કિનારી,
સજો સાડી એવી શ્રીકારી! પધારી આ વસંતકુમારી. ૨
સંપસુરંગે હળી મળી સગે મેળવીને સ્નેહવારી,
પરસ્પર છાંટી સખી રંગ અગે, અંગ ભિંજાવો અપારી,
સહુ અન્ય ભ્રાંતિ વિસારી, પધારી આ વસતકુમારી. ૩
નિશદિન રક્ષા કરે આપણી જે દુઃખનિધિમાંથી તારી,
ક્ષિતિપતિ ત્રાતા પ્રભુ શાતિદાતા તેની સ્તુતિ સૌ ઉચ્ચારી,
કરો ગીત આનદકારી, પધારી આ વસંતકુમારી. ૪
તાલ પુરાવો સહુ ગીત સાથે સદ્‌વ્રતની તાળી મારી,
મહા સુખ સગે સરો નીતિપથે આ રસ હૃદયે ઉતારી,
કરો નીતિઆનંદ ભારી, પધારી આ વસતકુમારી. ૫

---

## સખીની શિખામણ.

ગરબી (માનની, માનની, માનની—એ રાહ)

ધરજે ધરજે ધરજે રે, સખી! નીતિ તું અતર ધરજે! એ ટેક.
દૃષ્ટિ દિલે નમ્રતા પ્રસારી, સાડી તું સપની સજજે રે, સખી૦ ૧
સસરાસાસુથી જરા ન લડતી, દ્વેષી મતિથી દૂર ખસજે રે, સખી૦ ૨
આજ્ઞા તું લોપીશ નહીં પતિની, પતિસેવા નિત્યકરજે રે, સખી૦ ૩
નિશદિન સંગે વિચારી વદજે, કદી ન દિલ દુઃખવજે રે, સખી૦ ૪
ભણી ગણેલી સદ્‌ગુણી શાણી, તેની સંગતમાં વસજે રે, સખી૦ ૫

કદાપિ કારણ વિના ગૃહેથી બેની ન બ્હાર નિકળજે રે, સખી૦ ૬
પરઠામે ગાત ગાયન કરવા સ્ત્રીઓ મળી ન નિસરજે રે, સખી૦ ૭
સ્વધર્મ બેની નહીં તજીશ તું, પ્રભુ નિરતર સ્મરજે રે, સખી૦ ૮
ભણી ગણેલી તું સદ્‌ગુણી, શિક્ષા ન મારી વિસરજે રે, સખી૦ ૯
સદા મહા સુખ શાંતિ માંહે, પ્રભુપ્રતાપથી ઠરજે રે, સખી૦૧૦

---

## માની શિખામણ.

બિલાવર ( ભૂલ્યો મન ભમરા—એ રાહ )

માતાઃ—શાણી થજે વ્હાલી પુત્રી તું ' ત્યાં નવ તુજ માબાપ,
માની શિખામણ માહરી ડ્હાપણ હૃદયે સ્થાપ, શાણી૦ ૧
ધરજે સપ તું સર્વથી, નવ કરવો કંકાસ,
સામુ કદી નવ બોલવું, હવે સાસરે વાસ, શાણી૦ ૨
સાસુસસરાના કદી લોપીશ નવ તું બોલ,
તેમની સાથે બોલવું રાખી વાણી તોલ, શાણી૦ ૩
લાડ કીધાં પુત્રી ઘણા પાસે મા ને બાપ,
સાસુસસરાથી સદા ધરજે તું મેળાપ, શાણી૦ ૪
આશા પૂરી પરમેશ્વરે, પતિ સદ્‌ગુણનિધાન,
કર્માધીન આ વિશ્વ છે, કરજે નવ અભિમાન, શાણી૦ ૫
સેવા પુત્રી હે નિશદિને કરજે આણી વહાલ,
આજ્ઞા લોપીશ નવ કદી મારા વ્હાલા બાળ ! શાણી૦ ૬
વાણી વિચારી માપથી કરવી તારે વાત,
રીસ કરી નવ બોલવું વ્હાલી પ્રતિ દિનરાત, શાણી૦ ૭
બોલ નહીં તે બોલવા આત્મા જેથી દુઃખાય,
કરવાં સદ્‌કર્મો બહુ, ખુશ જેથી તે થાય, શાણી૦ ૮
ધર્મ પાળજે પ્રતિ પળે, છોડીશ નવ તે લેશ,
સમજણી બેન બની હવે, શું કહું તુજને વિશેષ ? શાણી૦ ૯
છાની રહે હે બાળકી ! કર નવ શોક લગાર,
દુઃખ દિસે નવ સાસરે, શિદ ખરવે જળધાર? શાણી૦ ૧૦

પુત્રીઃ–માત મુખે હું શું શું કહું? ત્યાં નવ દુઃખ લવલેશ,
માતપિતાના વિયોગથી, આવે રડવું વિશેષ, માત૦ ૧૧
સુખ મને સહુ સાસરે, તેજ પ્રભુનો પ્રતાપ,
સાસુસસરા ગુણનિધિ, પણ ત્યાં નવ માબાપ, માત૦ ૧૨
આવે સાર શૂકન ઘણા, નમી નમી કરૂં છું પ્રણામ,
માત સુખેથી જાઉં છું,
માતાઃ– શાંતિ મહા સુખ પામ, શાણી૦ ૧૩

## લગ્નોત્સવ.

### ઘોળ ૧ લું.

આવો બેનો મળી ગીત ગાઈએ,
માનો પ્રભુનો મોટો ઉપકાર, આનંદ અપાર,
પરણે કુંવર કોડીલો. ૧
લખી કંકુત્રીઓ પરદેશમાં,
સગાં સ્નેહી તેડાવ્યાં અનેક, બાકી નહીં એક, પરણે૦ ૨
હરખે માત પિતા બેન ભાઈઓ,
હરખે સ્નેહી સબંધી તમામ, હરખે વળી ગામ, પરણે૦ ૩
આવ્યા મડપે રાજદરબારીઓ,
આવ્યા શેઠ મોટા શાહુકાર, વળી સરદાર, પરણે૦ ૪
મુખે સાજનની શોભા શી ગાઈએ!
પિતા સર્વને દે આવકાર, કરે સત્કાર, પરણે૦ ૫
વાજાં વાગે છત્રીસે પ્રકારનાં,
વળી વિધ વિધ નૃત્યો થાય, ગવૈયા ગાય, પરણે૦ ૬
નોબત વાગે છે ગગનમાં ગાજે છે,
નોબતનાદ સુણી મેઘરાય, ખરે શરમાય, પરણે૦ ૭
ચિત્રકારે કેવાં ચિત્રો ચિતર્યાં!
દિસે મનહર રગ બેરંગ, કેવો છે ઉમંગ, પરણે૦ ૮

દીવા કેવા પ્રકાશે આ માંડવે !
જાણે તારામંડળ આવ્યું આંહિ, એવી છે નવાઈ, પરણે૦ ૯
કેવા ઘોડા હાથી ઝુલે આંગણે,
જાણે ઠાઠ રાજાનો જણાય, પિતા મલકાય, પરણે૦ ૧૦
આપ્યો પ્રભુએ દિવસ મહા સુખનો,
લગ્નઉત્સવ ઉઝવાય ઘેર, ઘણા હર્ષભેર, પરણે૦ ૧૧

ધોળ ૨ જું.[1]

બેનો ! સાહેલીઓ લઈ સંગમાં,
ચાલો સોળ સજી શણગાર, વરઘોડા મોઝાર,
ચાલ્યા વરવા વરરાજા. ૧
હાથી ઘોડા અનેક વરઘોડામાં,
સાબેલા જાણે રાજકુમાર, શોભા મનોહાર, ચાલ્યા૦ ૨
ડંકો ગાજે છે સ્વારીની આગળે,
ફરકે ગગનમાં કેવાં નિશાન, સૌને આપે જાણ, ચાલ્યા૦ ૩
વચ્ચે વચ્ચે વાજીંત્રો વાગે છે,
કેવા થાય અવાજ મધુર, મીઠા લાગે સૂર, ચાલ્યા૦ ૪
સાજન આગળ રચના રચી કેવી !
નાટકકારો કરે નાટારંગ, ચાલે સાજન સંગ, ચાલ્યા૦ ૫
આવ્યા સાજનમાં રાજદરબારીઓ,
આવ્યા નગરવાસીઓ તમામ, મુકી ઘરકામ, ચાલ્યા૦ ૬
ફૂલવાડી ખિલેલી છે ફૂલથી,
જાણે બાગ ખિલ્યો મનોહાર, શોભા શી અપાર, ચાલ્યા૦ ૭
શોભે કુવરનો ઘોડો કલંગી આ,
કચ્છદેશથી લાવ્યા આ ઠાર, બહુ મુલદાર, ચાલ્યા૦ ૮
સોના રૂપા ને જરીથી શણગાર્યો છે,
કેવો દિસે છે ભપકાદાર, ચાલે છટાદાર, ચાલ્યા૦ ૯
શોભે કુવર લાડકડો ઘોડા પરે,
નિરખે આખા નગરના લોક, મળ્યા થોકે થોક, ચાલ્યા૦ ૧૦

---

૧ આ ગીત વરપક્ષવાળી સ્ત્રીઓએ વરઘોડા વખતે ગાવાનું છે.

પાછળ ગુણવંતી નારીઓ ગાય છે,
નામણુ દીવો લીધો માએ હાથ, ઘણા હર્ષ સાથ, ચાલ્યા૦ ૧૧
કેવાં મંગળ ગીત ગવાય છે!
મહા સુખ આનંદ અપાર, વરતે જયજયકાર, ચાલ્યા૦ ૧૨

## ધોળ ૩ જું.[1]

આજે લગ્નનો ઉત્સવ આવીઓ,
શાણા ગુણવંતરાયના* ઘેર, ઘણા હર્ષભેર,
પરણે કુંવરી કોડીલી. ૧
આખા નગરમાં રંગ રંગાયો છે,
શોભે પાટનગર* સારી પેર, મનોહર શ્હેર, પરણે૦ ૨
મંગળ ગીત ગવાય આનંદમાં,
સ્ત્રીઓ ગાય મુખે ઘેર ઘેર, આનંદની લ્હેર, પરણે૦ ૩
જાન આવી છે સુવર્ણપૂરથી,*
કેવા વેવાઈ છે શ્રીમંત, મહા ગુણવત! પરણે૦ ૪
લાવ્યા સરકારી મંડળ જાનમાં,
સાથે સ્નેહી મિત્રો બુદ્ધિવંત, સાજન છે અનંત, પરણે૦ ૫
જોઈ ઠાઠ વેવાઈની જાનનો,
લોકો હરખે છે અંતર માંહિ, જાણે શી નવાઈ, પરણે૦ ૬
પિતા ગુણવંતરાય* હરખે ઘણા,
માતા મલકે છે લક્ષ્મીબાઈ,* નિરખીને જમાઈ, પરણે૦ ૭
ચોરીમંડપ કેવો શોભી રહ્યો!
જાણે ઇન્દ્રાપુરી બની સાર, શોભા શી અપાર! પરણે૦ ૮
રાજે મધ્યમાં મનહર* વરરાજા,
પાસે સુંદરી* કુંવરી સાથ, ગ્રહીને હાથ, પરણે૦ ૯
આજે કેવું શોભે છે આ દંપતી,
ઈંદ્ર ઈંદ્રાણી કાંતા કાંત, નહીં જરા ભ્રાંત, પરણે૦ ૧૦

---

૧ કન્યાપક્ષવાળી સ્ત્રીઓએ આ ગીત ગાવાનું છે. * આ શબ્દોના બદલે આ સ્થળે જે જે પોતાનાં નામ હોય તે તે નામ ગોઠવીને ગીત ગાવું.

મંગળફેરા ફરે છે જાયાપતિ,
શાસ્ત્રી ઉચરે છે આશિષશ્લોક, હરખે છે લોક, પરણે૦ ૧૧
નોબત ગાજે છે વાજીંત્ર વાગે છે,
સહુના પ્રભુએ પૂર્યા મનકોડ, ઘણું જીવો જોડ, પરણે૦ ૧૨
અમરવેલી વધો નિજ વંશની,
કાંત કાંતા રહો હસમુખ, પામો મહા સુખ, પરણે૦ ૧૩

---

## પુત્રધર્મ.

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

શાસ્ત્રો પૂજ્ય પવિત્ર તીર્થ[1] સરખાં માતાપિતાને ગણે,
સેવા તેમની પુન્યદાયી જગમાં, પાપાદિ પીડા હણે,
માનો દેવ સમાન દૈવી મૂરતિ ભક્તિ અનુરાગથી,
સેવા માતપિતાની નિત્ય કરવી સાચા પૂરા ભાવથી. ૧
તેઓના ઉપકારની ગણતરી કોઈ શકે શું કરી ?
દૃષ્ટિમાંથી અમિસુધારસ તણી ચાલે સરિતા સરી,
તેઓના પ્રીતિભાવની જગતમાં કો દિશ સીમા નથી,
સેવા માતપિતાની નિત્ય કરવી સાચા પૂરા ભાવથી. ૨
રાખી ઉદરની મહીં શ્રમ સહી, પાળી પ્રીતિરાગથી,
આપે છે જગ માંહિ જન્મ જનની અંગે પૂરા કષ્ટથી,
પાળે છે સ્તનપાનથી પળપળે સુવાડી આરામથી,
સેવા માતાપિતાની નિત્ય કરવી સાચા પૂરા ભાવથી. ૩
પોતાની દરકાર તે નવ કરે, ચિંતા ધરે બાળની,
કેવાં લાડ લડાવી પાલન કરે ઘેલી અધીરી બની,
પોતાનું દુઃખ તે નહીં મન ગણે, નિદ્રા ન લે સુખથી,
સેવા માતપિતાની નિત્ય કરવી સાચા પૂરા ભાવથી. ૪

---

૧ મહાનિર્વાણતંત્રમાં કહ્યું છે કે " मातरं पितरं चैव साक्षात्प्रत्यक्षदेवताम् । मत्वा गृही निषेवेत सदा सर्वप्रयत्नतः ॥ ભાવાર્થઃ—ગૃહસ્થે માતપિતાને સાક્ષાત્ પ્રત્યક્ષ દેવતા માની તેમની નિરન્તર સર્વ પ્રયત્નથી સેવા કરવી."

આવી રીત ઉછેરતી શિખવતી ભાષા મુખે બોલતાં,
હસ્તો બે પકડી ધીમે પગ થકી તે શિખવે ચાલતાં,
ચાંપે છાતીની સાથ તે હર ઘડી, માને અતિ પ્રાણથી,
સેવા માતપિતાની નિત્ય કરવી સાચા પૂરા ભાવથી. ૫
દુઃખે બાળ પીડાય તો દુ:ખી બને, ઉદાસ મુખે રહે,
તેને ચેન નહીં, નહીં કળ વળે, કાયા ભલી સુકવે
આવી લાગણી અન્ય કોણ ધરશે નિ:સ્વાર્થ ને સ્નેહથી?
સેવા માતપિતાની નિત્ય કરવી સાચા પૂરા ભાવથી ૬
મોટા આમ બનાવીને પરિશ્રમે વિદ્યા ભણાવે ભલી,
આપીને વ્યવહારજ્ઞાન જગનું ધંધે લગાડે વળી,
પંથે આમ ચડાવી જીંદગી તણા આશિષ દે મુખથી,
સેવા માતપિતાની નિત્ય કરવી સાચા પૂરા ભાવથી ૭
આ આભાર તણો નહીંજ બદલો વાળ્યો વળે કો સમે,[૧]
ઓછી છે ગણતા બધા જીવનમાં સેવા કરો જે તમે,
નિત્યે હાજર તેમના ચરણમા રહેવું ચહી ચિત્તથી,
સેવા માતપિતાની નિત્ય કરવી સાચા પૂરા ભાવથી. ૮
ઠારો આંતરડી સુખે ઘડપણે, સતોષ સૌ આપવો,
શાતિ સર્વ પમાડી ચાકરી કરી દુઆ ભલી મેળવો,
અતે મેળવશો મહા સુખ તમે તેઓની આશિષથી,
સેવા માતપિતાની નિત્ય કરવી સાચા પૂરા ભાવથી. ૯

## પુત્રવિલાપ.

શિખરિણી વૃત્ત

અતિ શાતાદાતા સુખકરણ માતા મુજ પરે!
વિના તારા ભારા અધિક દુ:ખના છે શિર પરે!

---

૧ મનુસ્મૃતિમા કહ્યુ છે કે "य मातापितरौ क्लेश सहेते सभवे नृणाम् । न तस्य निष्कृति शक्या कर्तु वर्षशतैरपि ॥ ભાવાર્થ —છોકરાને જન્મ આપી ઉછેરવામાં માતાપિતાને જે દુ ખ સહન કરવુ પડે છે તેનો બદલો છોકરાઓ સેંકડો વર્ષો સુધી સેવા કરવાથી પણ વાળી શકતા નથી."

નથી શાન્તિ, ભ્રાન્તિ મહિ પળપળે છું ભટકતો!
જરી ભાસે વાસે સુખ ન કદી, ને શોક દિસતો! ૧
અભાગી હું, ભાગી સ્થિતિ સુખ તણી આજ પળથી!
ખરે જાગી લાગી દુઃખની દિલમાં આગ બળથી!
તું સભાળી પાળી દુ.ખ દિલ તણાં દૂર કરતી!
નિહાળી નિહાળી ઉલટ થકી તું મા મલકતી! ૨
પ્રીતિ નિત્યે ચિત્તે ધરતી, સઘળા રોગ હરતી!
મને દુ ખી દેહે નિરખી મમ મા તું દુઃખી થતી!
વિસારૂ શું તારી મૂરતિ! મનમાં તે રમી રહી!
છબી તારી સારી નજરથી જરી છે દૂર નહીં! ૩
રતિ પ્રીત તારી વિસરતી નથી માત મનમાં!
વિના તારા માતા! બળ બહુ કરે આધિ તનમાં!
પૂરે પાતી પ્યાલો પ્રતિ પળપળે પ્રેમપયનો!
મને દેખી તારો અધિક ઝરતો પ્રેમ મનનો! ૪
જઈ કોની પાસે અશન કરૂં માતા ઉલટથી!
વિના તારા પાળે શિશુ જરી બીજું કોણ પ્રીતથી?
પ્રભુ! શું તે કીધુ જલદીથી શિશુ માત વિણનું?
રડું કોની આગે તુજ વગર મા દુઃખ દિલનું? ૫
દયાળી આનદે સુખની મહિં સુવાડતી હતી!
અપાશે કોનાથી તુજ વગર આવું સુખ રતિ?
બન્યો હુ દુર્ભાગી! નશીબ તણી દોરી તુટી હવે!
કરેલાં પાપો સૌ અતિશય નડે આ દુરભવે! ૬
ગુણો ને પ્રીતિનો જરીક બદલો નાજ વળશે,
અતિ પ્રીતિ કેવી! જગત મહિં તે કોણ કળશે?
વિના તારા મારૂં બદન દુઃખઅગ્નિથી બળશે!
વિના તારી મૂર્તિ નયન મમ ભિંજાઈ મરશે! ૭
પ્રતિ દિને મારા વદન પર તિમિર ઠરશે!
વિના પ્રેમી હસ્તો કળ હૃદયને નાજ પડશે!

યુવાનીના તોર મહીં ઈશ્વરને ગણે નહીં,
સ્મરે પ્રભુ જ્યારે ખરી આવે જરા નમતી;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ,
ઠોકર વાગે છે ત્યારે સમજ આવે અતિ.

**૯૭. न जाने जानकीनाथ प्रातःकाले किं भविष्यति.**

ભ્રમર કમળવાસે રહે પ્રભાતની આશે,
રાત રહી પદ્મપાશે મરી પૂરો થાય છે;
નહીં હોય દુઃખ નસે, સુખમાં શરીર વસે,
સાપ આવી રાત્રે ડસે, પ્રાણ ઉડી જાય છે;
વાત કોઈ ભવિષ્યની જગ મહીં જાણે નહીં,
ફેરફારી પળ મહીં નજરે દેખાય છે;
કહે મહાસુખ સુણો ન જાને જાનકીનાથ!
પ્રભાતે કિં ભવિષ્યતિ કથન કથાય છે.

**૯૮. આહાર એવો ઓડકાર.**

વદો મુખે જેવી વાણી છાપ તેવી પાડવાની,
બુરાની બુરી નિશાની, સાર થકી સાર છે;
પુન્ય થકી સ્વર્ગધામ, પાપ થકી નર્કઠામ,
કર્યું હોય જેવું કામ તેવું તો થનાર છે;
લસણ તણો આહાર ખોટો લાવે ઓડકાર,
કસ્તુરીનો ખુશકાર સાર આવનાર છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
પેટમાં જેવો આહાર એવો ઓડકાર છે.

**૯૯. બેસવાની ડાળ ભાગવી નહીં.**

જેના વડે શાન્તિ થઈ આપદા સઘળી ગઈ
વ્હાવું બુરૂં તેનું નહીં, પ્રીતિ પૂરી રાખવી;
કૃતઘ્ની[1] ન થવું કદા, કૃતજ્ઞી[2] રહેવું સદા,
આવે ભલેને આપદા બુદ્ધિ ન બગાડવી;

---

૧ કૃતઘ્ની=ઉપકાર ભૂલી જનાર, નીચ ૨ કૃતજ્ઞી=આભારી

ડાળ પર પોતે ચડે, કાપે તે કુહાડી વડે,
ડાળ સાથે પોતે પડે, પીડા હાથે પામવી;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
કોઈ કાળે બેસવાની ડાળ નહીં ભાગવી.

**૧૦૦. એકડા વિના સો મીડાં નકામાં.**

લશ્કર છે બળવાન, પણ ન જો આગેવાન
કુવામાં પડે તમામ, હાર પૂરી ખાય છે;
સુંદરી શોભામાં સારી, સર્વ અંગ મનોહારી,
પણ શીલ માંહે ખામી, શોભા મારી જાય છે;
કવિતા ઝમકવાળી, ઝડઅનુપ્રાસવાળી,
પણ જો ન અર્થવાળી, નકામી લેખાય છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
એકડા વિના સો મીડાં નકામાં ગણાય છે.

---

## હૃદયની આશિષ.

શિખરિણી વૃત્ત.

વસો દીર્ઘ સ્થાયિ નિશદિવસ સિદ્ધિ સદનમાં!
વસો દીર્ઘ સ્થાયિ નિરમલ કરુણા નયનમાં!
વસો દીર્ઘ સ્થાયિ અતિ વિમળ બુદ્ધિ વદનમાં!
વસો દીર્ઘ સ્થાયિ અધિક સુખશાન્તિ બદનમાં! ૧

વિનાસો શત્રુ સૌ! દુઃખકર બળો આધિ મનની!
વિનાસો વિઘ્નો સૌ સહુ દૂર હજો વ્યાધિ તનની!
થજો કર્માદિ સૌ નિરમૂળ! ઉપાધિ દૂર થજો!
મહાસુખાનંદે જયજયથી પુષ્પાંજલિ હજો! ૨

---

## સન્મિત્રમંડળઆનંદ.

રાગ સીહાનો કાનરો

શાન્તિ વિકાસતી આજ પ્રસંગે,
નીતિ સુધારસ અંતર રંગે, શાન્તિ૦ ૧
પ્રીતિ પરસ્પર કેવી છવાઈ!
જેવી વશી રહી પંકજભૃંગે, શાન્તિ૦ ૨
ચાલી પરસ્પર સંપસરિતા,
મિત્ર તરે સહુ એક તરંગે, શાન્તિ૦ ૩
ભાઈ સમાન જણાય સગાઈ,
માન બડાઈ જણાય ન અંગે, શાન્તિ૦ ૪
ધાર્મિક નૈતિક આર્થિક ચર્ચા
વાદ વિનોદ કરાય ઉમંગે, શાન્તિ૦ ૫
જ્ઞાન સુધામૃત પાન કરે સૌ,
ગર્ક રહે સરીતિ રસરંગે, શાન્તિ૦ ૬
કાવ્ય નીતિરસનાં ઉચરાયે,
ગાન ગવાય સતાર મૃદંગે, શાન્તિ૦ ૭
સ્હાય કરો પ્રભુ મંડળ માગે,
મસ્તક નિજ મુકી ઉતસંગે, શાન્તિ૦ ૮
આશ પૂરો પ્રભુ દીનદયાળુ!
મંડળ ગાય મહાસુખ સંગે, શાન્તિ૦ ૯

---

## નીતિ તરંગ સમાપ્ત.

# વૈરાગ્ય તરંગ.

## પરમાનંદ.[1]

ગઝલ ( મનમેલકો ધોયા નહીં—એ રાહ. )

ચેતન ! રહે આનંદમાં, દિલ દિલગીરી કરતો નહીં,
છોને ભલે આફત પડે, ખુશ તેથી થા તું મન મહીં. એ ટેક.
આ દેહના નિજ પાપના જે દડ વળગ્યા છે ઘણા
ફટકા પડે તે દંડના તેમાં નવાઈ શી કહી? ચેતન૦ ૧
આફત પડે છે જેટલી શિક્ષા ઘટે છે તેટલી,
જે દુઃખથી શિક્ષા ટળી તે દુખ નવ ગણવું કંઈ, ચેતન૦ ૨
આ દંડ દૂર કરવા અરે પ્રભુધ્યાન જ્ઞાની તો ધરે,
કોઈ સમાધિ આદરે, કો તપ કરે ક્ષુધા સહી, ચેતન૦ ૩
સુનાર સુખે બગલે તેવા ફકીરીભેખ લે,
ધૂણી ધખાવે જંગલે ઘરબારને છોડી દઈ, ચેતન૦ ૪
આ આ બધું શા દુઃખથી કરવું પડે છે હાથથી?
છુટા થવાને દંડથી આ સૌ કરે કાયા દહી, ચેતન૦ ૫

---

૧ આ દુનિયામા જે સુખ અને દુખ છે તે પુન્ય અને પાપના કર્મોનું પરિણામ છે અને તે દરેક પ્રાણીને ભોગવવું પડે છે. પાપના કર્મોનો ઉદય થવાથી દુખની શરૂઆત થાય છે અને આત્મા પીડાય છે અર્થાત્ આત્મા પાપનું ફળ ભોગવે છે જ્યારે આત્મા પાપનુ ફળ ભોગવી રહે છે ત્યારે તે દુખમાથી મુક્ત થાય છે અને તે કર્મનું ફળ ફરીને ભોગવવાનુ રહેતુ નથી અર્થાત્ જે જે દુખ ભોગવવાં પડે છે તે તે દુખ કર્મોનો ક્ષય કરી તેમાંથી મુક્ત કરે છે એટલે કે દુખ આત્માને કર્મ રહિત બનાવે છે આત્મા જ્યારે કર્મ રહિત બને છે ત્યારે મોક્ષને પામે છે આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે દુઃખજ મોક્ષનો રસ્તો બતાવે છે આજ હેતુથી સાધુ સન્યાસી, ફકીર, વીગેરે વૈરાગી લોકો મહા તપ કરી કાયાને હરેક પ્રકારે કષ્ટ આપે છે અને તેમાજ આનદ માને છે, માટે જે દુખ ઉત્પન્ન થાય તેથી દિલગીર નહી થતાં તેને મોક્ષનું સાધન માની સુખ તરીકે ગણી આનદમાં રહેવું આ પ્રમાણે આ કાવ્યનો ભાવ છે

આફ્ત તને છુટો કરે તુજ દંડમાંથી આખરે,
તો દુઃખથી શાને ડરે? ઉર હરખ તું હીંમત ગ્રહી, ચેતન૦ ૬
શિક્ષા પૂરી જ્યારે થશે તુજ પાસ મુક્તિ આવશે,
આ જન્મ મૃત્યુ દૂર જશે, સુખ અન્ય એવું ક્યાં અહીં? ચેતન૦ ૭
જેને કહે આ સુખ છે તે સુખ નવ પણ દુઃખ છે,
મુક્તિ જ તેથી વિમુખ છે, મળશે સુખે નવ તે કહીં, ચેતન૦ ૮
સુખે પ્રભુ નવ સાંભરે, દુઃખમાં સ્મરે છે અતરે,
સુખ સારૂં કે દુઃખ આખરે? વિચારીને કહેને સહી, ચેતન૦ ૯
કર સંગી પ્રભુને પદપદે, આનદી રહે તું આફ્તે,
જે છે મહા સુખ અચળ તે છૂપાયું છે તેમાં જઈ, ચેતન૦ ૧૦

---

## જઈશ શું તું મને છોડી[1]!

ગઝલ

કહું મુખથી તને શું શું! નહીં રસના[2] મુખે ચાલે!
હૃદય ઉભરાય છે શોકે! જઇશ શું તું મને છોડી! ૧
ફરી ક્યાંથી નિહાળીશ હું? કરીશ કોના થકી વાતો?
અહા આ શું? બન્યુ કેવું! જઇશ શું તું મને છોડી! ૨
રમત થતી સર્વ ઉમંગે! ગયો રે રે સમય તે તે!
હવે દુઃખી દશા કેવી! જઇશ શું તું મને છોડી! ૩
ખુટે શિદ આંસુ આંખેથી? ખુટે શિદ શોક અતરથી?
ધીરજ શાને રહે હૃદયે? જઇશ શું તું મને છોડી! ૪
દયા શું તને નથી થાતી સદાના તુજ સ્નેહીની!
અરે રે હાય આ કેવું!! જઇશ શું તું મને છોડી! ૫
કહાં શોધીશ હું તુજને? મળે ક્યાંથી ફરીને તું?
અરે આ શું સમય છેલ્લો? જઇશ શું તું મને છોડી! ૬

---

૧ આ કાવ્યમાં મરણના બિછાને પડેલા પોતાના સ્નેહી જન પ્રત્યે નિરાશાથી ઘેરાયેલા ચિંતાતુર સ્નેહી જનના ઉદ્ગાર છે ૨ રસના=જીભ.

હૃદયની કોની આગે હું કહીશ મુખથી અરે સ્નેહી?
અરે તું તો ઉડી જાયે! જઇશ શું તું મને છોડી! ૭
હતું જે તે રહ્યું હૃદયે! અફળ છે સર્વ બાકી જે!
લખેલું તે ન ભૂસાયે! જઇશ શું તું મને છોડી! ૮
નહીં લાવ્યાં સરે આંસુ! કર્યાં નવ શોક ઉભરાયે!
હૃદયની છે ગતિ ન્યારી! જઇશ શું તું મને છોડી! ૯
સ્મરૂ શું શું પ્રથમનું હું? કપાઈ જાય અતર આ!
પ્રથમની મૂર્તિ તારી કયાં? જઇશ શું તું મને છોડી! ૧૦
કૃષિત[1] કાયા બની કેવી! નહીં રૂધિરબિન્દુ[2] છે!
પીડાયે હાડપિંજરમાં! જઇશ શું તું મને છોડી! ૧૧
હતો મમ ભાગ સૌ વાતે! નહીં આ કષ્ટમાં ફાવે!
તું આ રીબાય! હું દેખું! જઇશ શું તું મને છોડી! ૧૨
કરૂ શું હું? નહીં ચાલે કઇં મારૂ વિધિ આગે!
કરૂ હુ શું? જવું રે કયાં? જઇશ શું તું મને છોડી! ૧૩
હસતું મુખ તે છે કયાં? ગયા શબ્દો મધુર મુખના!
હવે નિરાશ આશામાં! જઇશ શું તું મને છોડી! ૧૪
ક્ષમા કરજે મહાસુખને! કહું હું શું બહુ તુજને!
ટુકામાં સર્વ માની લે! જઇશ શું તું મને છોડી! ૧૫

---

## સ્મશાન પથારી છે અંતે![3]

ગઝલ.

કરે શિદ આમ તું સ્નેહી? ભરે શિદ આંખ આંસુથી?
હૃદય ભેદાય છે મારૂં! સ્મશાન પથારી છે અતે! ૧
ગયા મોટા! ગયા નાના! સહુ જે જાયું[4] જાવાનું!
રડે શાને? રહે છાનો! સ્મશાન પથારી છે અતે! ૨

---

૧ કૃષિત=સુકાયેલી, હાડપિંજર જેવી. ૨ રૂધિરબિન્દુ=લોહીનુ ટીપુ. ૩ આ કાવ્યમાં નિરાશ અને ચિંતાતુર સ્નેહી જન પ્રત્યે માંદગીના બિછાને પડેલા તેના સ્નેહી જનના આખરના ઉદ્ગાર છે ૪ જાયુ=જન્મેલુ.

નહીં ઉર શોક કંઈ કરવો! થવાનું થાય છે જગતે!
ધીરજ ધર અંતરે સ્નેહી! સ્મશાન પથારી છે અંતે! ૩
સહુ ગત વાત વિસારી હૃદય કર વજ્રના જેવું!
બન્યો શું સ્તબ્ધ ઉદ્વેગે! સ્મશાન પથારી છે અંતે! ૪
તને દેખી દુઃખી ભારે! વિચારો થાય છે તારા!
રહે છાનો પ્રિય સ્નેહી! સ્મશાન પથારી છે અંતે! ૫
સ્મરીશ નવ કાંઇ તું હૃદયે! બને છે તે તું દેખી લે!
નહીં કંઈ આપણુ ચાલે! સ્મશાન પથારી છે અંતે! ૬
વધુ તો શું હવે કહેવું! પ્રથમનો ખેલ તો ચાલ્યો!
હિમત ધરને! કરે છે શું? સ્મશાન પથારી છે અંતે! ૭
નહીં છોડીશ નીતિને! કરીશ ઈશથી મહા પ્રીતિ!
રીતિ આવી સદા ધરજે! સ્મશાન પથારી છે અંતે! ૮
ગુણો તારા ન ભૂલાયે! નહીં બદલો વળાયો છે!
ગણી લે જે ગમે તુજને! સ્મશાન પથારી છે અંતે! ૯
ભૂલો મારી હજારો છે! ક્ષમા દેજે મને સ્નેહી!
હવે હું જાઉં છું છોડી! સ્મશાન પથારી છે અંતે! ૧૦
ભિજવ નવ વસ્ત્ર આંસુથી! નહી મિથ્યા કરીશ કાંઇ!
હૃદય શાન્તિ હવે ધરને! સ્મશાન પથારી છે અંતે! ૧૧
સદા સંગે રમત કીધી! સદા અંગે ગમત લીધી!
હૃદયથી તે ન ભૂસાયે! સ્મશાન પથારી છે અંતે! ૧૨
હૃદય શિદ આમ તું બાળે? વૃથા ફાંફાં હવે સ્નેહી!
જવાનું સર્વને સાચું! સ્મશાન પથારી છે અંતે! ૧૩
વદન ભિજાવ્યું આંસુએ! નહીં શિદ મુખથી બોલે?
નહીં કર શોક તું સ્નેહી! સ્મશાન પથારી છે અંતે! ૧૪
કહેલા શબ્દ રીસમાં જે નહી લાવીશ તું ધ્યાને!
રહે છાનો મહાસુખ તું! સ્મશાન પથારી છે અંતે! ૧૫

---

## પછી શાને રડે છે તું ?[1]

ગઝલ.

જગતમાં સર્વ જાયું તે જવાનું સત્ય છે ચેતન !
હૃદયમાં આવું જાણે છે પછી શાને રડે છે તું ? ૧
વિધિના લેખ નવ જાયે, થવાનું હોય તે થાયે,
ઉદય ને અસ્ત ચાલે છે, પછી શાને રડે છે તું ? ૨
ઉગે છે પૂર્વ દિશાએ કિરણ ફેંકી મહા ભાનુ,
ફરી તે અસ્ત સાંજે જો ! પછી શાને રડે છે તું ? ૩
નહીં સ્થાયિ જગતમાં કો, પળે પળ સર્વ બદલાયે,
સરે છે દુઃખ સુખ સંગે ! પછી શાને રડે છે તું ? ૪
કમળ જોને હસે કેવું ખિલી રંગે પ્રભાતે હા !;
રડે કેવું પ્રદોષે[2] તે ! પછી શાને રડે છે તું ? ૫
તને શિખ દે સદા કુદરત ! નહીં કિન્તુ વળે શાન્તિ !
'થયું' 'ન થયું' નહીં થાશે ! પછી શાને રડે છે તું ? ૬
વિસારી દે સહુને તું ! ધરી ધીર શાંત થાને તું !
ગયું પાછું નહી આવે ! પછી શાને રડે છે તું ? ૭
વૃથા તું નેત્ર ભિંજાવે ! વૃથા શોકાબ્ધિમા[3] ડુબે !
થશે નવ ચિત્તનું ધાર્યું ! પછી શાને રડે છે તું ? ૮
કુમુદકાંતા હસે રાત્રે શશી દેખી ખિલી અંગે,
સવારે તે દુઃખી કેવી ! પછી શાને રડે છે તું ? ૯
ઘણા વિતર્ક નવ કરવા, હવે વિચારવાનું શું ?
ગયો સૌ રંગ હાથેથી ! પછી શાને રડે છે તું ? ૧૦
ન આંસુથી ફરી આવે ! નહીં ઉદ્વેગથી આવે !
ગયું તે તો ગયું સાચું ! પછી શાને રડે છે તુ ? ૧૧

---

૧ પોતાના સ્નેહીજનના મરણથી શોકાવેશમા આવી, આંસુ નાખી, ભરેલુ હૃદય ખાલી કરી, વૈરાગ્યના વિચારમા ગર્ક બની, ચિત્તને શાંત્વન આપવા પોતે પોતાના ચેતન પ્રત્યે ઉદ્દગાર કાઢે છે. ૨ પ્રદોષે=સાંજે. ૩ શોકાબ્ધિમા=શોકરૂપી દરિયામાં

કંઈ ઉપાયથી તારૂં નહીં વળશે, વૃથા ફાંફાં!
ગણી લે સ્વપ્નના જેવું! પછી શાને રડે છે તું? ૧૨
સમજ એવી તું જાણે છે જગત છે સ્વપ્ન તુલ્યે આ!
ગઈ સહુ વાત સભારી પછી શાને રડે છે તું? ૧૩
ગણી લે એક આ નિદ્રા હતી લીધી રમી સ્વપ્ને!
ઉડી ચાલ્યુંજ તે સ્વપ્નું! પછી શાને રડે છે તુ? ૧૪
હૃદય ભ્રાન્તિ કરી દૂરે મહા સુખ શાન્તિ તું ધરને!
ગયું પાછું નહીં આવે! પછી શાને રડે છે તુ? ૧૫

## ગયું પાછું નહીં આવે[1]!

ગઝલ

ગયું મૃદુ પુષ્પ સુકાઈ! હવે ક્યાં તે ફરી પામું?
કરૂં શું કોટી ઉપાયો? ગયું પાછું નહીં આવે! ૧
રહી ગઈ વાસ તેની સૌ! વિસારી શિદ વિસરે તે?
અરે તેને કહાં શોધુ? ગયુ પાછું નહીં આવે! ૨
પ્રભાતે શું હસતું તે ખિલી અગે રસે રગે!
દશા કેવી હવે દેખુ? ગયું પાછું નહીં આવે! ૩
વૃથા ચેતન્ ધરે ભ્રાન્તિ! હવે શું દેખવાનું છે?
સ્મરી શિદને રડે છે તું? ગયું પાછું નહીં આવે! ૪
સહુ રૂપ રંગ રસ ચાલ્યાં? રહ્યા આભાસ અંતરમાં!
સ્મરીને શું કરીશ ચેતન્? ગયું પાછું નહીં આવે! ૫
ભલે ઉદાસ તું રહેને! ભલે ભર અંગ ઉદ્વેગે!
ભલે ભમ ભ્રાંતિભ્રમણામાં! ગયું પાછું નહીં આવે! ૬
ભલે ભણ શબ્દ સ્તુતિના! ભલે કર યાચના ચાહી!
ભલે ભર નેત્ર આંસુએ! ગયું પાછું નહીં આવે! ૭
ભલે કર દામખર્ચ મહા! ભલે ધર હામ દુઃખ લેવા!
ભલે કર કામ ચાહે જે! ગયું પાછું નહીં આવે! ૮

૧ આ કાવ્યમા પોતાના સ્નેહીજનના મરણથી સખેદ બની તેનો સ્નેહીજન પોતાના મનને ધીરજ અને સતોષ આપી આગ્રહપૂર્વક સમજાવે છે.

મહા વાજીંત્રના નાદો ભલે કરને શ્રવણ માંહે !
સરે કાને અરે ક્યાં તે? ગયું પાછું નહીં આવે ! ૯[1]
ભલે ભણ મંત્ર તું મોહે ! ભલે કર તંત્ર વાણીએ !
નહીં જાગે ! નહીં બોલે ! ગયું પાછું નહીં આવે ! ૧૦
ભલે જો માનદૃષ્ટિએ ! ભલે જો રીસથી સામે !
નહીં રીઝે ! નહીં ખીજે ! ગયું પાછું નહીં આવે ! ૧૧
ભલે દરકાર કર તેની ! નહીં દરકાર તેને છે !
નહીં હાલે ! નહીં ચાલે ! ગયું પાછું નહીં આવે ! ૧૨
અરે સ્નેહી મહાસુખના? મળીશ ફરી કે રહીશ જ્યાં છે !
વૃથા ચેતન્ કરે તર્કો ! ગયું પાછું નહી આવે ! ૧૩

---

## હૃદયની આ કહું કોને ?[2]

ગઝલ

વિચાર્ શું સ્મરી ચિત્તે? ઉરે ઉભરાય ઉભરા હા !
હૃદયમાં માર્ગ નવ ભાસે ! હૃદયની આ કહું કોને ? ૧

---

૧ આ સબંધમા અંગ્રેજ કવિ થૉમસ્ ગ્રે એક કાવ્યમાં લખે છે કે—

"Can storied urn, or animated bust,
Back to its mansion call the fleeting breath ?
Can Honour's voice provoke the silent dust ?
Or Flattery soothe the dull cold ear of Death ?"

ભાવાર્થ—સગુણ ચરિતાશય અને સજીવ મૂર્ત્તિ સમાન કૃત્રિમ ભવ્ય પ્રતિમા શું આત્માને અગવાસમા ફરીને લાવવાને શક્તિવાન છે? શુ કીર્તિધ્વનિ નિર્જીવ દેહને જાગૃત કરી શકશે? અને શું પ્રશંસાના શબ્દસ્વરો પ્રાણહીન કાયાના મદ મૃત અને શીત બનેલા શ્રવણમા પ્રવેશ કરવાને સશક્ત છે? ના, નહીંજ

૨ આ કાવ્યમા મરણ પામેલા સ્નેહીજનના શવને સ્મશાનભૂમિમાં બળતુ દેખી ગત વસ્તુના સ્મરણથી ઘેરાઈ જઈ તેનો સ્નેહી અતિ ઉદાસ બની સ્નેહીજન પ્રત્યે ઉદ્‌ગાર કાઢી પોતાના દુ:ખી અંત:કરણનો અને સ્મરણનો ઉભરો બહાર કાઢે છે

અહા મુખહાસ ક્યાં દેખું? ગયા ક્યાં સ્મિતઆનંદો?
બળી જાયે હૃદય મારૂં! હૃદયની આ કહું કોને? ૨
અરે મૃદુ સાદ ક્યાં શોધુ? હવે ક્યાંથી સરે કાને?
ગયો ઉડી અરે રે ક્યાં?! હૃદયની આ કહું કોને? ૩
અહા સ્નેહી! પ્રિય સ્નેહી! હવે તુજને કહાં દેખું?
ખસે નવ ચિત્ર નેત્રોથી! હૃદયની આ કહું કોને? ૪
રમત ગમતો થતી જે જે, મુખેથી વાદ જે થાતા,
હવે તે ક્યાં? પડ્યો છુટો! હૃદયની આ કહું કોને? ૫
કદી તું ગુપ્ત સ્થાને જો સરીને આવને સગે!
વૃથા આ શી હૃદયભ્રાન્તિ! હૃદયની આ કહું કોને? ૬
જરા અડતાં દુ:ખી થાતું શરીર તે આજ અગ્નિમાં!
ધૂમાડા શા ઉડે ગગને! હૃદયની આ કહું કોને? ૭
નિકળતી અગ્નિની જ્વાળા! નિકળતા હાય ભડકા શા!
અરે! આ શું અહીં દેખું? હૃદયની આ કહું કોને? ૮
ગઈ તુજ કાય બદલાઇ! બળીને ખાખ થઇ ચાલી!
ઉડી ગઇ રાખ આકાશે! હૃદયની આ કહું કોને? ૯
અરે કોઈ ફરી લાવે! વિતર્કો આ કરૂં છું શું?
ગયું જે તે મળે ક્યાંથી? હૃદયની આ કહું કોને? ૧૦
ગુણો તુજ કેમ વિસરાયે! ભીંતરથી તે ન ભૂસાયે?
સ્મરૂં શું શું અરે તારૂં? હૃદયની આ કહું કોને? ૧૧
દિવસરાત્રે રહુ દુ ખી, વિના તારા નથી શાંતિ!
સરે ચિત્રે ક્ષણે ક્ષણ તું! હૃદયની આ કહું કોને? ૧૨
સુખે સુખભાગ લેવાતો! દુ:ખે દુ ખભાગ લેવાતો!
હવે કો દુ.ખસુખભાગી? હૃદયની આ કહું કોને? ૧૩
સદા સુખે હસતું જે, સદા દુ ખે રડતુ જે,
હવે મુખ તે કહાં દેખુ? હૃદયની આ કહું કોને? ૧૪
કદી નવ સ્નેહના રગે ભિન્નાયા હોત અંતર બે,
નહીં દુ:ખી થતે અંતે! હૃદયની આ કહું કોને? ૧૫

રડાવે સ્નેહ અંતરનો ! વિસાર્યો તે નહીં વિસરે !
અરે ! હું ક્યાં ? કહાં સ્નેહી ? હૃદયની આ કહું કોને ? ૧૬
કદી ન હતે જરા સગે, કદી ન હતે છુટાં વિરહે,
દશા ન થતે દુ:ખી આવી ! હૃદયની આ કહું કોને ? ૧૭
થયું જે તે હું દેખુ છું ! ખમાયે છે નહીં કિંચિત્ !
કપાઈ જાય અતર આ ! હૃદયની આ કહું કોને ? ૧૮
કદી જો દુ:ખ કઈ થાતુ થતું દૂર તુજ દિલાસે !
વિના તારા મહાસુખના હૃદયની આ કહું કોને ? ૧૯

---

## કરીને યાદ રડવાનું ![1]

ગઝલ.

ચડે છે શું નજર મારી ! નિહાળી ખેદ પામુ છું !
શયનગૃહ આમ ભેદે શું ! કરીને યાદ રડવાનું ! ૧
સદા જોતાં થતી શાંતિ ! નહીં તે ત્યાં ! હવે અગ્નિ !
ઉઠે છે જ્વાળ તન માંહે ! કરીને યાદ રડવાનું ! ૨
પડેલાં વસ્ત્ર હું દેખુ ! અહા દેખી સ્મરૂં શું હું !
ચડે છે ચિત્ત ચિતારો ! કરીને યાદ રડવાનું ! ૩
ચિતારો તો દહે ચિતને ! ગયું તે કયાંથી પામુ હું ?
રહ્યાં વસ્ત્રો ! નહીં ભોગી ! કરીને યાદ રડવાનું ! ૪
છવાતી છાંય શાતિની શીતળ વિશેષ બિછાને !
નહીં શાન્તિ ! નહીં છાયા ! કરીને યાદ રડવાનું ! ૫
નજર આવે છવાયેલી બિછાને આગ ચોપાસે !
દહે છે આગની જ્વાળા ! કરીને યાદ રડવાનું ! ૬
ગમત રમતો ઉડી ચાલી ! રહી ગઈ માત્ર નિશાની !
નિશાની બાળી નાખે છે ! કરીને યાદ રડવાનું ! ૭

---

૧ આ કાવ્યમા મરણ પામેલા સ્નેહીજનની સ્નેહસબધની વસ્તુઓ નજરે પડવાથી તેનુ સ્મરણ થતા હૈયુ ભરાઈ આવવાથી આસુ નાખી સ્નેહી પોતાના દુ:ખી અત:કરણના ઉદ્ગાર બહાર કાઢી મનને દિલાસો આપે છે.

નજર તુજ પત્ર પર સરતાં હૃદય તુજ અક્ષરે દેખી,
હૃદય દુ ખાય! કર્તા ક્યાં? કરીને યાદ રડવાનું! ૮
સુખે સુખી દુઃખે દુ ખી તને સ્નેહી હું ક્યાં દેખું?
વસે છે ક્યાં કહી દેને? કરીને યાદ રડવાનું! ૯
પવનલહરી શીતળ મદા સરતી શાંતિ કરતી જે
અગન સમ હાલ બાળે તે! કરીને યાદ રડવાનું! ૧૦
ગઈ ક્યાં તે શીતળ ચદા? ગઈ ક્યાં ચદ્રિકા ચારૂ?
વિના સ્નેહી સુખદ નવ તે! કરીને યાદ રડવાનું? ૧૧
ઝરંતી પાણીની વૃષ્ટિ દિલે આનદ દેતી સૌ?
હવે અગ્નિ સમી વૃષ્ટિ! કરીને યાદ રડવાનું! ૧૨
સહુ શું શું સ્મરીશ ચેતન્! નહીં કંઈ પાર તેનો છે!
થયું જે તે તું દેખી લે! કરીને યાદ રડવાનું! ૧૩
ખમાય ભલે હૃદયમાં કે ખમાય નહીં ભલે ભીતરે!
'થયું' 'ન થયું' નહીં થાશે! કરીને યાદ રડવાનું! ૧૪
રડે વળશે નહીં કાંઈ! ગયુ પાછુ નહીં આવે!
મહા સુખ તું મુકી દેને કરીને યાદ રડવાનું! ૧૫

## 'થયું' 'ન થયું' નહીં થાશે![1]

ગઝલ

ગયું સુખસ્વપ્ન ક્યાં ઉડી? હવે શોધું કહાં ચેતન્?
કદી કર કોટી ઉપાયો 'થયું' 'ન થયું' નહીં થાશે! ૧
સદા સગે દિવસરાત્રી 'મળ્યો' 'ન મળ્યો' નહીં થાશે!
'વર્યો' 'ન વર્યો' નહીં થાશે! 'થયું' 'ન થયું' નહીં થાશે! ૨
મળું હું ક્યાં હવે તુજને? મળીશ તું ક્યાં હવે મુજને?
ભિજાઇ આંખ આંસુએ! 'થયું' 'ન થયુ' નહીં થાશે! ૩
ભલે ભર આંખ આંસુએ! ભલે ભર અગ ઉદ્વેગે!
ભલે ભમ ભ્રાંતિભ્રમણામા! 'થયું 'ન થયું' નહીં થાશે! ૪

૧ આ કાવ્યમા સ્નેહી જનના મરણથી દુ ખી બનેલા તેના સ્નેહીના નિરાશા સાથે શાંત્વનના ઉદ્દગાર છે

સબધજ તેટલો તારો હશે ચિત્તે વિચારી લે !
લખ્યું ન ફરે લલાટે જે ! 'થયું' 'ન થયુ' નહીં થાશે ! ૫
અસારજ જો અસાર બને ! સદા સારેજ સાર બને !
'લખ્યુ' 'ન લખ્યુ' નહીં થાશે ! 'થયું' 'ન થયુ' નહી થાશે ! ૬
અરે પ્રીતિ 'કરી' 'ન કરી' કદાપિએ નહીં થાશે !
પડેલી છાપ નવ જાયે ! 'થયું' 'ન થયું' નહીં થાશે ! ૭
પરસ્પર સ્નેહની છાયા 'પડી' 'ન પડી' નહીં થાશે !
ગયેલું ક્યાં હવે શોધું ? 'થયું' 'ન થયું' નહીં થાશે ! ૮
નજર ભરી પ્રેમની ચેતન્ 'મળી' 'ન મળી' નહીં થાશે !
રમે નજરે ! નહીં પામુ ! 'થયુ' 'ન થયુ' નહીં થાશે ! ૯
પરસ્પર મુખનાં વચનો 'સર્યાં' 'ન સર્યા' નહીં થાશે !
હવે જઇ ક્યાં હું બોલાવું ? 'થયુ' 'ન થયુ' નહીં થાશે ! ૧૦
રમત ગમતો મળી સગે 'કીધી' 'ન કીધી' નહીં થાશે !
સહુ શિદ સ્નેહી વિસરાયે ? 'થયુ' 'ન થયુ' નહીં થાશે ! ૧૧
મહા સુખ દુઃખ કુદરતનાં ! નહીં નિજ ધાર્યું થાવાનું !
કરે છે શોક મિથ્યા તું ! 'થયુ' 'ન થયુ' નહીં થાશે ! ૧૨

---

## બુદ્ધિશુન્ય હૃદય.[૧]

માલિની વૃત્ત

મતિ ઉર દૂર સ્વપ્નેથી થઈ કે શું ભાસે ?
વશી રહી સઘળી શું અંગથી દૂર વાસે ?
અતિશય ભરનિદ્રાએ સુતી તે શું લાગે ?
ડુબી ગઈ પડી ભાગી સિંધુમાં નેત્ર આગે. ૧
સકળ મતિ અરે રે શું બળી અગ્નિ માંહી ?
ભયભિત બહુ રોગે શું ગઈ તે તણાઈ ?

---

૧ આ કાવ્યમા મરણ પામેલા સ્નેહીજનની મૂર્ત્તિ વિસારે નહી પડવાથી સ્તબ્ધ બની મુંઝાઈ ગયેલા તેના સ્નેહી જનના ઉદ્દગાર છે

ખરર ખર તણાઇ શું સરિતાસલિલે?[1]
બળથી હરી લીધી શું અંતરેથી અનિલે?[2] ૨
વસુમતિ[3] ચીરી પાતાળે જઈ શું છુપાઈ?
ઉડી જઇ ગગને શું વાદળે તે ભરાઈ?
જુલમથી વરસાદે છીનવી તે શું લીધી?!
અધિક ગરમ ગ્રીષ્મે બાળી શું બુદ્ધિ દીધી? ૩
અતિ શીતળ શિયાળે શું દીધી સર્વ ઠારી?
ઠરી ગિરિવર શૃંગે કે ગુફા માંહિ ભારી?
કિરણ થકી રવિએ બાળી નાખી તપાવી?
વશ કરી દીધી ચંદ્રે શીત પાશે ફસાવી? ૪
નહિ નહિ નહિ છાયા બુદ્ધિની અંગ વિષે,
અરર દુઃખી દશા શી! શોક વ્યાપે અતિશે!
મતિ હરી ગયો સ્નેહી તેની સાથે સ્મશાને!
રજનિદિવસ ચીતા તે ચડે ચિત્તસ્થાને! ૫
નહિ નહિ નહિ સ્નેહી! મૂર્તિ સ્નેહીની જાગે!
પળ પળ ભણકારા અતરે આવી વાગે!
ગતિ નથી બદલાતી! સ્નેહી માહે વસે છે!
હૃદય સકળ મારૂં અગ્નિ માહે ધસે છે! ૬
મતિ! સુખમય દેને માર્ગ અગે વશીને,
ઉડી જઈ કહિ બેઠી બુદ્ધિ તું દુઃખદિને?
હૃદય મહિ પ્રવેશી ટાળને દુઃખભ્રાંતિ,
કરગરી કહું બુદ્ધિ દે મહા સુખ શાંતિ. ૭

---

## દુઃખીને દિલાસો.

શિખરિણી વૃત્ત

વિકાસે રાત્રિએ કુમુદતરૂણી હાસ્ય કરતી!
શશીસ્વામીસ્નેહે નિરખી નયને કેલિ રમતી!

---

૧ સરિતાસલિલે=નદીના પાણીમા. ૨ અનિલે=પવને. ૩ વસુમતિ=પૃથ્વી.

અહા! આવી બાળા દિનકર[1] મહીં પૂર રડતી!
સદા વિશ્વે આવી ચડતી પડતી સ્થિતિ ફરતી. ૧
રમે રાત્રે ચંદા મુખ ખિલવી મદાકિનીગ્રહે[2]!
ખિલાવે ભૂમિને ઝગઝગ પ્રકાશી ખિલી રહે!
કળા કિન્તુ જોતાં રવિઉદયથી ઝાંખી બનતી!
સદા વિશ્વે આવી ચડતી પડતી સ્થિતિ ફરતી ૨
હસે પ્રાતઃકાળે ખિલી કમળ પદ્માકર[3] મહીં!
પ્રસારે સર્વત્રે પરિમલ, ભમે ષટ્પદ[4] તહિં!
રડે સૂર્યાસ્તે સૌ કમલિની બને દુઃખી નમતી!
સદા વિશ્વે આવી ચડતી પડતી સ્થિતિ ફરતી. ૩
વસતે ફાલે છે કુસુમ, તરૂ, વેલી રસ ગ્રહી!
આનલે ઉદ્યાને સખી કરતી કેલિ મળી સહી!
સુકાયે છે ગ્રીષ્મે જળ વિણ દુંખી નગ્ન વ્રતતિ!
સદા વિશ્વે આવી ચડતી પડતી સ્થિતિ ફરતી. ૪
ઉંચે જોતાં નેત્રે ગગન અતિશે સ્વચ્છ શરદે!
કહિં મેઘસ્વારી ગગન માંહિ દેખાવ નવ દે!
વસે અભ્રો જ્યારે સરતી ઋતુ વર્ષા વરસતી!
સદા વિશ્વે આવી ચડતી પડતી સ્થિતિ ફરતી. ૫
નહીં જગ્તે સ્થિતિ સમ, ઉદય ને અસ્ત ભૂપરે!
દિનો રાત્રિ ચાલે, સુખ દુંઃખ સહુ એમ પ્રસરે!
દિસે સૂર્યે વૃક્ષે પ્રતિ પળ પળે છાંય ભમતી!
સદા વિશ્વે આવી ચડતી પડતી સ્થિતિ ફરતી. ૬
"થયું તે," ના થાશે, "નવ થયુ" કદી યત્ન કરતાં!
નહીં ખ્યાલે આવે ખલકરચના ખેલ કળતાં!
મહા સુખે દુઃખે સુખ દુંઃખ ન ચિત્તે ધર રતિ!
સદા વિશ્વે આવી ચડતી પડતી સ્થિતિ ફરતી. ૭

---

૧ દિનકર મહી=સૂર્યમા અર્થાત્ સૂર્યના તડકામા ૨ મદાકિની ગ્રહે=આકાશગગા અને ગ્રહોમાં ૩ પદ્માકર=સરોવર. ૪ ષટ્પદ=ભ્રમર

## સંસાર સગાઈ.

( રતનાર નેના જાકે—એ રાહ )

દુઃખભાર સંસાર આ રે ! આ ભવનિધિ જંજાળ ભારે ! દુઃખભાર૦
મિથ્યા સસારનું સુખ માની જે જીવ જાળે ફસાયે
આખર બુડી મરે તે અરે રે, પાર નહીં હાથ આવે ! દુ ખભાર૦ ૧
તાત કહે છે પ્રિય પુત્ર મારો, પુત્ર કહે તાત મારા,
ભ્રાત કહે સ્નેહી ભ્રાતા અમારો, કાંત[1] કહે મારી દારા,[2] દુઃખભાર૦ ૨
માનવી અસ્થિર ક્‌હેને મને તું વિચારીને અતિશે,
દેખી શામાં સગી તે સગાઈ? કાયા કે જીવ વિષે ? દુઃખભાર૦ ૩
માની કદી હોય કાયે સગાઈ, ખોટી તે છે સગાઈ,
અચળ નહીં તે કદાપિ રહે છે, જાય પળે ફેરવાઈ, દુઃખભાર૦ ૪
નિર્જીવ કાયા થઈ કે ન તેને તું ઘડી ઘર માહિ રાખે,
પોકારીને મુખેથી રડે છે તો પણ તે નાજ ભાખે, દુ ખભાર૦ ૫
કાયામાંથી ગયુ શું કહેને ? હાથ પગો મુખ તે છે,
જીવ ગયો તેથી તેમાં ઘટયુ શું ? કાયા તો તે રહે છે ! દુઃખભાર૦ ૬
નિર્જીવ કાયા નહીં કેમ રાખે કાયાની જો સગાઈ?
જીવ ગયો કેજ બાળી મુકે છે! સ્નેહજ કે આ જુદાઈ? દુઃખભાર૦ ૭
જીવમાં રાખે સગાઈ કદાપિ, તે પણ છે સર્વે ખોટી,
સુખભ્રમણામાં ભમેછે વૃથા તું ! સત્ય કહું ભૂલ મોટી, દુઃખભાર૦ ૮
જે જીવ સાથે રમે તું વિલાસે માનીને નિજ નારી
તે જીવ હોયે સુતા[3] બેન માતા ગતભવમાં ક્યાંહિ તારી, દુઃખભાર૦ ૯
માત સુતા બેનના જીવ સાથે કેમ વિલાસે રમાયે ?
કર્મ અતિ તે અરે ઘોર પાપી ! નરકે તે તાણ્યું જાયે, દુ.ખભાર૦ ૧૦
માત ભવે એક, નારી બીજે તે, જીવની કેવી ઠગાઈ?
પાપ કરાવે જ પાસે રહી તો શાની જીવમાં સગાઈ? દુઃખભાર૦ ૧૧
સત્ય કહું છું, નહીં છે સગાઈ કાયા કે જીવ માંહી,
જગ્ત દિસે આ ખરે સ્વપ્ન જેવું, સત્ય નહીં સુખ કાંઈ, દુઃખભાર૦ ૧૨

---

૧ કાન્ત=પતિ ૨ દારા=સ્ત્રી. ૩ સુતા=છોડી, પુત્રી.

એભાની મૂર્ખ ઘેલા બનાવી જગની માયા રીબાવે,
જગમાં માયા પ્રભુની ખરી છે,જે ભવનો પાર લાવે, દુઃખભાર૦ ૧૩
દુ ખ મહા સુખ માયા બતાવે, નાટક જેવા તમાશા,
નિરાશામાં સહુને ડુબાવે, સત્ય પ્રભુની જ આશા, દુઃખભાર૦ ૧૪

---

## પ્રભાતે વિરક્તભાવ.

ઝૂલણા છંદ

સમજી નવ અતરે આમ આ વિશ્વની શું પડે ઉલટથી મોહપાશે ?
જીવ તુ શું તજે ઈષ્ટના નામને જેથી તુજ કષ્ટ સર્વે વિનાસે !
ચિત્ત ધર તારૂં વિશ્વેશ પરમેશ્વરે ઉઠી આનંદી સુખદ પ્રભાતે,
નવ પ્રભુને સ્મરે શાન્તિ સુખે અરે, સાંભરે તે વિપત્તિ જણાતે. ૧
વિણ વિચારી કરે મારૂં મારૂ સદા, તારૂં કાંઇ નથી જો જરાએ,
નવ અભિમાન ધર અતરે તુ કદી, જાણજે રાય તે રક થાયે,
કાય તારી નથી, બાળ તારાં નથી, ધન નથી, સમજ તું ઈષ્ટ જાણી,
માત પિતા નથી, બેન ભાઈ નથી, ઘર નથી, ફૂલ નવ ગર્વ આણી. ૨
નારી તારી નથી, મિત્ર તારા નથી, કાંઈ તારૂં નથી, ઠાલી ફૂલે,
વસુપતિ રાય ને રક ચાલ્યા મરી, જાણ સસાર આ સ્વપ્ન તુલ્યે;
પાપ ને પુન્ય સાથે અરે આવશે, આવશે અન્ય નવ સંગ તારી,
નરકમાં નાખશે પાપ દુઃખદ તને, પુન્યથી તો ગતિ થાય સારી, ૩
નરકનો વાસ હાથે કરી શિદ ગ્રહે પાપી થઈ દુષ્ટ કર્મો કરીને ?
સકળ વિભુ જુએ પાપ કે પુન્ય તું જે કરે ગુપ્ત વાસે વશીને;
હૃદયમાં કાંઈ વિચાર જે જે કરે વિશ્વત્રાતા સહુ તે નિહાળે,
ધર પ્રભુસ્મરણ ધ્યાને બની ગર્ક તું,'તજ નહીં ધ્યાનને અલ્પ કાળે. ૪
સફળ કરી લે ખરે જન્મ તારો અરે, સમય આ ચૂકતો નવ કદાપિ,
ઈષ્ટનું ધ્યાન હૃદયે નહીં જે ધરે પ્રાણી તે જાણવો પૂર્ણ પાપી;
માનવીનો જગે જન્મ આવો મળ્યો જેહ છે સર્વથી શ્રેષ્ઠ પ્રાણી,
લાભ તું કેમ ચૂકે અલ્યા માનવી ! નમ પ્રભુને સદા ભાવ આણી. ૫

લોભ માયા અને દ્વેષ શાને કરે? આવવાનું શું છે સંગ તારી?
કેમ દુઃખી કરે છે વસુ કારણે અબળ જીવને વિના મન વિચારી?
'હાલ જેવું કરે તેવું બીજે ભવે,' સત્ય છે સર્વ આ શાસ્ત્રવાણી,
સાર તો સાર પામીશ સુખે ઠરી, પાપ તો થાય ભવ ધૂળધાણી. ૬
છોડી જંજાળ સંસારની કારમી, દુનિયા પ્રાણી આ જાણ ફાની,
પ્રભુ તણા નામથી શત્રુની પાપની કષ્ટની કર્મની થાય હાની,
સફળ પરિપૂર્ણ તારો થશે ભવ ખરા ભક્તિ રંગે રસે લે વિચારી,
થાય શાંતિ મહા સુખ ને સદ્ગતિ પ્રાણી હે આખરે જેથી તારી. ૭

---

## સંધ્યાસમે વિરક્તભાવ.

રાગ શ્યામ કલ્યાણ

નિરંતર સ્મર મન અંતર સુખકર ત્રાતા,
સુખકર ત્રાતા દુઃખહર ધાતા, નિરંતર૦ એ ટેક.
ક્ષિતિપતિ પાલક, ભવભયહારક,
નિરાધાર સાથી, દીનપિતુમાતા, નિરંતર૦ ૧
નિશદિન થાયે, વય વહી જાયે,
ભવ ધૂળ થાશે સ્મર સુખદાતા, નિરતર૦ ૨
ભજ ભવતારક, વહે ખરી આ તક,
નરભવ પામ્યો, ટળે તાપ તાતા, નિરતર૦ ૩
પરમ કૃપાળુ, દિલનો દયાળુ,
કરી દૂર પાપો કરે સુખશાતા, નિરતર૦ ૪
ફરે સુખઆશે, પડે પછી પાશે,
વૃથા સહુ, સાચો વિભુ દુઃખભ્રાતા, નિરતર૦ ૫
જગની ઉપાધિ, શરીરના વ્યાધિ,
મન તણા આધિ ભજે દૂર જાતા, નિરંતર૦ ૬
પ્રભુભક્તિ ભાવે મહા સુખ આવે,
ખરે મુક્તિ માટે ભજ પ્રભુ ખ્યાતા, નિરતર૦ ૭

---

## વૃદ્ધાવસ્થા.

પહાડી ગઝલ ( સદા સંસારમા—એ રાહ )

નિશાની ક્યાં યુવાનીની ગઈ વિચાર જરી,
વિતી ગઈ ચાંદની દિન ચારની વિચાર જરી.
ભૂલ સુઝી નવ પ્રથમમાં, હાલ પૂરો પસ્તાય,
રત્ન ગુમાવ્યુ હાથથી, આમ રડે શું થાય?
ગુમાવેલી ઘડી એકે કદી આવે ન ફરી,
વિતી ગઈ ચાદની દિન ચારની વિચાર જરી, નિશાની૦ ૧
આવી જરા વય દોહલી, આંખે નવ દેખાય,
દુર્બળ દેહ બની રહ્યો, થરથર કંપે પાય,
ગળી ગયું અંગ, ગઈ જીંદગી ક્યાં રંગભરી?
વિતી ગઈ ચાંદની દિન ચારની વિચાર જરી, નિશાની૦ ૨
આવા હાલ બની રહ્યા તોપણ માગે પેટ,
પૂરી નવ કોઠી થઈ, પેટની પાછળ વેઠ,
પૂરી પરતંત્ર બની જીંદગી, એઠો ન ઠરી,
વિતી ગઈ ચાંદની દિન ચારની વિચાર જરી, નિશાની૦ ૩
બીજાના દૃષ્ટાંતથી નવ લીધો ઉપદેશ,
યુવાનીમાં છક રહ્યો, જરા ન સુઝી લેશ,
જરાનો જો તમાશો જાતથી રીબાઈ મરી,
વિતી ગઈ ચાંદની દિન ચારની વિચાર જરી, નિશાની૦ ૪
સુકૃત કાંઈ કર્યાં નહીં, હાલ કરી ન શકાય,
બાજી બગાડી હાથથી, બગડી શિદ સુધરાય?
કમાણી ના યુવાનીમાં કરી અભિમાન ધરી,
વિતી ગઈ ચાંદની દિન ચારની વિચાર જરી, નિશાની૦ ૫
મરતાં મરતાં સ્મર પ્રભુ, ભલે દુઃખે દિન જાય,
જોશે પસ્તાવો પ્રભુ કરી કસોટી સદાય,
પ્રભુ દીનબંધુ સદા સ્હાય કરે માફ કરી,
વિતી ગઈ ચાંદની દિન ચારની વિચાર જરી, નિશાની૦ ૬

દેખી તમાશા અંગના, દેખી સમયના રંગ,
ચેતી મહાસુખ ચાલજે, ગર્વ કરીશ નવ અંગ,
રહે તુ નમ્ર ડરી કાળથી પ્રભુનામ સ્મરી,
વિતી ગઈ ચાંદની દિન ચારની વિચાર જરી, નિશાની૦ ૭

---

## કોઈ સગું ન તારૂં જી.

ભજન (સતો સત બતલાના રે—એ રાહ)

ચેતન ચેતી ચિતમાં ચાલ કોઈ સગું ન તારૂં જી. એ ટેક.
ભરનિદ્રામાં સુતા રહ્યા સૌ ઈડા પિંગલા[1] ચાલે રે ભાઈ!
દુનિયા સઘળી સ્વપ્ન સમાની રંગ ખેલમાં મ્હાલે, ચેતન૦ ૧
માયામાં જીવ મળી રહ્યો છે સગાં સંબધી માંહે રે ભાઈ!
રહે એકલો પંડે જ્યારે આંખ ઉઘડી જાયે, ચેતન૦ ૨
માત પિતા કો સગાં ન તારાં, સગી નહીં છે દારા રે ભાઈ!
ભાઈ દોસ્ત કો સગા ન તારા, ખોટા તારા મારા, ચેતન૦ ૩
પુષ્ટ બનાવે કાયા તારી રાખી તેમાં માયા રે ભાઈ!
દુઃખ નિવારી સુખ પમાડ્યુ સગી નહીં તે કાયા, ચેતન૦ ૪
કોઈ ન તારી સાથ આવશે, ઠરશે સૌ આ ઠામે રે ભાઈ!
મોટા મોટા ગયા ભૂપતિ, નહીં હામ છે દામે, ચેતન૦ ૫
પાપ પુન્ય જે કર્યું હશે તે સાથ આવશે તારી રે ભાઈ!
પુન્ય છોડીને પાપ ભર્યું તો ધૂળ ગતિ બનનારી, ચેતન૦ ૬
આપ કાજ તે મ્હેલ બગીચા ભુવન અનેક બનાવ્યાં રે ભાઈ!

---

૧ ઇડાપિંગલા=જ્યારે ડાબા નસ્કોરામા શ્વાસ ચાલે છે ત્યારે ઇડા ડી અને જમણા નસ્કોરામા શ્વાસ ચાલે છે ત્યારે પિંગલા નાડી કહેવાય કહ્યુ છે કે— इडा च पिंगला चैव सुपुम्णा चेति नाडिका । शशिसूर्यशिव- न वामदक्षिणमध्यगा ॥ ભાવાર્થ —ઇડા ડાબી બાજુની નાડી અને તેનું ાન ચદ્ર છે, પિંગળા જમણી બાજુની નાડી અને તેનુ સ્થાન સૂર્ય છે અને ુમ્ણા જેને લોકો સુખમણા કહે છે તે ઉપરની બને નાડીની મધ્યની ડી અને તેનુ સ્થાન શિવ છે યોગ અને સમાધિના કામમા આ નાડીઓની ાની ઘણી જરૂર પડે છે આ સબધી વિશેષ ખુલાસો મારા તરફથી પ્રસિદ્ધ 'લા "અનવરકાવ્ય" નામના પુસ્તકમા સારી રીતે કરવામા આવ્યો છે.

ધૂળમાટીમાં મળી જવાનાં, કો સાથે નવ આવ્યાં, ચેતન૦ ૭
સેજ બિછાવી સુઈ રહે તું, પામે દુઃખ નવ કાયા રે ભાઈ!
મશાણુ માંહે જવું આખરે છોડીને જગમાયા, ચેતન૦ ૮
ફૂલહાર તું અંગ સજે છે, કાયાને પંપાળે રે ભાઈ!
કાષ્ટ મહીં ખડકે છે અંતે, અગ્નિ માહે બાળે, ચેતન૦ ૯
કામદેવ ને માયાએ આ મોટી જાળ પ્રસારી રે ભાઈ!
જીવ પાશમાં રહ્યો ફસાઈ, દેખે નવ કો બારી, ચેતન૦ ૧૦
મોહ કામને કેદ કરીને માર મારને મનને રે ભાઈ!
આત્મજ્ઞાન પામીને ચેતન જૂઠ માન આ તનને, ચેતન૦ ૧૧
પાંચ ઇંદ્રિને તાબે લેને, આત્મધ્યાની તું થાને રે ભાઈ!
બ્રહ્મનિધિમાં મગ્ન થઇને એક રૂપ બની જાને, ચેતન૦ ૧૨
એક રૂપ જ્યાં બની રહ્યું કે બ્રહ્મજ્યોત ત્યાં જાગે રે ભાઈ!
મહા સુખ ત્યાં પ્રકટે અવિચળ, ભવની પીડા ભાગે, ચેતન૦ ૧૩

## સ્મશાન.

ભજન (સતો સત બતલાના રે-એ રાહ)

ખોટી જગની માયા એક તારી સગી ન કાયાજી. એ ટેક.
ઉડે ગગનમાં કેવી મશાણે પ્રચડ અગ્નિજ્વાળા રે ભાઈ,
રક રાયની એક દશા છે ભલે પુરૂષ કે બાળા, ખોટી૦ ૧
પક્ષ નહી છે કોઈ પ્રાણીનો, વાત નહીં જ દયાની રે ભાઈ,
અસખ્ય કાયા બાળી નાખી, તમામ છે બળવાની, ખોટી૦ ૨
ખાખ બળીને ઉડી જાય છે, રહે નહીં નિશાની રે ભાઈ,
સગે આવે નહીં અંતમાં માયા આ દુનિયાની, ખોટી૦ ૩
જાણે આ શું મ્હેલ બગીચે રગરસે રમનારો રે ભાઈ,
ભડકા જો કદી જુએ મશાણે દેખાડું પ્રભુ મારો, ખોટી૦ ૪
દશા કાયની કેવી બને છે દેખી થશે વિચારો રે ભાઈ,
સત્ય વસ્તુનું ભાન થશે ને દેખાશે ભવ ખારો, ખોટી૦ ૫
અન્ય કાયની જેવી દશા છે તેવી નિજ કાયાની રે ભાઈ,
પ્રભુ સ્મરી લે અંતરમાં તુ મહાસુખ બેભાની, ખોટી૦ ૬

## અભેદ તરંગ.

ભજન

માનને તું માન મારો માન સાચો બોધ,
કડવાં કથન કથુ નહીં કર ક્રોધ, મન તું સમજી માનનેહોજી. ૧
બાળ ને યુવાન જાય, વૃદ્ધ જાય લોક,
નરનારી જાય મરી, રંક રાય ફોક, મન૦ ૨
અચળ ન વસે કોઈ, એકે એકે જાય,
પાંચ પચીસ સોએ, સહુ નાશ થાય, મન૦ ૩
નથી નથી કાય તારી, નથી નથી બાળ,
નથી પિતા માત ભાઈ, નથી ધનમાલ, મન૦ ૪
વાસ તારો જીર્ણ થાય, નહીં સ્વાર્થ થાય,
ભેખ સજે, સર્વ તજે, મમતા ન જાય, મન૦ ૫
સ્થિતિ તારી સ્થિર રાખ તજી સ્વાર્થ આપ,
ન્યૂનતા અધિકતા, શુભ અશુભ ન માપ, મન૦ ૬
પાપ પુન્ય નવ ધાર, નવ કંઈ ધાર,
તું હું નથી, કોઈ નથી, કર ન વિચાર, મન૦ ૭
બ્રહ્મજ્ઞાનનીર મહીં મળી જા તું છેક,
ભેદ નહીં કરી જરી બન રૂપ એક, મન૦ ૮
સારૂં ખોટું નવ માન, નહીં સુખ દુઃખ,
બ્રહ્મમાં તું મળી રહે, સદા મહાસુખ, મન૦ ૯

## તને સંસાર ધિક્કાર.[૧]

ગઝલ.

રચ્યું તુજ નામ આ કોણે? થઈ ભૂલ નામ રચવામાં!
દિસે વિપરિત સૌ કાર્યો! તને સસાર ધિક્કાર! ૧
દિસે સંસાર ઉપરથી! અસાર વિશેષ અદરથી!
અહા કયાં નામ? કયાં ગુણો? તને સંસાર ધિક્કાર! ૨

૧ આ કાવ્યમાં સંસારની માયાથી ઘેરાઇ નિરાશામા આવેલા અને પ્રેમની પીડાથી ઘાયેલ બનેલા દુ:ખી જનના સંસારપ્રત્યે ધિક્કારના ઉદ્ગાર છે.

ભમાવી ભૂલભ્રમણામાં હસાવે છે પલક માંહે!
કરાવે ખેલ ઉપરના! તને સસાર ધિક્કાર! ૩
બને છે મોહ રૂપે તું! ફસાવે છે પછી પાશે!
કપટ તારૂં અરે કેવું?! તને સંસાર ધિક્કાર! ૪
ક્ષણે એકે ચડાવે છે ગગન માંહે ખિલાવીને!
પછીથી ભોંય ફેંકે છે! તને સસાર ધિક્કાર! ૫
ધરી અંગે અરે કયાંથી કુરીતિ ઝાંઝવાજળની[1]?!
રીબાવે ભ્રાન્તિમાં ભારે! તને સસાર ધિક્કાર! ૬
નજર આગે ધરી ચિત્રો લઈ પછી દૂર નાસે છે!
મરૂં રખડી વૃથા પાછે! તને સંસાર ધિક્કાર! ૭
રહે ચિત ચિત્રની ભ્રાન્તિ! નહીં રૂપ હાથ આવે છે!
પછી અંતે રડાવે છે! તને સંસાર ધિક્કાર! ૮
મહા તુ આશ બંધાવે પ્રથમમાં શી હૃદય માંહે!
નિરાશાએ પછી ફેંકે! તને સંસાર ધિક્કાર! ૯
નિરાશામાં વળી કાંઈ વૃથા આશા કરાવે છે!
કરાવી આમ દુભાવે! તને સસાર ધિક્કાર! ૧૦
સુકાયે અશ્રુની ધારા નહીં કો નેત્ર માંહેથી!
મુખે કો હાસ્ય આનદે! તને સસાર ધિક્કાર! ૧૧
હૃદય કોઈ ભમે દુઃખમાં! હૃદય કોઈ રમે સુખમાં!
અરે કેવી કૃતિ તારી! તને સસાર ધિક્કાર! ૧૨
ક્ષણે એકે હસાવે છે! ક્ષણે એકે રડાવે છે!
નહીં સ્થિર ઠામ ઠરવા દે! તને સસાર ધિક્કાર! ૧૩
સુખી છું તોય તારે શું? દુ.ખી છું તોય તારે શું?
દુભાવે તું મને શાને? તને સસાર ધિક્કાર! ૧૪
દિસે તું દુઃખનો નિધિ! નહીં સુખ સત્ય સ્વપ્ને છે!
વૃથા તુજ સુખઆનંદો! તને સસાર ધિક્કાર! ૧૫
અચળ ચાહે મહા સુખ જો ખરે સસાર ત્યાગી દે!
અનુભવીઓ કહે જેથી તને સસાર ધિક્કાર! ૧૬

---

૧ ઝાંઝવાજળની=મૃગજળની. ( વાંચો "મૃગજળ" કાવ્ય પાન ૫૧ )

# નહીં તેમાં ફસાતો તું !

ગઝલ

કમળ પાસે ભમે છે શું? ફસાવી પ્રાણ લે છે તે!
ભ્રમર! રસ તે ચહે છે શું? નહીં તેમાં ફસાતો તું! ૧
અરે રસમાં તણાયા જે પૂરા પાશે ફસાયા તે,
ફસાયા જે વિનાશ્યા તે, નહીં તેમાં ફસાતો તું! ૨
પ્રભાતે તું વિલોકે છે કમળમાં ભૃંગની હાલત્!
પછી તુ કેમ ભૂલે છે? નહીં તેમાં ફસાતો તું! ૩
ચુમે રસને રમા જાણી, તમા ક્યાં છે રમાને જો!
ગુમાવે પ્રાણ મિથ્યા તું, નહીં તેમાં ફસાતો તું! ૪
વિકાસે છે કમળ જ્યારે મરેલા ત્યાં પડે ભ્રમરો,
હતો જો પ્રેમ તો તે ક્યાં? નહીં તેમાં ફસાતો તું! ૫
દયા હૃદયે મળે શાની! હૃદય તો પાશ રૂપે છે,
કૃતિ સંધ્યા સમે જોઈ, નહીં તેમાં ફસાતો તુ! ૬
ભ્રમરને શું દઉં શિક્ષા, ભ્રમર સમ છે ગતિ તારી,
અરે તુ ક્યાં ધસે રસમાં? નહીં તેમાં ફસાતો તું! ૭
ઉપરથી કંઈ સ્વરૂપ દેખી ચડે તેના તું વિચારે,
તજી દે આ વિતર્કોને, નહીં તેમાં ફસાતો તું! ૮
વિતર્કો ને વિતર્કોમાં નહીં અતર્ રતિ જાણે,
પછી અતર્ગતિ પીડે, નહીં તેમાં ફસાતો તુ! ૯
દિસે દેખાવમાં જે જે નહીં તેથી તણાતો તું,
ભીતરનો મર્મ જાણી લે, નહીં તેમાં ફસાતો તું! ૧૦
ગગનમાં ચંદ્ર દેખીને સુધા લેવા ચકોર ધસે,
અરે ચદ્રે વસે છે શું? નહીં તેમાં ફસાતો તું! ૧૧
સુધા લેવા ઉડે મિથ્યા, વૃથા થાકી મરે અતે!
દિસે શું સુખ દેખી લે! નહીં તેમાં ફસાતો તું! ૧૨
દીધી શિક્ષા તને જે આ દિસે પરયુવતિ માટે!
નજર કર દૂર તેનાથી, નહીં તેમાં ફસાતો તું! ૧૩

ચકોરી ભૃંગ દૃષ્ટાંતો ધર્યાં આગે સમજ દેવા,
ઘણાં તેવાં વસે જગ્તે, નહીં તેમાં ફસાતો તું! ૧૪
ધરી આગે સદા કુદરત તમાશા આમ દર્શાવે,
નહીં કિન્તુ સમજ આવે, નહીં તેમાં ફસાતો તું! ૧૫
કદી કાન્તિની ભ્રાન્તિમાં તજી શાન્તિ નહીં ભમતો,
સ્મરી લે પદ્મ તે સમયે, નહીં તેમાં ફસાતો તું! ૧૬
અનીતિ જ્યાં દિસે ચેતન્ ધરી ત્યાં હામ નવ જાવું,
તણાયો કે પડીશ પાશે, નહીં તેમાં ફસાતો તું! ૧૭
પૂરે રસના તણાયો જો ભ્રમરને ધ્યાનમાં ધરજે,
નહીં જેમાં મહા સુખ છે નહીં તેમાં ફસાતો તું! ૧૮

---

## હશે જેનું જ તે તેનું!

ગઝલ

કહું હું શું તને ચેતન્? સમજ નવ અંતરે ઉતરે!
જગતરચના તું દેખી લે! હશે જેનુંજ તે તેનું! ૧
જગતવ્યવસાય ઘેરીને ભમાવે છે ભૂલાવે છે,
રીબાવે છે હૃદય અંતે! હશે જેનુંજ તે તેનું! ૨
ગણે છે જેહ તું તારૂં નહીં તારૂ થનારૂં તે!
મથે છે આમ મિથ્યા તુ! હશે જેનુંજ તે તેનું! ૩
કરે છે ખેદ તુ શાને? જગતનો રગ તેવો છે!
રમી સગે તજે અંતે! હશે જેનુંજ તે તેનું! ૪
અહા પ્રીતિ હતી કેવી! ધરી સ્મરણે પડે શોકે!
કરે તું આમ શા માટે? હશે જેનુંજ તે તેનું! ૫
કળી લે કાય દૃષ્ટાંતે! નથી તારી થનારી તો
પછી શું અન્યનું ક્હેવું! હશે જેનુંજ તે તેનું! ૬
સ્મશાને જો સ્થિતિ તનની, મળે છે પંચભૂતે તે!
સ્વરૂપ તેનું ઉડી ચાલે! હશે જેનુંજ તે તેનું! ૭
હૃદય દીધુ સહુ વાતે, હતો નવ ભેદ! તે તે ક્યાં!
લવે મિથ્યા વૃથા તે તે! હશે જેનુંજ તે તેનું! ૮

કદી ગત વાત અંતરમાં ધરી નવ થા દુઃખી ચેતન્!
સુખી દુ.ખી દશા ચાલે!! હશે જેનુંજ તે તેનું! ૯
જગતવ્યવસાયના પાશે પડીને શું બળે છે તું!
ગુથાયાં છે સહુ સ્વાર્થે! હશે જેનુંજ તે તેનું! ૧૦
અસારે તો અસારજ છે, કદી સારે અસારજ તો
વિધિનો દોષ માની લે! હશે જેનુંજ તે તેનું! ૧૧
વિજય છે સારનો નિત્યે, ભલે વિપરીત કો માને!
પ્રભુ દેખે, સહુ બાકી હશે જેનુંજ તે તેનું! ૧૨
દુઃખે દુખી સુખે સુખી, હશે તેવું ક્વચિત કોઈ!
નથી કોઈ સગું તારૂં! હશે જેનુંજ તે તેનુ! ૧૩
સુખી છે તોય તુ પોતે! દુઃખી છે તોય તું પોતે!
દુખી દિવસે નહીં સગી! હશે જેનુંજ તે તેનું! ૧૪
અશુભ શુભ જેવી કરણી જે સદા સગી દિસે તે તે!
વિના તે તે સહુ વિશ્વે હશે જેનુંજ તે તેનું! ૧૫
અસારે છે ગતિ નીચી, સદા સારે મહા સુખ છે,
કરી લે સારને સંગી! હશે જેનુંજ તે તેનું! ૧૬

## તરે છે સત્ય અવસાને.

ગઝલ

વદે વિપરિત[1] કો મુખથી, નહીં ચિંતા કરીશ તેની,
પ્રભુભીતિ સદા ધરને, તરે છે સત્ય અવસાને.[2] ૧
દિવસરાત્રિ પળે પળ છે પ્રભુદૃષ્ટિ જ સર્વત્રે,
પછી શું અન્યની આશા! તરે છે સત્ય અવસાને. ૨
કદી છુપાય કિલ્લામાં, કદી જઈ ભોંયરે પેસે,
તહીં તે તે પ્રવેશે છે, તરે છે સત્ય અવસાને. ૩
નદી જળમાં, સરોવરમાં, કદી દરીમા[3] જઈ ગિરિમાં,
વસે વનમાં, તહીં તે તે! તરે છે સત્ય અવસાને. ૪

૧ વિપરિત=ઉલટુ, જુઠુ આળ મુકી ખોટુ બોલવુ તે ૨ અવસાને=અંતમા, આખરે ૩ દરીમા=ગુફામાં

નજરથી દૂર નવ કાંઈ, હૃદયના તર્ક તે જાણે,
પછી બાકી દિસે છે શું? તરે છે સત્ય અવસાને. ૫
અરે શાને સુકાવે તન હૃદય ચિંતા ધરી ચેતન ?
ડરે શાને? ધીરજ ધર મન! તરે છે સત્ય અવસાને. ૬
કનકને[1] કો મલિન કરવા ધમે અગ્નિ મહીં નાખી,
કનકકાન્તિ રહે તેવી! તરે છે સત્ય અવસાને. ૭
દિસે આ વિશ્વ બેરંગી! કદાપિ આ કદાપિ તે!
સદા સર સત્યના સગે! તરે છે સત્ય અવસાને. ૮
પ્રભુ છે સત્યનો સગી, અસત્ય સદાય ધિક્કારે,
પ્રભુ તુજ તો ડરે શાને? તરે છે સત્ય અવસાને. ૯
કરે છે સ્હાય સત્ય સદા, બચાવે દુઃખદરિયાથી,
ભલે હો દુઃખ આભાસે, તરે છે સત્ય અવસાને. ૧૦
કલકિત સત્યને કરવા મથે જગમાં ઘણા પાપી,
પ્રભુ આગે નહીં ચાલે, તરે છે સત્ય અવસાને. ૧૧
સ્મરી લે દ્રૌપદી સીતા, હરિશ્ચદ્રાદિ ધર ધ્યાને,
બળે ચિંતા થકી શાને? તરે છે સત્ય અવસાને. ૧૨
ભ્રાંતિ દુનિયાની દૂર કરને, પ્રભુડર મસ્તકે ધરને,
પ્રભુ સંગી સદા તારો, તરે છે સત્ય અવસાને. ૧૩
સદા સર સત્યના પથે, કરીશ ચિંતા નહીં અંગે,
મહા સુખ સત્યના સગે, તરે છે સત્ય અવસાને. ૧૪

## સત્ય નશીબની વાત છે.

સોરઠા

શ્રવણ કરો મમ બોલ, કર્માધીન[2] સૌ ભવી જનો!
કરશો તેનો તોલ, સત્ય નશીબની વાત છે. ૧
હોય નરેશ નરેશ, દીન દીન તો થાય છે,
ચુક નહીં લવલેશ, સત્ય નશીબની વાત છે. ૨

---

૧ કનક= સોનુ, સુવર્ણ ૨ કર્માધીન=નશીબના તાબેદાર

કર્પી[1] કર્પી થાય, સખીજન[2] સુખી જો કર્મમાં,
ભિક્ષા ભિખ મગાય, સત્ય નશીબની વાત છે. ૩
જ્ઞાની જ્ઞાની મહાન, અભણુ અભણનો રાય તો,
ગુણી બને ગુણવાન, સત્ય નશીબની વાત છે. ૪
ચોરજ તો તે ચોર, બુદ્ધિ ઉલટી ઉકલે,
પાપી પાપી અઘોર, સત્ય નશીબની વાત છે. ૫
દિવસ પાંશરો હોય, સુઝે બુદ્ધિ વિમળ સૌ,
મિથ્યા કરે ન કોય, સત્ય નશીબની વાત છે. ૬
દુઃખ હોય સૌ કાય, સુખ કર્મમાં જો લખ્યું,
સાધન સાર પમાય, સત્ય નશીબની વાત છે. ૭
હોય થવાનું અસાર, શુકન અશુભ સૌ બહુ મળે,
મળે ન સાર લગાર, સત્ય નશીબની વાત છે. ૮
લખ્યું હોય જો સાર, શુકન સરસ સર્વે જડે,
કર્મ નહીં ખસનાર, સત્ય નશીબની વાત છે. ૯
કર્મે જો ઉદ્યોગ ઉદ્યોગી બહુ બની રહે,
ભવી[3] ભોગવે ભોગ, સત્ય નશીબની વાત છે. ૧૦
મરણ મરણ તો થાય, સાર દવા કંઈ નવ સુઝે,
લખ્યા લેખ નવ જાય, સત્ય નશીબની વાત છે. ૧૧
જેનું નશીબ છે સાર, કોણ અશુભ તેને કરે?
મળે ન દુઃખ તલભાર, સત્ય નશીબની વાત છે. ૧૨
આગળ દિસે ભક્ષ, ખાવો જો તે નવ લખ્યો,
તે નવ ઉતરે લક્ષ, સત્ય નશીબની વાત છે. ૧૩
હોય કર્મમાં તેહ, હસ્ત હલાવી ખાય છે,
તેમાં નવ સંદેહ, સત્ય નશીબની વાત છે ૧૪
સુખી હોય નિજ કાય, આજ મરણ જો હોય તો,
ઉકલે મરણ ઉપાય, સત્ય નશીબની વાત છે. ૧૫
દેહ ભોગવે રોગ, લખ્યા હોય જો લેખમાં,
મળે ન સારો જોગ, સત્ય નશીબની વાત છે. ૧૬

---

૧ કર્પી=કંજુસ ૨ સખીજન=દાતાર ૩ ભવી=માનવી.

વસે જોશી નવ કોય, જોશી નશીબ છે જગતમાં,
સુઝે જેવું હોય, સત્ય નશીબની વાત છે. ૧૭
સુઝે પ્રભુનું નામ, પરભવ સદ્‌ગતિ જો લખી,
અવર ન ઉકલે નામ, સત્ય નશીબની વાત છે. ૧૮
દારૂણ જો લખી નર્ક કર્મ નર્કનાં આદરે,
રહે પાપમાં ગર્ક, સત્ય નશીબની વાત છે. ૧૯
"છે આ મારો ભોગ," એમ કહી નવ બેસવું,
મળે ભોગના ભોગ, સત્ય નશીબની વાત છે. ૨૦
ભોગવવાનું હોય તેહ ભવી જન ભોગવે,
અવર ન વળગે કાંય, સત્ય નશીબની વાત છે. ૨૧
સુખદ પીતા ને માત, ભાઈ, બેનનું સુખ મળે,
લખ્યું હોય જો ભ્રાત! સત્ય નશીબની વાત છે. ૨૨
લખ્યું હોય જો દુ ખ સુખ કરી નવ કો શકે,
દુઃખ દુ ખ, સુખ સુખ, સત્ય નશીબની વાત છે. ૨૩
શોક અશોક લગાર કરવો મિત્ર કદી નહીં!
કર્મ સહુ કરનાર, સત્ય નશીબની વાત છે. ૨૪
ગ્રહણ કરો આ વાત, મહા સુખની માનીને,
સત્ય કહું છું ભ્રાત! સત્ય નશીબની વાત છે. ૨૫

---

## વિધિઆધીન માનવ તું!

ગઝલ

વિદેશે કે સ્વદેશે તું ફરે જ્યાં જ્યાં જગત માંહે
નશીબ આગે સદા ચાલે, વિધિઆધીન[1] માનવ[2] તું! ૧
નહીં તુજ યોજના ચાલે, નહીં વિદ્યા પ્રવેશે છે,
કરે નિજ કર્મ ધાર્યું જે, વિધિઆધીન માનવ તુ! ૨
ગતિ નવ દ્રવ્યની ફાવે, મતિ નવ કામમાં આવે,
પ્રતિ તે હારી સૌ બેસે, વિધિઆધીન માનવ તુ! ૩

---

૧ વિધિઆધીન=કર્મને વશ ૨ માનવ=માનવી, મનુષ્ય

નશીબનો યોગ તો સુઝે સહુ ઉદ્યોગ સુખકારી,
નહીં તો ભોગ આળસનો, વિધિઆધીન માનવ તું ! ૪
કળા, વિદ્યા, વસુ, બુદ્ધિ, સહુ ઉદ્યોગ, ઉપાયો,
સદા તે કર્મ આધારે, વિધિઆધીન માનવ તું ! ૫
કરે કો કોટિ ઉપાયો, ફળે તેમાંથી નવ કાંઈ,
મુષક[1] અહિભોગ અંતે જો વિધિઆધીન માનવ તુ ! ૬
નશીબે દુઃખ તો દુઃખી, નશીબે સુખ તો સુખી,
ટળે બ્રહ્માક્ષરો ન કદી, વિધિઆધીન માનવ તું ! ૭
દિસે અતિ દ્રવ્ય જો પુન્યે ભમે ઉદ્યોગ દૃષ્ટિમાં,
બને ધનવત અતે તે, વિધિઆધીન માનવ તું ! ૮
પીડાયે કાય પીડાએ, થવાનું સાર જો વિધિયે,
દવાઉપચાર સૌ સુઝે, વિધિઆધીન માનવ તું ! ૯
મરણ જો હોય ક્ષણ માંહે વિધિ યોગે બને તેવું,
દવા તેવી નહીં સુઝે, વિધિઆધીન માનવ તુ ! ૧૦
મરણ જો જાત યુક્તિથી કરત સૌ દીન નિર્ધન શું ?
રહત સૌ વાચ્છના[2] મનમાં, વિધિઆધીન માનવ તું ! ૧૧
વસુપતિ કે ભલે નૃપતિ ધનિક દીન કે અભણ જ્ઞાતા,
વિધિના હસ્તમાં સર્વે, વિધિઆધીન માનવ તુ ! ૧૨

---

૧ મુષક=ઉદર અહિભોગ=સાપનો ભોગ આ સબધમા ભર્તૃહરી કવિએ ઉદ્યોગવાદી ઉદર અને કર્મવાદી સર્પ માટે નીચે પ્રમાણે શ્લોક કહ્યો છે— भग्नाशस्य करण्डपीडिततनोर्म्लानेन्द्रियस्य क्षुधा । कृत्वाऽऽखुर्विवर स्वयं निपतितो नक्त मुखे भोगिन । तृप्तस्तत्पिशितेन सत्वरमसौ तेनैवयात पथा । लोका पश्यत दैवमेव हि नृणां वृद्धो क्षये कारणम् ॥ ભાવાર્થ — સર્પ (કર્મવાદી) કરડીઆમાં પૂરાયેલો હોવાથી તેનુ શરીર પીડાતુ હતુ, તેની આશાઓ ભગ થઈ ગઈ હતી, ભુખના દુ ખથી ઇન્દ્રિયો નરમ થઈ હતી, એવામાં રાત્રે કોઈ ઉંદર (ઉદ્યમવાદી) ખોરાકની શોધમા તે કરડીઆમાં કાણુ પાડીને પોતેજ સાપના મુખમાં જઈ પડયો એટલે તે સાપ તેના માંસથી તૃપ્ત થઈ તરત જ ઉંદરે પાડેલા કાણામાથી બહાર નિકળી ગયો. માટે "હે મનુષ્યો ! માનવીના સુખદુ ખનું અને ચડતીપડતીનુ કારણ દૈવ જ છે" ૨ વાચ્છના=મનની ઉમેદો, ઇચ્છાઓ.

સહુ છે ભોજ્યસામગ્રી,[1] નહીં જો તે લખી ખાવી,
નહીં ગતિ હસ્તની થાયે, વિધિઆધીન માનવ તું ! ૧૩
દિસે જો મૃત્યુ તે ભક્ષે મળે છે ઝેર તે સાથે,
અશન[2] કરી મૃત્યુ પામે છે, વિધિઆધીન માનવ તું ! ૧૪
સરિતામાં પડી કોઈ તણાયે છે તરંગોમાં,
મળે આધાર પુન્યે જો, વિધિઆધીન માનવ તું ! ૧૫
મતિ વિપરિત સીતાની,[3] વિધિયોગે થઈ કેવી ? !
મનુજનું શું વિધિ આગે ! વિધિઆધીન માનવ તું ! ૧૬
ભમાવે છે, ભૂલાવે છે, વિચારો સૌ તજાવે છે,
ન ચાલે જ્ઞાન જ્ઞાનીનું, વિધિઆધીન માનવ તુ ! ૧૭
થવાનું હોય છે જેવું સદા બુદ્ધિ સુઝે તેવી,
નહીં શીખ ઉતરે ધ્યાને, વિધિઆધીન માનવ તું ! ૧૮
દુઃખે નિરાશ નવ થા તુ, સુખે નવ ગર્વ ધારીશ તુ,
સદા સંતોષ રાખી લે વિધિઆધીન માનવ તુ ! ૧૯
મહા સુખદુઃખનો હેતુ જગતમાં કર્મ નિશ્ચે છે,
દિસે સૌ કર્મ આધારે, વિધિઆધીન માનવ તું ! ૨૦

દોહરો

તજી સૌ ઉદ્યમ કામ ને સજી સૌ આળસવેશ,
હસ્ત જોડી રહેવું સદા, નથી તે કાવ્યોદ્દેશ[4] ૨૧
કાવ્ય સ્તવે નિશ્ચય કરી વિધિપ્રાબલ્ય[5] અપાર,
જ્ઞાન કળા ઉદ્યોગનો છે કર્મ આધાર. ૨૨
ઉદ્યમ આદિક ઉપરથી નિમિત્ત રૂપ બનનાર,
કિન્તુ જોતાં સર્વનો છે કર્મ આધાર. ૨૩

---

૧ ભોજ્યસામગ્રી=ખાવાની વસ્તુઓ ૨ અશન=ખાવું તે ૩ સીતા બુદ્ધિશાળી હોવા છતાં દૈવયોગે પોતાની ચોળી માટે હરણના ચામડાની હઠ કરવાથી દુઃખનો ભોગ થવાનો પ્રસંગ લાવી હતી. ૪ કાવ્યોદ્દેશ =કાવ્યનો હેતુ. ૫ વિધિપ્રાબલ્ય=કર્મનું બળ.

## કર્મ પ્રતિબિમ્બ.

માલિની વૃત્ત

નથી નથી નથી હસ્તો જગતમાં જામનારા,
નથી નથી નથી ક્યાંહિ પાય આ થોભનારા,
તન નવ ઠરી બેસે જગતમાં કો જગાએ,
વદન કદી ન થોભે વાણી કે સ્વાદ માંહે. ૧

કરણ ઉભય આ સંતાય ના ગીતવાસે,
જરીક નવ ભરાયે નાસિકા પુષ્પવાસે,
નથી નયન સુમિત્રો ચિત્રમાં બેસનારાં,
મરણ પછી બળી આ ખાખ સર્વે થનારાં. ૨

કરણી સહુ કરેલી પાપ કે પુન્યની જે
જરૂર જગતમાંથી છે જનારી નહીં તે,
કળ બળની ગતિથી સર્પ શાન્તિથી નાસે,
જમીન પર લિસોટા સ્પષ્ટ સૌ કિન્તુ ભાસે. ૩

રજનિદિવસ વિશ્વે બોલ બોલાય જેવા,
જગ મહિ પડઘાઓ રે પડે સર્વ તેવા;
શુભ કરણીથી કીર્તિ ને મહા સુખ જામે,
અપયશ નીચ કર્મોથી ઠરે ઠામ ઠામે. ૪

---

## જીવનઆધાર આશા તું!

ગઝલ

શકે શું કલ્પના કલ્પી કળા તારી અરે આશા?
જગત માહે રહી વ્યાપી જીવનઆધાર આશા તુ ૧

હતે જો તું નહીં હૃદયે કરત શું પ્રાણી આ લોકે?
રહે તુજ સર્વ આધારે, જીવનઆધાર આશા તું. ૨

દુ:ખે પણ સુખની પ્રાપ્તિ તણા અર્થે રહે સુખી!
ગતિ તે તે દિસે તારી! જીવનઆધાર આશા તુ. ૩

ગુમાવે આશમાં સંધ્યા થશે પ્રાતઃસમય પળમાં

ગુમાવે ચક્રવાક[1] નિશા ! જીવનઆધાર આશા તુ. ૪
કુમુદકાન્તા[2] ગણી હૃદયે ઉદય થાશે શશી હમણાં,
ધીરજ રાખી રહે દિવસે, જીવનઆધાર આશા તું. ૫
ધરે જે જન્મ તે જાયે, મરણ છે સર્વના શિરે,
કરે છે શાન્ત તે ભયથી જીવનઆધાર આશા તુ. ૬
વિભુએ તે કીધુ સારૂં મરણ પળ કો નહીં જાણે,
સ્રજાવી છે તને સાથે, જીવનઆધાર આશા તું ૭
જીવું આજે, જીવીશ કાલે, વિચારે જીદગી ચાલે,
ગતિ તે તો સહુ તારી, જીવનઆધાર આશા તુ. ૮
દિસે જો કે મરણ કાલે સમય તું દીર્ઘ બતલાવે,
મરણ આવી લઈ ચાલે, જીવનઆધાર આશા તું. ૯
કરે જો તુ નહીં આવું જગતમાં કો જીવત સુખે,
હૃદય ભેદી મરત પ્રાણી, જીવનઆધાર આશા તું. ૧૦
રીતિ વિચિત્ર એક દિસે, નહીં તે તે તને છાજે,
અયોગ્ય તને, ભલે જો કે જીવનઆધાર આશા તું ૧૧
થશે સુખપ્રાપ્તિ દુઃખ જાશે, વસાવી તેવી ઉર ભ્રાન્તિ,
દુઃખી અતે કરે, જો કે જીવનઆધાર આશા તું. ૧૨
ભ્રમર[3] પદ્મે પડી રહે છે રવિઉદયે ઉડીશ માની.
મરણ શરણે કરે, જો કે જીવનઆધાર આશા તું ૧૩
વસાવે તું મહા ભ્રાન્તિ, વસે જેથી હૃદય શાન્તિ,
રીબાવી પ્રાણ લે, જો કે જીવનઆધાર આશા તુ. ૧૪

---

૧ ચક્રવાક=આ પક્ષીઓનુ જોડું સાજે નદીકિનારે જ્યારે એક બીજાથી વિખુટુ પડે છે ત્યારે સામસામે નદીકિનારે એક બીજા પ્રત્યે સવારની આશામાં બોલ્યા કરી રાત્રિ પસાર કરે છે ૨ કુમુદકાન્તા= પોયણીરૂપી સ્ત્રી તે રાત્રે ચદ્રથી ખિલે છે, દિવસે સૂર્યમા કરમાઇ પીડાયેલી રહે છે અને રાત્રે ચદ્ર ઉગશે તેવી આશામા દિવસ પસાર કરે છે. ૩ સવાર થશે એવી ખોટી આશામા કમળના કોશમા ભ્રમર પડી રહે છે પણ કમળ રાત્રે પોતાની પાખડીઓ બીડી દઈ ભ્રમરને રૂધાવી મારી નાખે છે. આવી રીતે ભ્રમર ખોટી આશામા મરણનો ભોગ થાય છે.

રીતિ આવી ગમે ન રતિ, ભમાવે ભૂલભ્રમણામાં,
ચુકાવે કાર્ય સૌ, જો કે જીવનઆધાર આશા તું. ૧૫
કરીશ હમણાં કરીશ કાલે, કરીશ માસે કરીશ વર્ષે,
કંઈ નવ કામ કરવા દે જીવનઆધાર આશા તું. ૧૬[1]
સમે આવા ખરે આશા નડે છે વિઘ્ન રૂપે તું,
નથી ખસતી જરા દૂરે જીવનઆધાર આશા તું. ૧૭
સફળ મનવાંચ્છના ન કરે, નહીં તું કામ કરવા દે,
ગમે નવ આ રીતિ, જો કે જીવનઆધાર આશા તું. ૧૮
મહા સુખ થાય તે કાર્યે નહીં છે કામ કંઈ તારૂં,
નિકટ નવ આવ તું, જો કે જીવનઆધાર આશા તુ. ૧૯

---

૧ આશા માટે એક સંસ્કૃત કવિ લખે છે કે "जीर्यन्ति जीर्यत केशा दन्ता जीर्यन्ति जीर्यत । जीवनाशा धनाशा च जीर्यतोऽपि न जीर्यति ॥ ભાવાર્થઃ- કેશ અને દાત વૃદ્ધાવસ્થા થતા જીર્ણ થાય છે પરતુ ધનની આશા અને જીવવાની આશા જીર્ણ થતી નથી" વાસ્તવિક રીતે દરેક અવયવો જેમ જીર્ણ થાય છે તેમ આશા પણ જીર્ણ થવી જોઇએ પણ તેમ નહીં થતાં તે તો તેવી ને તેવી રહે છે તેથી પરિણામ એ આવે છે કે આશામાં ને આશામાં આયુષ પૂરૂ થાય છે અને કાઈ પણ પરમાર્થ કે ધર્મનું કામ કરી શકાતુ નથી અને જીદગી પૂરી થાય છે. આ માટે અગ્રેજ લેખક એડીસન ( Addison ) કહે છે કે "The silk-worm, after having spun her task, lays her eggs and dies But a man can never have taken in his full measure of knowledge, has not time to subdue his passions, establish his soul in virtue, and come to the perfection of his nature, before he is hurried off the stage" ભાવાર્થ—તતુકૃમિ ( રેશમ બનાવનાર કીડો ) પોતાનું રેશમ બનાવવાનુ કામ પરિપૂર્ણ કરી ઇડા મૂકી મૃત્યુવશ થાય છે પરતુ માણસ આ દુનિયામાથી ચાલ્યો જાય છે તે પહેલા પોતે જેજે જ્ઞાન મેળવવાને શક્તિમાન છે તેતે કદાપિ ગ્રહણ કરી શકતો નથી, પોતાના મનોવિકાર ઉપર અકુશ રાખી શકતો નથી, પોતાની જાતને નીતિના પંથમા દોરી શકતો નથી અને પરિપૂર્ણતાના સાફલ્યને મેળવી શકતો નથી

## નથી તારૂં!

ગઝલ

સમજ વિપરીત તારામાં અરે ક્યાંથી પ્રવેશી છે?
કહે 'મારૂં' અરે ચેતન્! કઇ જગ્તે નથી તારૂં. ૧
બતાવી દે ધરી મમતા કહે છે જેહ તું મારૂં,
ભૂલી ભ્રમણે લવે મિથ્યા, કંઈ જગ્તે નથી તારૂં. ૨
ઉતરશે અંતરે શિક્ષા કરીશ વિચાર જો ચેતન્;
પછી તે સત્ય માનીશ તું કહું છું જે 'નથી તારૂં.' ૩
વસુધામાં[1] વસુ સાથે વસુપતિ[2] કોણ લઈ ચાલ્યા?
વસુ ન કરે કશું અંતે, કંઈ જગ્તે નથી તારૂં. ૪
મહા પ્રાસાદ[3] છોડીને ઘણા નૃપતિ ઉડી ચાલ્યા;
કહે 'મારૂં' વૃથા તે તે કંઈ જગ્તે નથી તારૂં. ૫
સરસ ઉધાન વિકાસી ખિલાવે છે તને પુષ્પે
ગણી મારૂં સરે તેમાં, અરે તે તો નથી તારૂં. ૬
કુસુમમાંથી તને શિક્ષા ગમે નવ શિદને લેવી?
ખિલી આજે મરે કાલે સમજ કાંઈ નથી તારૂં. ૭
ગણે તુજથી અતિ જે તે સ્વજન છોડી જવું પડશે,
ન કોઈ કોઈનું સ્નેહી, કંઈ જગ્તે નથી તારૂં. ૮
સુખે રાખે હરી દુઃખો અરે તે કાય નવ આવે!
પછી શું અન્યનું કહેવું? કંઈ જગ્તે નથી તારૂં. ૯
નયન નવ સાથમાં લેશે જગતસૌંદર્યચિતારો,
મિંચાઈ તે જશે અંતે, કંઈ જગ્તે નથી તારૂં. ૧૦
સુગંધિ કંઈ કુસુમમાંથી ગ્રહે સંગે ન નાસિકા,
થવાના બંધ તે દ્વારો, કંઈ જગ્તે નથી તારૂં. ૧૧
ગ્રહી લેશે નહીં પાસે શ્રવણુ બે રાગરસસુધા,
અરે સ્તબ્ધ સ્થિતિ થાશે, કંઈ જગ્તે નથી તારૂં. ૧૨
ન આકર્ષી ગ્રહે રસના[4] મધુર પ્રિય સ્વાદરસધારા,
ચપળતા સૌ જશે ચાલી, કંઈ જગ્તે નથી તારૂં. ૧૩

---

૧ વસુધા=પૃથ્વી. ૨ વસુપતિ=પૈસાદાર. ૩ પ્રાસાદ=મહેલ. ૪ રસના=જીભ

વદન વાણીથી લોભાવી ન સગે લે જગતજનને,
બને છે સ્થિર અતે તે, કંઈ જગ્તે નથી તારૂ. ૧૪
ગ્રહે શો સાર આમાંથી કહ્યું આ જે તને ચેતન્?
મરણસમયે વિચારી લે, કંઈ જગ્તે નથી તારૂ. ૧૫
અહો રાત્રિ વશી કાયે કરેલાં પુન્ય ને પાપો
સરે સંગે, વિના તે તે કંઈ જગ્તે નથી તારૂ. ૧૬
સદા છે સાર પુન્યે સૌ, નરકમાં પાપ લઈ ચાલે,
તજી દે પાપકર્મોને, કંઈ જગ્તે નથી તારૂં. ૧૭
કરી શ્રમને કરાવી લે સુકૃત્યો કાય પાસેથી,
સમયનું કામ ચાલે છે, કંઈ જગ્તે નથી તારૂ. ૧૮
પ્રભુગુણમાં વદન ભાવે, પ્રભુચરણામૃતે રસના,
પ્રભુ પર રાખને દૃષ્ટિ, કંઈ જગ્તે નથી તારૂ. ૧૯
હૃદયમાં સ્થાપી ભાવોર્મિ[1] શ્રવણ[2] બે ત્રાતગુણગાને,
જગેશવિલેપ નાસિકા. કંઈ જગ્તે નથી તારૂ ૨૦
દયાથી દાન સેવામાં સુકાર્યે નિત્ય પરમાર્થે
ઉભય કરને ચલાવી દે, કંઈ જગ્તે નથી તારૂ. ૨૧
કહું ચેતન્ અતિ શું શું? કરી આ પુન્ય ગ્રહી લે તુ,
પ્રભુ દેશે મહા સુખ સૌ, સમજજે કંઈ નથી તારૂ. ૨૨

---

## ગમે નવ તે.

ગઝલ

વિચારી લે અરે ચેતન્! સમય આ કેમ તું ભૂલે?
વદુ શું હું? સમજ આવી તને ચેતન ગમે નવ તે! ૧
ભમી ભૂલે ઉપર રંગે વિલોકી મૃગજળ ચાહે!
મરે રખડી અરે કિન્તુ તજી દેવું ગમે નવ તે! ૨
ઉપરના સુખને ઇચ્છે, અધિક તે પ્રાણથી માને!
અચળ જ્યાં સુખવાસો છે તને ચેતન્ ગમે નવ તે! ૩

---

૧ ભાવોર્મિ=અત કરણના ભાવનો ઉમળકો ૨ શ્રવણ=કાન.

કમળભોગી ભ્રમર પક્ષે પડી રૂહે છે મહીં રસમાં!
કહીં ત્યાંથી સુધા છોડી જવું તેને ગમે નવ તે! ૪
થતાં રાત્રિ બીડાયે છે, પીડાયે છે! રીબાયે છે!
અરે કિન્તુ કમળ ફોડી નિકળવાનું ગમે નવ તે! ૫
મળે દેખાવ કુદરતમાં તને આવા નજર કરતાં!
વિચારી તે મહીંથી બોધરસ લેવો ગમે નવ તે! ૬
વિચારી લે પતગો સૌ ધસે રંગે દીપક સામે!
બળે છે અગ જ્વાળામાં તજી જાવું ગમે નવ તે! ૭
મરે ગાને હરણ સર્પો, ચકોરી જો મરે ચંદ્રે!
અરે તે મૃત્યુથી શિક્ષા તને લેવી ગમે નવ તે! ૮
'કરીશ આજે કરીશ કાલે' વિચારે જીદગી ચાલે!
દિસે જે કાર્ય કરવાનું તને મનથી ગમે નવ તે! ૯
"જગત આ સ્વપ્ન જેવું છે" ગુરૂની વાણી સાચી છે!
અરે તે વાણીની સુધા પીવી પ્રેમે ગમે નવ તે! ૧૦
અનીતિપંથમાં ચાલે! કુરીતિ સગ ના છોડે!
નીતિનો બોધ અતરમાં ગ્રહણ કરવો ગમે નવ તે! ૧૧
વિવાદો મુખથી મિથ્યા કરી આ કાળ ગુમાવે!
સફળ અવતાર કરવાની રીતિ એકે ગમે નવ તે! ૧૨
કહી આ આટલું અત્રે કહું છું એક માની લે!
કહ્યું જે જે સમજ તે તે ભલે જો કે ગમે નવ તે! ૧૩
મનુષઅવતાર હે ચેતન્ સફળ કરવા તું તત્પર થા!
નસીહત છે મહા સુખની ભલે જો કે ગમે નવ તે! ૧૪

---

## ઉડી ચાલ્યું![1]

ગઝલ.

થયું આ શું? કહું કોને? હતુ જે જે નહીં તે તે!
નજર નાસે દિશા ચારે નહીં ભાસે, ઉડી ચાલ્યું! ૧

---

૧ સ્વપ્નમાં સ્વર્ગવાસી સ્નેહીનો મેલાપ થવાથી આ કાવ્ય સ્ફુરી આવ્યુ છે.

દિસે શુદ્ધિ હૃદયમાં કે પળે આ ભાન હું ભૂલ્યો?
ઉઠે શી આ ઉરે ભ્રાન્તિ? હતું તે તો ઉડી ચાલ્યું! ૨
દિસું હું એકલો અત્રે, તપાસું તો નહીં કાંઈ!
હશે તે શું? અરે કિન્તુ સહુ તે તો ઉડી ચાલ્યું! ૩
નજરથી ના ખસે મૂર્ત્તિ, ભમે છે ચિત્ર આ હૃદયે,
હવે ક્યાંથી મળી આવે? ક્ષણે તે આ ઉડી ચાલ્યું! ૪
રમે સંગે રમાડીને, હસે સગે હસાવીને,
અરે તે મૂર્તિ શોધું ક્યાં? સહુ તે ક્યાં ઉડી ચાલ્યું? ૫
વિયોગી આ પીડાતાને ઘણા કાળે મળી સ્નેહે
અરે ક્ષણમાં ગયો તુ ક્યાં? અહા સૌ તે ઉડી ચાલ્યું! ૬
વિવાહ્રા મુખથી થાતા પરસ્પર હા મધુર સાદે!
નહીં શ્રવણે હવે સરતા! હશે તે ક્યાં? ઉડી ચાલ્યુ? ૭
પ્રભાતે આ અહિં હું ક્યાં? સમય મધ્યાહ્નનો તે ક્યાં?
વિલોકું શું? નહીં તે તે! હતુ જે તે ઉડી ચાલ્યુ! ૮
નિહાળી હાસ્યદૃષ્ટિથી પ્રીતે મારી પ્રતિ જોતુ
હવે તે મુખ ક્યાં દેખું? હસાવીને ઉડી ચાલ્યું! ૯
અહો તેના મૃદુ શબ્દો પ્રીતે ઝરતા રમે હૃદયે,
ક્ષણે આ ચાલતી વાણી! હવે જોતાં ઉડી ચાલ્યુ! ૧૦
પલક એકે બન્યુ આ શું? ચડે શું કલ્પના માંહે?
દિસુ હું એકલો જોતાં! દીઠું જે તે ઉડી ચાલ્યુ! ૧૧
કરે છે શું? હતો તું ક્યાં? વસે છે ક્યાં અરે સ્નેહી?
અરે આ શું વદું કોને? હવે તે તે ઉડી ચાલ્યું! ૧૨
હતો સુખી ક્ષણે જેવો હવે દુઃખી દિસું તેવો!
દશા કેવી બની ક્ષણમાં! સહુ સુખ તે ઉડી ચાલ્યું! ૧૩
હતો હું હાલ સંયોગે! હવે નિરાશ વિયોગે!
સ્થિતિ શી ભોગવી સગે! પળે તે તે ઉડી ચાલ્યું! ૧૪
અકસ્માતે પ્રીતે ભેટી ભિંજાવી આંખ આંસુએ!
કહાં આનંદઊર્મિ તે? અરે તે તે ઉડી ચાલ્યું! ૧૫

બનેલી સૌ બીના પૂર્વે થતાં તે યાદ અંતરમાં,
વિતર્કો સુખ સાથે જે થતા તે સૌ ઉડી ચાલ્યું ! ૧૬
મળ્યો તું શું વિચારીને ? કીધી તે વૃદ્ધિ દુઃખ માંહે !
હતો હમણાં ગયો પળમાં ! અહા સુખ તે ઉડી ચાલ્યું ! ૧૭
હતું મળવુંજ જો તારે નહીં ખસવું હતું તારે !
રડાવીને ઉઠી ચાલ્યો ! મળી રમવું ઉડી ચાલ્યું ? ૧૮
" 'થયું' 'ન થયુ' નહીં થાશે" જુઓ એવી જગતવાણી,
ક્ષણે કિન્તુ થયુ તેવું ! અરે પણ તે ઉડી ચાલ્યું ! ૧૯
બની કેવી બીના જોતાં ? વિસારી તે નહીં વિસરે !
અરે તે ચિત્ર આનંદી હસાવીને ઉડી ચાલ્યું ! ૨૦
કૃતિ આવી હશે કોની ? હૃદય ભેદાય, નવ શાન્તિ !
સ્મરે શું તું અરે ચેતન્ ! સહુ તે તે ઉડી ચાલ્યું ! ૨૧
કળા સૌ સ્વપ્નની ભાસે ! હસાવીને રડાવે છે !
રડાવીને હસાવે છે ! અહા તે તો ઉડી ચાલ્યું ! ૨૨
તપાસી લે નથી કાંઈ, રડાવે સ્નેહ અંતરનો,
નહીં વિસરે વિસાર્યો તે ! હૃદય બોલે 'ઉડી ચાલ્યું' ! ૨૩
ગયો જે તે મળે ક્યાંથી ?! સમજ ચેતન્ જગતરચના !
દિસે સૌ સ્વપ્નની ભ્રાન્તિ સહુ સુખ તે ઉડી ચાલ્યું ! ૨૪
જવાનું છે સહુ કોઈ, નહીં કોઈ અચળ જગમાં,
મહાસુખ પ્રીતિથી બોલે નિરાશાએ 'ઉડી ચાલ્યુ.' ૨૫

---

## ગયું તે ક્યાં ?[૧]

ગઝલ.

અહીં આ શું ? નહીં દૃષ્ટિ મહીં આવે ! ગયું તે ક્યાં ?
લતાગ્રે ખિલતુ કાલે મૃદુ આજે ગયું તે ક્યાં ? ૧
વિકાસી પૂર્ણ મુખ અંગે હસંતું જે ગયું તે ક્યાં ?
સ્વસ્નેહી સંગ આલિંગી રમંતું જે ગયું તે ક્યાં ? ૨

---

૧ ભોંય પડેલા કરમાઈ ગયેલા કોમળ બાળપુષ્પ તરફ નજર કરતાં આ કાવ્ય ઉદ્ભવેલું છે.

જગતને અર્પતું સુધા હૃદયની જે ગયું તે કયાં ?
પરિમલગુણથી જાણે જગત જેને ગયું તે કયાં ? ૩
રમે હૃદયે ! નહીં આગે ! નજરમાંથી ગયું તે કયાં ?
સ્વરૂપ તેનું નહીં શોધું ? નહીં ફાવે ! ગયું તે કયાં ? ૪
પ્રીતિ કાલે સુધા પાઈ સુગન્ધિની, ગયું તે કયાં ?
નહીં ભૂલું ગુણો તારા, નહીં જાણુ ગયું તે કયાં ? ૫
પ્રભુ મમ પુષ્પ વાસિત જે નહીં જાણું ગયું તે કયાં ?
રમે હૃદયે ગુણે તેના ! ન ભૂલાયે ગયું તે કયાં ? ૬
નહીં રોતાં નહીં જોતાં જડે કયાંહી ગયું તે કયાં ?
ધીરજ ધર તું અરે ચેતન્ ! નહીં જાણે ગયું તે કયાં ? ૭
ખરે નક્કી "ગયું તે" તે, વદે મિથ્યા "ગયું તે કયાં ?"
ગયું પાછું નહીં આવે, વૃથા બોલે 'ગયું તે કયાં ?' ૮
દિસે જે જે જશે તે તે, ન જગ જાણે ગયું તે કયાં ?
મહાસુખનું કુસુમ ચાલ્યું, વદે ભોક્તા ગયું તે કયાં ? ૯

## તને છોડી જવું પડશે.[૧]

ગઝલ

વસ્યાં સગે ! રમ્યાં સગે ! ખિલ્યાં સગે સુખે રંગે !
અરેરે હા હવે આ શું ? તને છોડી જવું પડશે ! ૧
દિવસરાત્રી ભિંજાયેલાં પરસ્પર સ્નેહસુધાથી,
વિખુટાં શું થવાનાં હા ! તને છોડી જવું પડશે ! ૨
વિચારૂં બાલ્યસ્થિતિ શું ! હૃદય છેદાય ભેદાયે !
સમય તે તો ઉડી ચાલ્યો ! તને છોડી જવું પડશે ! ૩
હતું શું સ્વપ્ન કે ભ્રાન્તિ ? ન દેખું હાલ દેખ્યું જે !
સ્મરૂં શું ? આ બને છે શું ? તને છોડી જવું પડશે ! ૪

૧ ગુલદાવદીના છોડ તરફ નજર કરવાથી આ કાવ્ય ઉદ્ભવેલુ છે; એક ડાળી ઉપર બે શ્વેત પુષ્પો પાસે પાસે ખિલી રહ્યા છે, આવાં મૃદુ સુંદર ખિલેલાં બે પુષ્પમાથી એકને માળી હાથમા પકડી તોડવાની તૈયારીમા છે તે સમયે સપડાયેલા પુષ્પની અન્ય પુષ્પ પ્રત્યે ઉક્તિ છે

હતાં જ્યારે મૃદુ નાનાં રમંતાં બાળ આપણુ બે !
રમતગમતો ન ભૂલાયે ! તને છોડી જવું પડશે ! ૫
બિડાયેલાં સજડ સાથે ! હૃદય ચિંતા મળે શાની !
નહીં ધાર્યું થયું તે તે ! તને છોડી જવું પડશે ! ૬
પવનલહરી મહીં સંગે ઝુલી જે ખેલ ભોગવતાં
ગયું તે સૌ ! રહ્યું હૃદયે ! તને છોડી જવું પડશે ! ૭
નિકટ બે આપણે સંગે પ્રભુસ્તુતિ કરંતાં જે
હવે તે ક્યાં ! પડ્યાં છુટાં ! તને છોડી જવું પડશે ! ૮
સુખાનંદો કીધા જે જે પીડે છે હાલ સૌ તે તે,
રડાવે છે અરે માયા ! તને છોડી જવું પડશે ! ૯
દુંખે રડતાં પરસ્પર બે નિકટ બેશીજ મધ્યાહ્ને
હૃદય દાબી ધીરજ ધરતાં ! તને છોડી જવું પડશે ! ૧૦
નહીં જો હોત કંઈ પ્રીતિ બનત સુખી હું અવસાને !
ગતિ આ સૌ પ્રીતિની છે ! તને છોડી જવું પડશે ! ૧૧
નહીં કંઈ સ્નેહ તેને શું ? સદા તે એકલો પોતે !
જવાનો એકલો ત્યાં શું ? તને છોડી જવું પડશે ! ૧૨
સ્થિતિ જેવી સદાની છે સ્થિતિ તેવીજ અંતે જો
પછી તેને શું રડવાનું ? તને છોડી જવું પડશે ! ૧૩
દિસું છું હાલ હું અત્રે ! પલકમાં કયા જઇશ ઉડી ?
અને જે તે તુ દેખી લે ! તને છોડી જવું પડશે ! ૧૪
દિસે જ્યાં સ્નેહ ત્યાં ભાસે અવસ્થા દુઃખ ને સુખની !
વશ્યાં સંગે હવે છુટા ! તને છોડી જવું પડશે ! ૧૫
અને નિસ્તેજ શાને તું ? રડે શાને મને દેખી ?
સહુ છોડી જવાનું છે ! તને છોડી જવું પડશે ! ૧૬
કંઈ આજે, કંઈ કાલે, ઉડી જાશે સહુ અંતે !
પ્રીતિ જ્યાં ત્યાં હૃદય બોલે "તને છોડી જવું પડશે" ! ૧૭
ધીરજ ધરને સદા કાળે ! મહા સુખને સ્મરે છે શું !
અરે સંગી ! હું જાઉં છું !! તને છોડી જવું પડશે ! ૧૮

---

# અહા આવી દશા અંતે![1]

ગજલ

અરે! આ શું દશા તારી! નહીં તે તું હતો જે જે!
સમજ ચેતન્ ગતિ તું આ? અહા આવી દશા અંતે! ૧
ગયુ કયાં અંગ તે તારૂં? ગઈ તુજ પત્રછાયા કયાં?
દિસે શાખા સુકાયેલી! અહા આવી દશા અંતે! ૨
હતો સુખીજ તું જેવો દુઃખી છે હાલમાં તેવો!
સ્થિતિ બદલાતી છે જગતે! અહા આવી દશા અંતે! ૩
અરે! આ પાસ આ કેવું? દુઃખી સગે દુઃખી છે શું?
કર્યું આ કાળચક્રે શું? અહા આવી દશા અંતે! ૪
સરોવરસ્થાન નામે છે, નહીં જળ કો સ્થળે ભાસે!
બની છે શુષ્ક ભૂમિકા! અહા આવી દશા અંતે! ૫
સરે છે રાન આ નજરે! ફરૂં હું અત્ર જંગલમાં!
નહીં કંઈ ભિન્નતા તેમાં! અહા આવી દશા અંતે! ૬
તરંગો તો દિસે કયાંથી? નહીં કંઈ નામ નિશાની!
તરંગો તો રહ્યા હૃદયે! અહા આવી દશા અંતે! ૭
સ્મરૂં શું હું વિલોકીને? પ્રથમનાં ચિત્ર નવ નજરે!
હૃદય ભેદાય અવલોકે! અહા આવી દશા અંતે! ૮
બિચારાં મચ્છ પાણીમાં રમત કરતાં મળી સંગે,
મરી ચાલ્યાં! સ્થિતિ કેવી? અહા આવી દશા અંતે! ૯
ભૂમિ નિસ્તેજ આ રડતી ગગન સામું નિહાળીને!
રડે શું દુઃખ વિભુને?! અહા આવી દશા અંતે! ૧૦
કિનારે આવી પખીઓ રમતાં નીરમાં પાસે!
હવે કયાંથી રમત દેખું? અહા આવી દશા અંતે! ૧૧
મનુષ ન્હાતાં કંઇ ધોતા! મળી કોઈ ક્રીડા કરતાં!
હવે તે ખેલ કયાં દેખુ? અહા આવી દશા અંતે! ૧૨

---

[1] સરોવરકિનારે એક પત્રરહિત બનેલા આબાના વૃક્ષ તરફ જોવાથી અને સરોવરની શુષ્ક સ્થિતિ તરફ નજર જવાથી આ કાવ્ય સ્ફુરેલુ છે

સમજી ચેતન્ વિચારી લે! દશા છે સર્વની તેવી!
કદી સુખી કદી દુઃખી અહા આવી દશા અંતે! ૧૩
યુવાનીમાં સુખે ખેલે! જરામાં જો શરીર કેવું?
સ્થિતિ બદલાય પળપળમાં! અહા આવી દશા અંતે! ૧૪
સુખે તો તું સીધે પથે સરે ક્યાંથી વિચારીને?
સુઝે સર્વે દુઃખી જ્યારે! અહા આવી દશા અંતે! ૧૫
સરોવર હે! દુઃખી જન હે! ધરે છે દુઃખ તુ શાને?
જગતસ્થિતિજ બદલાતી! અહા આવી દશા અંતે! ૧૬
સ્મરી લે તુજ બાળક બે કમળ કુમુદા જળે રમતાં!
વિચારજ તેમની સ્થિતિ અહા આવી દશા અંતે! ૧૭
હસે દિને! રડે રાત્રે! હસે રાત્રે! રડે દિને!
કમળ કુમુદા, ભૂલે તે શું? અહા આવી દશા અંતે! ૧૮
કદી ચડતી! કદી પડતી! સ્મરી લે વૃક્ષની છાયા!
પછી શિદ ખેદ ધારે છે? અહા આવી દશા અંતે! ૧૯
કહું હું શું તને મુખે? દિસે છે સૃષ્ટિનો ક્રમ તે!
બને જે તે સહેવાનું! અહા આવી દશા અંતે? ૨૦
ડરીને વિશ્વત્રાતાથી કરી શુભ કર્મ ચેતી લે!
મહા સુખની શિખામણ છે! અહા આવી દશા અંતે! ૨૧

## દશા તેવી સમજ તારી.

ગઝલ

કુસુમ વાસિત નવરંગે ખિલે પ્રાતઃસમે હાસે,
દશા જેવી દિસે કાલે દશા તેવી સમજ તારી. ૧
સરિતાના ઉદક ઉપરે તરંગો સૌ રમે સાથે,
રમી પળમાં વિનાસે છે, દશા તેવી સમજ તારી. ૨
પળે એકે પરિવેશે દિસે શી ચંદ્રની કાંતિ!
પછી જોતાં હતું તેવું, દશા તેવી સમજ તારી. ૩
નવીન રંગો સરે કેવા ગગનમાં મેઘધનુષેથી,
ક્ષણે અંતે શમાયે છે, દશા તેવી સમજ તારી. ૪

મહા તેજે પ્રકાશીને નયન ભેદે અહા વિદ્યુત્,
ઉડે તે જોત જોતામાં, દશા તેવી સમજ તારી. ૫
દીપાવે દિવ્ય વાદળને કનકકિનારી સૂર્યાસ્તે,
પછી સૌ તે ન આભાસે, દશા તેવી સમજ તારી. ૬
જુઓ તડકે તરૂછાયા ઘડી ઘડી માંહિ બદલાયે,
નહીં એ સ્થિર કો સમયે, દશા તેવી સમજ તારી. ૭
સવારે ઝાકળે જોતાં કમળપત્રો દીપે રજે,
રવિકિરણે ઉડી જાયે, દશા તેવી સમજ તારી. ૮
કળા તું સ્વપ્નની ચેતન્ વિચારી લે હૃદય માંહે,
પ્રભાતે તો ન તેમાંનું, દશા તેવી સમજ તારી. ૯
શિયાળામાં ગિરિ ઉપરે ઠરે છે હીમ રાત્રિએ,
રવિ ઉદયે ગળી ચાલે, દશા તેવી સમજ તારી. ૧૦
ધ્વજા ફરકે પવન માંહે, સદા અસ્થિર જો ચેતન્,
પવનની જો ગતિ કેવી, દશા તેવી સમજ તારી. ૧૧
જુદા જુદા જ દેખાવો રચે છે વાદળાં ગગને,
દિસે જે જે પછી નવ તે, દશા તેવી સમજ તારી. ૧૨
દિસે જે આજ તે કાલે ન જોવામાં ફરી આવે,
ચળિત રચના જગત માહે, દશા તેવી સમજ તારી. ૧૩
ભરોસો રાખી જો બેઠો, અફળ જાશે જ જન્મારો,
ભમે છે કાળ શિર ઉપરે, દશા તેવી સમજ તારી. ૧૪
જુએ છે રાહ તું કોની? જગત આ સર્વ મિથ્યા છે,
મુકીને સૌ ઉડી જાશે, દશા તેવી સમજ તારી. ૧૫
દિસે જે કાર્યો કરવાનાં રહે કરતો સદા તે તે,
નહીં વિશ્વાસ મૃત્યુનો, દશા તેવી સમજ તારી. ૧૬
સમજ દૃષ્ટાંત કુદરતનાં, સમજને સાનમાં ચેતન્,
દશા દૃષ્ટાંતની જેવી દશા તેવી સમજ તારી. ૧૭
સદા તું ચેતતો રહેને, ભલે આવે મરણ પળમાં,
નસીહત આ મહા સુખની, દશા તેવી સમજ તારી. ૧૮

---

# કર્યું હાથેજ તે સાથે.

ગઝલ

તને નવ સાન છે ચેતન્! નહીં શિક્ષા ધરે ધ્યાને,
હજી કાંઇ સમજને તું, કર્યું હાથેજ તે સાથે. ૧
કરે છે તું વિચારો શું? કહે છે શું? કરે છે શું?
ખરૂં તે તે વિસારે છે, કર્યું હાથેજ તે સાથે. ૨
અચળ સ્થિતિ નથી એકે! સહુ પળ માંહિ બદલાયે!
ધરે જગનો ભરોસો શું! કર્યું હાથેજ તે સાથે. ૩
વિતર્કો ને વિતર્કોમાં સમય આ સર્વદા ગાળે!
રહે કરવું સહુ અંતે! કર્યું હાથેજ તે સાથે. ૪
બહુ પસ્તાય અંતરમાં સમય એવો બને જ્યારે!
કહે છે તે ક્ષણે ચેતન્ "કર્યું હાથેજ તે સાથે." ૫
પડે છે અન્યના કામે, નહીં તારૂં તું સંભાળે,
બને તારૂં પછી તેવું, કર્યું હાથેજ તે સાથે. ૬
નથી તું અન્યનું કરતો, કરે નવ તેમ તું તારૂ,
રહે સૌ તેમ તે તેવું! કર્યું હાથેજ તે સાથે. ૭
નહીં તારૂં તુ સંભાળે, પછી શું અન્ય કરવાના,
વૃથા વિશ્વાસ શું રાખે? કર્યું હાથેજ તે સાથે. ૮
જગત સર્વે કહેવાનું, નહીં કઇં કિન્તુ કરવાનું,
કહે શું અન્યનું કીધું, કર્યું હાથેજ તે સાથે. ૯
બન્યું નવ આપથી કાંઈ, દીધું તે સોંપી સ્નેહીને,
સગાઇ શી દિસે તેમાં? કર્યું હાથેજ તે સાથે. ૧૦
નથી તારૂં સગું કોઇ! સમજ વિના ભમે ભૂલી,
વિચારી હાલ ચેતી લે, કર્યું હાથેજ તે સાથે. ૧૧
કદી નવ રાખ તું ચેતન્ ભરોસો અલ્પ કાયાનો,
કહીને કાળ નવ આવે, કર્યું હાથેજ તે સાથે. ૧૨
વસુ ઘરબાર તે તો શું તજી કાયા જવું પડશે!
સગાઈ છે શી કાયાથી?! કર્યું હાથેજ તે સાથે. ૧૩

કરે મમતા તું શા માટે? નહીં કંઈ આવશે સાથે!
કીધું જે જે ખરૂં તે તે, કર્યું હાથેજ તે સાથે. ૧૪
'કરીશ કાલે' કહે છે તું! અરે પળ તે દીઠી કોણે?
ઉડી ચાલીશ પળ માંહે! કર્યું હાથેજ તે સાથે. ૧૫
નહીં ચેતી કદી બેસે! રડીશ પસ્તાઈ પાછળથી!
દુઃખે સૌ સાંભરે કરવું! કર્યું હાથેજ તે સાથે. ૧૬
બીજાને સોંપીને નવ જા, કરી લે જાતથી જીવતાં,
ખરૂં જે કામ કરવાનું કર્યું હાથેજ તે સાથે. ૧૭
દુઃખે કાયા પીડાયે છે, રહી જાયેજ કરવાનું,
વહે મિથ્યા સમય આવો, કર્યું હાથેજ તે સાથે. ૧૮
નજર માંહે ભમે તારી, સુખી કોઈ, દુઃખી કોઈ,
હશે તે શું વિચારી લે, કર્યું હાથે જ તે સાથે. ૧૯
કરીશ જેવું તું આ ભવમાં, ભવે બીજા ગ્રહીશ તેવું,
હવે તૈયાર ચેતી થા, કર્યું હાથેજ તે સાથે. ૨૦
સદા પાપે મહા દુઃખ છે, સદા પુન્યે મહા સુખ છે,
જગે આ જન્મી પુન્યજ જે કર્યું હાથે જ તે સાથે. ૨૧

## ભૂલો પડેલો મુસાફર.[1]

ગઝલ

ગિરિ આગે મહા રાજે! અડગ પોતે પવન સામે!
શિખર સૌ અભ્રને છેદે! કૃતિ કેવી! અહા આ શું! ૧

૧ કોઈ મુસાફર ફરતો ફરતો પર્વતની તળેટી આગળ આવી પાણીના વહેતા ઝરાની પાસે આરામ લેવા મુકામ કર્યો થોડો વખત આરામમાં ગાળ્યા પછી કોઈ મધુર અવાજ કાને પડવાથી ઉભો થયો અને આસપાસ નજર કરવા લાગ્યો રાગથી અતિશય ખુશ થતો જે દિશાએથી અવાજ આવતો હતો તે તરફ ધીમે ધીમે જવા લાગ્યો અને છેવટે રસ્તો મુકી એક પારધી મધુર સાદે વાજીત્ર વગાડી હરિણોને લોભાવી સપડાવતો હતો ત્યા તે આવી પહોંચ્યો, અને હરિણોને દેખી તેને પોતાની સ્થિતિનું ભાન આવ્યું, અને રાગની ધુનમાં પોતે ભૂલો પડયો છે એવું સ્મરણ થવાથી પાછો વળ્યો અને તળેટીના મુકામનો રસ્તો શોધવા લાગ્યો,

ઝરણુ ઝરતાં વહી ચાલે ! મધુર સાદો પડે કાને !
ગિરિ માંહે રહે પાણી કહો તે કયાં? અહા આ શું ! ૨
પ્રવાહો આ મળી સંગે સરિતા રૂપમાં ચાલે !
તરંગો રમ્ય ઉછાળે રમાડે હા ! અહા આ શું ! ૩
ભૂમિને ભેટતી ચાલે, ગ્રહે ગુણો મહીંથી તે !
પ્રભુ હે તારી રચના સૌ કળાયે શું ! અહા આ શું ! ૪
અરે ! દૂરેથી અત્યારે સરે શું કાનમાં મારા ?
કરે છે ગર્ક રંગે તે ! હશે તે કયાં ? અહા આ શું ! ૫
નદીના સૌ તરંગોમાં વસ્યો આ રાગધ્વનિ કે શું ?
સરિતાએ ચલાવી શું ધ્વનિગીતા ! અહા આ શું? ૬
પવન સંગે મળી પોતે રમાડે છે દિશા ચારે !
ખરે તે પાસથી આવે મધુર કેવો ! અહા આ શું ! ૭
નદી સગે ગતિ મારી કરી ચાલું ! ધ્વનિ સાથી !
સરે કયાંથી ? વિલોકું તે ? કળા કેવી ? અહા આ શું ! ૮
નદી આ ગાનની ચાલે ! નદી આ પાસ પાણીની !
પવનમાં એક, ભૂમિથી રમે બીજી, અહા આ શું ! ૯
નદીની જન્મભૂમિકા નજરમાં આ ગિરિ આવે !
હશે કયાં જન્મભૂમિ આ ધ્વનિની હા ! અહા આ શું ! ૧૦
સુરો સામા મધુર આવે ! દિશા તે તેજ દર્શાવે !
પવનની આ ગતિ કેવી ! ચમત્કારી અહા આ શું ! ૧૧
હારણો દૃષ્ટિમાં આવે, ઠરે બેશી નિકટ સંગે !
હરે નેત્રો તહિં તે તે ! બન્યું અત્રે અહા આ શું ! ૧૨
ચલાવે પારધી છાનો મુખે વાજીંત્રની ગીતા !
ફસાયાં રાગના રસમાં હરિણો સૌ અહા આ શું ! ૧૩

---

રસ્તો ભૂલી જવાથી ફાફા મારવા લાગ્યો અને મનમા પસ્તાવો કરવા લાગ્યો કે હરિણ માત્ર રાગના રસથી મરણનો ભોગી થાય છે તો હુ પાંચે રસનું સેવન કરનાર કેટલો બધો દુ ખી થવાનો ! હરિણ તો શુ, પરંતુ હું પણ રાગની ધુનમાં ભૂલો પડયો. એ રીતે આ કાવ્યમાં મુસાફર અને હરિણદ્વારે ઇન્દ્રિના કોઇપણ નાદમા નહી પડવા ચેતનને ઉપદેશ છે.

હરિણો! રાગના નાદે[1] તણાઈ આવી બેઠાં શું ?
વિંધાશે અંગ બાણોથી! પડ્યાં પાશે અહા આ શું ! ૧૪

---

૧ હરણ ગાન પ્રત્યે કેટલો બધો પ્રેમ ધરાવે છે તેની કલ્પના એક કવિ નીચે પ્રમાણે કરે છેઃ—એક સ્ત્રીનો પતિ પરદેશ જવાથી તે ઘરમાં એકલી રહેતી હતી અને તેને બીન વગાડવાનો શોખ હોવાથી નવરાશનો વખત તે બીન વગાડવામાં ગાળતી હતી આ બીનના મધુર સુરોનો ધ્વનિ પાસેના વગડામા રહેતા કોઈ હરણના કાને પડવાથી તે ધીમે ધીમે તે ઘર આગળ આવ્યુ અને જે જગોએ સ્ત્રી બીન વગાડતી હતી ત્યા આવીને નિરાતે બીન સાભળવા બેઠુ સ્ત્રી આ હરણની રાગપ્રત્યેની માયાનુ કારણ સમજી ગઈ અને તેને રીઝાવવાની ખાતર બીન વગાડવું ચાલુ રાખ્યુ. થોડી વાર પછી સ્ત્રીએ વગાડવું બધ કર્યું એટલે તે હરણ જરા રાહ જોઈ ત્યાંથી ચાલતુ થયુ આ પ્રમાણે હમેશાં વખત થાય એટલે હરણ બીન સાભળવા આવતુ હતુ કેટલાક વખત પછી તે સ્ત્રીનો ધણી પરદેશથી આવ્યો નીચે બારણાનાં કમાડ બધ કરી બન્ને જણ ઉપર બેઠા ને સ્ત્રીએ બીન વગાડવું શરૂ કર્યું, એટલામા તો પેલુ હરણ હમેશના નિયમ પ્રમાણે કાને શબ્દ પડવાથી બારણા આગળ આવી કમાડ સાથે માથું મારવા લાગ્યુ આથી સ્ત્રીના ધણીને વ્હેમ પડ્યો કે પોતાની ગેરહાજરીમા સ્ત્રીએ કોઈ યાર રાખેલો છે તે અત્યારે આવી બારણા ઠોકે છે, આથી કાઇપણ તપાસ નહીં કરતા ક્રોધના આવેશમાં બારણા ઉપરની બારીમાથી છુટો છરો ફેંક્યો છરો હરણના માથામા એકદમ વાગ્યો અને હરણે કારમી ચીસ પાડી, આથી તે સ્ત્રી ચમકી અને બોલી ઉઠી "આ શુ કર્યું ? તે તો બિચારૂ હરણ છે, હમેશા બીન સાભળવા આવે છે" હરણને તરફડતું દેખી સ્ત્રીનો ધણી ઘણો પસ્તાયો અને સ્ત્રી ઘણુ રડવા લાગી તેને રડતી દેખી મરતા મરતા હરણે કહ્યુ —(દોહરો) "પીપળ ખરત હમ સુને જાવે સગલ દ્વીપ, પ્રીત કરી ઈસ બીનસે, શીષ દીયો બક્ષીસ અબ કયા રોવે કામની, કારી લગ ગયે ઘાવ, જબલગ ઘટમે પ્રાન હે તબલગ બીન બજાવ" આ સાભળી સ્ત્રીએ જવાબ આપ્યો —"તાલ તાન સબ તુટ ગયે, તુટ ગયે સબ તાર, તુમ સુનનેવાલે ચલ બસે હમ મરે બજાવનહાર" આવી સ્ત્રીની વાણી સાભળી છેવટના શ્વાસ લેતા હરણે કહ્યુ—"આતેકે તાતે કરો, હાડ માસ સબ ખાઓ, ચમડેકા બિછાના કરો, બેઠા બીન બજાઓ." આ પ્રમાણે જવાબ આપી હરણ મરણ પામ્યુ. આ કલ્પનાથી જણાઈ આવશે કે હરણ મરતા સુધી પણ ગાયનની માયા મુકતુ નથી

હરિણો ! શું દિસે ગાને ? કહો સુખ કયાં છુપાયું છે ?
મરણ રચના રચાઈ છે પડયાં ફંદે અહા આ શું ! ૧૫
" મુસાફર તું શું બોધે છે ? તણાઈ કેમ તું આવ્યો ?
અમે જેવાં તું તેવો છે ! પડે રાગે અહા આ શું ! ૧૬
અમે તો એકના ભોગી, તું ભોગી પંચ નાદોનો,[1]
દશા કેવી થશે તારી વિચારી લે અહા આ શું ? " ૧૭
હરિણ ! તુજ બોલ સાચા છે, વળું પાછો મુકામે હું,
અરે મુજ પંથ કયાં શોધુ ? પડયો ભૂલો અહા આ શું ! ૧૮

---

૧ પચ નાદો = પચ રસ—રૂપ, સ્પર્શ, શબ્દ, ગધ અને રસ. આ સંબધમા દત્તાત્રયાખ્યાનમા કહ્યુ છે કે—" पतग मातग कुरग भृग मीनाहता: पचभिरेव पच । एक प्रमादी स कथ न हन्यते य सेवते पचभिरेव पच ॥ ભાવાર્થ —પતંગ, હાથી, હરિણ, ભ્રમર ને મચ્છ એ અનુક્રમે રૂપ, સ્પર્શ, શબ્દ, ગધ અને રસ એમ અકેક વિષયમા અકેક લુબ્ધ થઈ પ્રાણ ગુમાવે છે તો એકજ માણસ પાચ વિષયને સેવનાર અર્થાત્ પાચે વિષયમાં મોહિત બનેલો નાશ પામે એમા શુ આશ્ચર્ય ?" વળી કર્પૂરપ્રકરમા કહ્યુ છે કે "गीतामृतातिरतिकर्णपुटस्त्रि पृष्ट पर्यकपाल इव कष्टमुपैति घोरम् । सच्छद्मलुब्धकक्रुताद्भुतगीतलुब्ध बद्ध विलोक्य मृग भयविह्वलांगम् ॥ ભાવાર્થ —જેના કાન ગીતરૂપી અમૃતમા તદન આસક્ત છે તે માણસ શય્યાપાલકની પેઠે ઘોર દુ ખ પામે છે દષ્ટાત તરીકે કપટી પારધીએ કરેલા અદ્ભુત ગીતમાં લુબ્ધ થયેલા પાશમા પડી બધન પામેલા અને મૃત્યુના ભયથી વિહ્વળ બનેલા હરણને જુઓ " શય્યાપાલકની કથા નીચે પ્રમાણે છે —દ્વારવતિ પુરીમા ત્રિપૃષ્ટી વાસુદેવ રાજ કરતા હતા, તે એક વખતે શય્યાપર સુતા હતા અને તેમની આગળ ગધર્વ ગાન કરતા હતા ત્રિપૃષ્ટીએ પોતાને નિદ્રા આવ્યા બાદ ગાયન બધ કરાવવા પોતાના શય્યાપાલકને હુકમ કર્યો શય્યાપાલક ગાયનમાં એવો લુબ્ધ થયો કે રાજા નિદ્રાવશ થયા છતાં ગાયન બધ કરાવ્યુ નહી તેથી ત્રિપૃષ્ટીની આખ ઉઘડી ગઈ અને કોપાયમાન થઈ શય્યાપાલકને કહેવા લાગ્યા " અલ્યા દુષ્ટ ! મારો હુકમ છતાં આટલો બધો ગાયનમા લુબ્ધ થઈ ગાયન બધ કરાવ્યુ નહી અને મારી નિદ્રા બગાડી " એમ કહી તેને શિક્ષા તરીકે તેના બે કાનમા સીસું તપાવીને રેડાવ્યુ જેથી તે ઘોર કષ્ટ પામી મરણ પામ્યો.

તણાયો રાગલહરીમાં, નદી છોડી અહીં આવ્યો,
સુઝે નવ પંથ જંગલમાં ! નદીતટ ક્યાં ? અહા આ શું ? ૧૯
ચુકાવ્યો પંથ વાજીંત્રે, ફરી નહિં પંથ બતલાવે,
હવે શિદ જાવું મુકામે ? પડ્યો ફદે અહા આ શું ! ૨૦
પીડા આ એક ઇન્દ્રિની, પછી શું પંચનું ક્હેવું ?
હરિણનો બોલ નસીહતનો મહા સુખનો અહા આ શું ! ૨૧

---

## મન મુસાફર.[1]

શિખરિણી વૃત્ત

ફરે છે તું ક્યાં ક્યાં ? ગતિ તુજ નહીં શાન્ત કદીએ !
નથી જોતો એકે તુજ સમ અહા પાન્થ[2] ભૂમિએ !
પળે એકે તું ક્યાં ! પળ મહિં ઉડી ક્યાં વશી રહે !
તહીંથી ક્યાં ચાલે ! તુજ ગતિ મહા કો કળા કહે ? ૧
નથી પક્ષી એકે મધુર ગીત આનદ કરતાં,
નથી વૃક્ષો લીલાં પવન મહિ જ્યાં રમ્ય રમતાં,
રવિ કિર્ણો ફેંકે અતિશય પ્રચંડોષ્ણ[3] નભથી,[4]
ઉડી ત્યાં તું ચાલે સુખમય અહા શાંત સ્થળથી ! ૨

---

૧ ચિંતાતુર અને દુ:ખમય બનેલા મનુષ્યના હૃદયના આ કાવ્યમાં ઉદ્ગાર છે. મનની અસ્થિર, ભ્રમિત અને શોકજન્ય સ્થિતિનો વારવાર ભાસ થવાથી અને ગતિ, અટન, દેશવિદેશ પંથાદિકની માહિતી વીગેરે મુસાફરના ગુણો અને રીતભાત મનના ગુણ સાથે સરખાવતાં સમાન લાગવાથી હૃદય મનની મુસાફરરૂપે કલ્પના કરે છે અને તેના મહાન બળ, સાહસ, સ્વતત્રતા, અને શીઘ્ર ગતિ આદિના પ્રભાવના ચિતારનું અવલોકન કરી હૃદય મન પ્રત્યે તત્સંબધી ઉક્તિ કરે છે. હૃદય પ્રથમ મનની અસ્થિર ગતિનો આરભ કરી મન કયા ક્યાં જાય છે તે તે દર્શાવે છે અને તે જાણે કે ખરેખર મુસાફર છે એવી ઉત્પ્રેક્ષા કરી સૃષ્ટિઅટન અવલોકી સૃષ્ટિસ્થળ દર્શાવે છે. આવા સૃષ્ટિસ્થળરૂપે હૃદય દુ ખસુખની કલ્પના કરી મનની રીતિનું ભાન કરાવે છે. ૨ પાન્થ=મુસાફર. ૩ પ્રચડોષ્ણ=બહુ ગરમ ૪ નભથી=આકાશમાથી.

અભેદ્યે દૂર્ગે[1] જ્યાં ભૂમિજન પ્રવેશી શું શકશે !
પ્રવેશે છે ત્યાં ત્યાં ! કાહિં કંઈક શકા નવ વસે !
છવાયું જ્યાં વાતાવરણ ધૂળ આંધીથી પવને,
તહીંએ તું નાસે ભીતિ રહિત ભીતિકર રણે ! ૩
લતા વેલી વૃક્ષો મૃદુ કુસુમ રંગીન રમતાં,
રમે પંખી નીરે જળઝરણ જ્યાં સ્વચ્છ ઝરતાં,
અહા તે ઉદ્યાને કહિંથી કહિં નાશી કઈ પળે,
ઠરે ત્યાં એકાતે રમણીય લતા મંડપ તળે ! ૪
પળે જોતાં જોતાં ભીતિકર મહા નગ્ન ગિરિએ !
વસે છે ત્યાં શિલાસમૂહ મહિ એકાંત કદીએ !
કદી શૃંગે નાસે ! કદી ઘનગતિ સંગ વિચરે[2] !
તહીંથી આકાશે કરી ગતિજ સ્વર્ગસ્થળ સરે ! ૫
વિલોકી સર્વત્રે વિધ વિધ સુખો ત્યાં અનુભવે !
ફરી પાછો ત્યાંથી વન મહિ ધસે દુઃખદ દવે[3] !
બળેલો અગ્નિએ સરિત મહિ નિમજ્જન[4] કરે !
તણાતો તું ત્યાથી ઉદધિજળ માહે જઈ સરે ! ૬
ભમી સર્વે નિધિ મથન કરતો એક પળમાં !
તહીંથી પાતાળે સરર સરતો એક ક્ષણમાં !
ગતિ તારી આવી અકળ જગમાં કોણ કળશે ?
દશે દિશા ખેલે ! રવિકરગતિ તુંથી ડરશે ! ૭
કદી રાજે જગ્તે નૃપતિ બની રાજ્યાસન પરે !
ધ્વજા ઉડે દિવે[5] જય જયની, આજ્ઞા જગ ફરે !
લડી કો સગ્રામે વિધ વિધ રીતે યુદ્ધ કરતો !
કદી હારી અતે મરણડર ધારી સરી જતો ! ૮
કદી ભિક્ષા લેવા પ્રતિ ગૃહ ગૃહે તું ભટકતો !
કદી રોતો દુઃખે, વળી કદી કદી હાસ્ય કરતો !

૧ અભેદ્યે દૂર્ગે=ન ભેદાય તેવા કિલ્લામા. ૨ વિચરે=જાય છે. ૩ દવે=અગ્નિમાં. ૪ નિમજ્જન=ડુબકી મારવી તે ૫ દિવે=આકાશમાં.

બહુરૂપી ભાસે, વિધવિધ બહુ તું રૂપ ધરે !
તને કો ના પુછે તુજ સ્થિતિ રીતિ જ્યાં તું નિસરે ! ૯
ગણે તું ના કોને વસુપતિ ભલે કે નરપતિ !
સ્વઇચ્છાએ ચાલે વિપરિત રીતે ક્યાહિં વરતી !
છતાં સુખાનદો નિશદિન સતાવી દુઃખી કરે !
દયા કિંચિત્ કોઈ સમય હૃદયે તું નવ ધરે ! ૧૦
ચૂકાવે ધ્યાનીને વિધવિધ રીતે વિઘ્ન રચીને !
ભૂલાવે જ્ઞાનીને વિધવિધ રીતે મૂર્ખ કરાને !
સતાવે સર્વેને નિશદિવસ અદૃશ્ય વશીને !
ન કોઈના પાશે વિપળ સુધી બધાય પડીને ! ૧૧
નથી જોતો કોની તુજ સરખી સ્વાતંત્ર્ય ભૂપરે,
નથી જોતો કિંચિત્ તુજ સમ ગતિ શીઘ્ર અવરે,
હરીફાઈ શું શું તુજ થકી મહાસુખ કરશે !
દશે દિશા માંહે તુજ સમ શું મુસાફર હશે ? ૧૨

---

## અરે દૂર થા !

ગઝલ

અરે હે નીચ પાપી મન્! રહ્યો અત્રે વશી તું કયાં ?
લીધું તે સ્થાન કયાંથી આ ? નિકળ પાપી અરે દૂર થા ! ૧[1]
નથી જોતો પીડા કોની ! નથી જોતો સ્થિતિ કોની !
સતાવે છે ! દુભાવે છે ! નિકળ પાપી અરે દૂર થા ! ૨[2]

---

૧ ચિતાસ્વરૂપે પ્રકટ થતા દુ ખાદિથી પીડિત બનેલા હૃદયની મન પ્રત્યે આ ઉક્તિ છે મન અને હૃદય એ બે એકજ સ્થાને સાથે કાયામા વસે છે, અને મનને તે સ્થાનમાથી દૂર કરવા હૃદય કોપાયમાન થઈ કહે છે, તે પ્રથમના ચાર ચરણ પરથી સૂચિત છે કોપ અને સાથે રાખવા તિરસ્કાર આદિથી મન અને હૃદયનો પરસ્પર વિરોધ સ્પષ્ટ સમજાય છે.

૨ વ્યાધ રોગાદિથી કાયા પીડા પામતી હોય છતા મન તરફથી ઉત્પન્ન થતી પીડા શરૂજ હોય છે તેથી તેને કોઈના દુ ખની દરકાર નથી તે પ્રથમના બે ચરણ પરથી જણાય છે

રહે છે ક્યાં? ભમે છે ક્યાં? ઉડે છે ક્યાં? ઠરે છે ક્યાં?
રમે છે ક્યા? દમે છે ક્યાં? નિકળ પાપી અરે દૂર થા! ૩[1]
જઈ તું શુષ્ક જગલમાં ફરી રખડે બળે સૂર્યે!
અહે જે દુઃખ તેમાં તું મને નાખે! અરે દૂર થા! ૪
ખિલેલી પુષ્પથી પૂર્વે દિસે ભૂમિ કંટકે આજે!
ગ્રહી તું કટકો ત્યાંથી મને છેદે! અરે દૂર થા? ૫[3]
નહીં જપી જરી બેસે! નહીં જરી ઠામ ઠરવા દે!
રીબાવે છે મને શાને? નિકળ પાપી અરે દૂર થા! ૬[4]
બળે છે કાષ્ઠ જ્યાં રાને, ઉડે છે જ્વાળ આકાશે,
ગ્રહી જ્વાળા જઈ, તેમાં મને હોમે! અરે દૂર થા! ૭[5]

---

૧ માણસ જ્યારે ચિંતામય ભારે વિચારોથી ઘેરાયેલો હોય છે તેવામા કોઈ અન્ય જનના મળવાથી આવા પ્રકારના અસ્થિર મનનુ ભાન થાય છે જ્યારે મન એક વિચાર કરે છે એટલામા તો તે બીજા વિચારે નાશી જાય છે ને આમ તેમ ભમ્યા કરે છે, શી વાત થાય છે તે પણ ભૂલાવે છે ને અંત કરણ રીબાવે છે વીગેરે આવા પ્રકારનુ મનનું અસ્થિરત્વ અને તેથી ઉત્પન્ન થતો ખેદ ત્રણ ચરણમા પ્રદર્શિત છે.

૨ અવિચારી કરેલા કામ તરફ જ્યારે મન નાસે છે ને જ્યારે તેથી ઉદ્ભવતા દુ ખો અનુભવાય છે ત્યારે હૃદય બળે છે જગલરૂપે અવિચારી કાર્યની અને સૂર્યતાપના ત્રાસરૂપે દુ ખની કલ્પના કરી છે

૩ સુખી માણસ જ્યારે આપત્તિમા આવી પડે છે અને આવા આપત્તિના સમયમા જ્યારે તેને પ્રથમની સ્થિતિનુ ભાન થાય છે ત્યારે તેનુ હૃદય કેવળ શોકાર્દ્ર બની રહે છે સ્થિતિને ભૂમિ, સુખને પુષ્પ, અને આપત્તિને કટક કલ્પવામા આવ્યા છે પ્રથમ જે ભૂમિકા પુષ્પથી ખિલી રહી હતી તે આજે કટકથી ખિલી રહી છે, ત્યાં મન પ્રવેશ કરીને અને ત્યાથી કટકો ગ્રહણ કરી હૃદયને ભેદે છે અર્થાત્ મન પ્રથમના સુખને યાદ કરાવી હૃદયને બાળે છે.

૪ હૃદયની સ્થિરતા મનની સ્થિરતા પર આધાર રાખે છે, મન અસ્થિર છે તો હૃદયને શાન્તિ મળવાનો સમય ક્યાથી?!

૫ જેથી ઉદ્વેગની જ્વાળા નિકળવા લાગે તેવા સમયાદિકના સ્મરણમા જ્યારે મનની ગતિ થાય છે ત્યારે તેમાથી નિકળતી જ્વાળા હૃદયને બાળી નાખે છે, અર્થાત્ દુઃખદ અવસ્થા અનુભવાય છે.

નથી થાતું તને કાંઈ! અલગ રહે છે કરી કર્મો !
પીડા તું અન્યને આપે! નિકળ પાપી અરે દૂર થા! ૮[1]
ગિરિશૃંગે ગગન માંહે લઈ ચાલે મને તાણી !
તહીંથી ભૂમિ ફેંકી દે! નિકળ પાપી અરે દૂર થા! ૯[2]
શિલાની સાથ અથડાતો દુઃખે કાયે પીડાતો હું!
રહે તું તો તહીં શૃંગે! દિસે તું તે! અરે દૂર થા! ૧૦[3]
વિલોકી ચારૂ ભૂમિકા સ્વરૂપ તે સત્ય માની તું
ભૂલાવીને મને સાથે લઈ ચાલે! અરે દૂર થા! ૧૧[4]
જઈ ત્યાં તું મને પાશે સજડ બહુ બંધ બાંધી લે!
ખશી દૂરે પછી મારે! મહા પાપી! અરે દૂર થા! ૧૨[5]

---

૧ કોઈ પણ કાર્યની ઇચ્છા થતા મન ઇદ્રિઓને પ્રવૃત્ત કરી કામે લગાડે છે અને તેથી થતી પીડામા કાયાને અને હૃદયને દુ ખમા નાખે છે આ પરથી મનની ભિન્નતા સ્પષ્ટ સમજાય છે

૨ રાજા અથવા શ્રીમતોની રિદ્ધિ દૃષ્ટિગોચર થવાથી મનુષ્યમન તેના વિચારમા તલ્લીન થાય છે ને કેટલીક ક્ષણ સુધી તો શ્રીમત યા રાજારૂપે બની કલ્પિત સુખનો અનુભવ લે છે ને હૃદયને પણ તે આનદનું દ્વાર બતાવે છે, પરતુ બીજીજ ક્ષણે પોતાની અલ્પ રિદ્ધિ યાદ થતા હૃદય સખેદ બને છે મન હૃદયને સુખદ્વારરૂપી ગિરિશૃગે લઈ ચાલે છે, પરંતુ તેટલામાં તો શૃગેથી ભોય ફેકી દે છે અર્થાત્ ગરીબ સ્થિતિનું ભાન કરાવી પીડે છે

૩ શ્રીમતની રિદ્ધિના પ્રભાવના ચિત્ર વિચિત્ર દેખાવો નજરે પડવાથી તેના વિચારમાજ મન રહે છે; પરતુ પોતાની ગરીબ અવસ્થા સ્મરણમા હોવાથી હૃદય તો દુખાય છે મન કલ્પિત સુખશૃંગે વશી રહે છે ને હૃદયને દુ ખશિલા પર અથડાતો ભોંય નાખે છે

૪ જેમ દૂરથી ક્ષારવાળી જગા સરોવર સમાન દેખાય છે ને હરિણો તે તરફ પાણી પીવા સારૂ દોડી અતે મરણ પામે છે કારણ કે તે તો માત્ર ખોટો દેખાવ છે, તેમ મન ઉપરથી સુખસમાન દેખાતા દુ ખને સત્ય સુખરૂપ માની તે તરફ હૃદયને સાથે લઇને જાય છે અર્થાત્ હૃદયને પણ ભૂલાવી લોભ લગાડી તેમા લલચાવે છે

૫ પરંતુ જ્યારે ઉપરથી સુખસમાન દેખાવ આપતુ દુઃખ, ધારણ કરેલું રંગીન આવરણ દૂર કરી પોતાનું ખરૂ દુ ખસ્વરૂપ પ્રકટ કરે છે ત્યારે હૃદયમા દુ ખ શિવાય અન્ય ભાસ હોતોજ નથી અર્થાત્ દુ.ખમય બને છે.

કદી ઉદધિ પ્રવેશે તું! મને લોભાવી લે સંગે!
પડે જ્યાં સંકટો માથે મને ફેંકે! અરે દૂર થા! ૧૩[1]
તરગોમાં તણાતો હું પડું આરે રીબાતો હું!
તરંગોના પ્રહારો જ્યાં પડે ભારે! અરે દૂર થા? ૧૪[2]
વિધિનું કઈં નહીં માને! સ્વછંદે તું ભમે જ્યાં ત્યાં!
મહા નાખી શિરે કષ્ટો રડાવે છે! અરે દૂર થા! ૧૫[3]
તને રે શું નથી થાતી દયા કાંઈ દુઃખી દેખી?
અધિક કીધું! હવે બાકી નથી કાંઈ! અરે દૂર થા! ૧૬[4]
કદી આગે ધરે ચિત્રો વૃથાનદો કરાવીને
કરે શોકાદ્ધિ તું અતે! નિકળ પાપી અરે દૂર થા! ૧૭[5]
વશ્યા અહિં આપણે સંગે, જવાના તોય બે સગે,
જવાનો એકલો નવ હું, લવે મિથ્યા "અરે દૂર થા!" ૧૮[6]

---

૧ કોઇ પ્રસગે અન્ય જનના સાહસકાર્યે દેખી માણસનું મન પોતાની શક્તિ ન છતા તેવાં કાર્યે કરવા તત્પર બને છે ને જ્યારે કાર્યમાં વિઘ્નો પડે છે ત્યારે મહા પસ્તાવો થાય છે ને હૃદય દુભાય છે સાહસ ઉદધિરૂપે અને પસ્તાવો આદિ ઉદ્વેગ, સંકટરૂપે છે

૨ આમ દુ ખરૂપી તરગોમાં તણાતુ હૃદય તરંગોના પ્રહારો ખાય છે.

૩ મનુષ્ય માત્ર જાણે છે કે દુ ખ સુખ કર્મ પર આધાર રાખે છે, જો કર્મે સુખ તો સુખ ને કર્મે દુ ખ તો દુઃખ આમ છે છતા પણ મન શાંત રહેતુ જ નથી, આમ તેમ ભટકયા કરે છે ને દુ.ખ ઉત્પન્ન કરે છે

૪ આ પ્રમાણે હૃદય મહા પીડા પામે છે ને તે દૂર કરવા હૃદય વદન અશક્ત છે તે ત્રણ ચરણ પરથી જણાઇ આવે છે

૫ કોઈ કોઈ પ્રસગે ગત વસ્તુનાં ચિત્રો અર્થાત્ સ્વર્ગસ્થ સ્નેહીઓની આકૃતિઓ દૃષ્ટિ આગળ ધરી એટલે કે તેમનુ સ્મરણ કરાવી વૃથા આનંદો કરાવી મન હૃદયને શોકોદધિમાં ગર્ક કરે છે

૬ મન ઉપર પ્રમાણે કોપયુક્ત વચનો સાંભળી જાણે કોઈ મહા બલવાન માણસ સાધારણ બલીન માણસને કહેતો હોય તેમ હૃદય પ્રત્યે કહે છે " આ સ્થાનમા ( કાયામાં ) આપણે બંને સાથેજ વસેલા છીએ તો આપણે બંને સાથેજ જવાના માટે તુ મને 'અરે દૂર થા' એમ વૃથા લવે છે હુ એકલો કદી જવાનો નથી." કાયામાં હૃદય ને મન સાથેજ છે ને તે કદી કાયા સજીવ છે ત્યાં સુધી જવાના નથી.

હૃદય! તું શું ડરાવે છે? મુસાફર હું મહા મહિમાં!
તને હું દુઃખ દેનારો! લવે શું શું "અરે દૂર થા!" ૧૯[1]
દસે દિશા મહીં મારી પળે પળ છે ગતિ જગમાં!
પ્રતિ મમ તારૂં શું ચાલે? વદે મિથ્યા "અરે દૂર થા!" ૨૦[2]
કરૂં કદી જ્ઞાની અજ્ઞાની! કરૂં અજ્ઞાનીને જ્ઞાની!
ચતુર નર મુર્ખ! તેવો હું! મને શું કહે "અરે દૂર થા!" ૨૧[3]
તજાવું ધ્યાન ધ્યાનીનું, ભ્રમિત કરૂં ગમે તેને,
મને પુછનાર નવ કોઈ, કહે તું શું "અરે દૂર થા!" ૨૨[4]
નહીં કંઈ ચેન જ્યાં સુધી વસે છે સાથ તું મારી,
મરણ તુજ હો! અગર અહિંથી નિકળ પાપી અરે દૂર થા! ૨૩[5]
અહા તુજ બોલશર છેદે! કરી દે બંધ તુજ વાણી!
મહાસુખને સતાવે શું? નિકળ પાપી "અરે દૂર થા"! ૨૪[6]

---

૧ "આખી પૃથ્વીમા મારા સમાન કોઈ મુસાફર નથી, તુ મને શુ ડરાવે છે! હુજ તને સતાવનાર છુ". મન મહા ગતિવાન છે, એક ક્ષણમાં અહીં તો બીજી ક્ષણમા કયાહી એમ અલ્પ સમયમા મહા મુસાફરી કરે છે તે પરથી મુસાફર સ્વરૂપે મન પોતાની કલ્પના કરે છે

૨ "તારી શક્તિ જરાપણ નથી ને હુ દસે દિશામાં ભમનાર છુ મારી આગળ તારી શી શક્તિ ચાલનાર છે?" અર્થાત્ મન બળવાન છે

૩ જ્યારે માણસનું મન ઠેકાણે હોય ત્યારે ભાન બરાબર રહે છે ને જ્યારે મન ભમે છે ત્યારે ભાન રહેતું નથી ભણેલો માણસ જો બેભાન અવસ્થાએ હોય તો તે ગમે તે બોલ્યા કરે છે અર્થાત્ અજ્ઞાની સમાન જણાય છે તેજ પ્રમાણે અજ્ઞાનીને જ્ઞાની એમ વિપરિત કામ મન કરે છે

૪ "મારી મરજી આવે તેને ભ્રમિત કરૂં છુ ને ધ્યાનીને પોતાના ધ્યાનમાં વિઘ્ન લાવી તજાવું છુ" વ્રતાદિ તપશ્ચર્યામા વિઘ્ન લાવનાર માત્ર મન શિવાય કંઈ નથી

૫ આવા મનના અસહ્ય શબ્દો સાભળી અને મનની આગળ પોતાનુ કાંઈ નહીં ફાવવાથી હૃદય મનની મૃત્યુ અવસ્થા ઇચ્છે છે મન મરવાથી સંતોષ ઉત્પન્ન થાય છે અને સંતોષની સાથે તમામ સુખ પ્રાપ્ત થાય છે

૬ મનના કઠોર શબ્દો હૃદયથી સહન નહી થઈ શકવાથી અને બાણ-સમાન લાગવાથી હૃદય મનની વાણી બંધ કરવાને તિરસ્કારયુક્ત જણાવે છે.

## મનુજ અવસ્થા.

પ્લવંગમ છંદ

ચિત્તે મનુજ[૧] વિચાર અધમ તું છે અતિ,
ધારી મતિ નવ સાર કરી નીચ તેં મતિ,
તે ભવમાં આ એક જગતમાં જન્મીને
લીધા વેશ અનેક બદન મન બદલીને. ૧

ગર્ભાશયની માંહ મહિના નવ રહ્યો,
શુદ્ધિ હતી નવ કાંય, ન ભાસ કંઈ લહ્યો,
પૂરો પર અધીન સમય આ તું હતો,
અધો ઇચ્છા વિણ ઉરે ન વિચારતો. ૨

આવા ગાળ્યા માસ શરીર વિષે રહી,
છોડીને પછી વાસ વસ્યો તું જગ મહીં,
લેશ હતું નવ જ્ઞાન દુઃખી આ સમયમાં,
રોતાં ને સ્તનપાન[૨] ગ્રહ્યુ હતું પ્રથમમાં. ૩

કોણ કોણ આ લોક,[૩] શી મારી જાત છે,
શું છે શોક અશોક, પિતા શું માત છે,
કોણ કોણ નિજ પ્રાણ, વળી શું જગત છે,
તેનું હતું નવ ભાન, શરીર અશક્ત છે. ૪

જો ખવરાવે ખાય, નહીં તો રડી મરે,
મુખે ના બોલાય, વહે દિન આમ રે,
કોઈ મારે કાય સહુ સ્હેવાય છે,
સામું જરા ન થવાય, અબળ તુજ કાય છે. ૫

પૂરો રહે પવિત્ર, ધરે માયા નહીં,
નિરપરાધી ચિત્ર, કપટ નવ મન મહીં,
કોણ તુજ કરતાર, નહીં શુદ્ધિ મળે,
સ્નેહ મળે ન લગાર, નયન મન નવ ચળે. ૬

આવા થોડા માસ વહ્યા આ સ્થિતિમાં,
કીધો તેં પછી વાસ જગતની રીતિમાં,

---

૧ મનુજ=માનવી ૨ સ્તનપાન=ધાવવું તે. ૩ લોક=જગત, દુનિયા.

ઉર ગ્રહ્યો અનુરાગ, ધરી મન કામના,[1]
રોતો તાણી રાગ, સરે નવ ધારણા. ૭
વાચા આવી અનેક, સમજતો સાનમાં,
સાન કરી તું હરેક મનાવે ધ્યાનમાં,
આમ નહોતું ભાન જરા કરતારનું,
તું રમતે ગુલતાન, સહુ મન સુખનું, ૮
દિન પ્રતિ દિન આમ રમતમાં મચી રહ્યો,
પામે જગનું જ્ઞાન, બહુ રાગજ ગ્રહ્યો,
દિલ ધર્યો પછી દ્વેષ, ગ્રહી મમતા ઘણી,
રાખે લેશ વિશેષ, સ્થિતિ આ તુજ તણી. ૯
આવાં થોડાં વર્ષ રહ્યાં સૌ આ રીતે,
ચિન્તા વિણ સૌ હર્ષ ભર્યા તે બહુ ચિતે;
ભીતિ વશી પછી ઉર જરા ભણવા તણી,
હર્ષ થયો તે દૂર, વશી ચિન્તા ઘણી. ૧૦
મેળવ્યું જ્ઞાન વિશેષ, નહીં પણ ઈશનું,
ધારે નવ તે લેશ, ધરે દશ દિશનું,
તું પ્રતિ વર્ષે આમ વધારો બહુ કરે,
ઈચ્છા થાય તમામ, પ્રભુ તું નવ સ્મરે. ૧૧
ધીમે ધીમે આમ રહી આ જગતમાં,
શિખે દેખ્યું કામ ભરે તુજ જાતમાં,
ચિત્ત રહે નવ સ્થાન, પડ્યો પછી કામમાં,
યુવાવસ્થા ભાન ભૂલાવે કામમાં. ૧૨
ખુબ બન્યો કામાંધ, ચહી ઉર કામની,[2]
થાય અવર નવ ભ્રાન્ત, જરી નહિં કામની,[3]
ખર્ચ્યાં દામ અપાર સ્ત્રીનું સુખ માણવા,
ધારે નવ કરતાર પ્રભુપદ પામવા. ૧૩
દિલ જરી નિજ ધર્મ કદી નવ ધારતો,
નીતિ અતિ શુભ કર્મ જરી નવ રાખતો,

---

૧ કામના=ઇચ્છા ૨ કામની=સ્ત્રી. ૩ કામની=ઉપયોગની.

રોજ ભોગવ્યા ભોગ, રહ્યો છક રંગમાં,
આવ્યો નવ સુંજોગ સ્તુતિનો અંગમાં. ૧૪
ગર્વ ધર્યો વળી લોભ શરીરે મદન સૌ,
ઇચ્છાનો નવ થોભ, સુખે વળી બદન સૌ,
દિન પ્રતિ દિન આમ વશી રતિરંગમાં,
શક્તિ ગૂમાવી તમામ સહુ સ્ત્રીની સંગમાં. ૧૫
આવાં ઉકલ્યાં કામ, પ્રભુ નવ સાંભર્યો,
ઠીક કર્યો નવ ઠામ, કુકર્મ નિધિ ભર્યો,
ઇચ્છયાં નારી બાળ, ભર્યા ભંડારને,
શિર ધરી જંજાળ, ભર્યો જગભારને. ૧૬
આમ જગતમાં મગ્ન રહ્યો જીવ હરદિને,
શોક અને વળી લગ્ન કર્યા રડી હરખીને,
સભારે જગવાત, નહીં પ્રભુ નામની,
નિંદા ઉઠી પ્રભાત કરે રસના ઘણી. ૧૭
આમ કર્યાં સહુ કામ, યુવાની વહી ગઈ,
આવ્યા દુઃખના ધામ અશક્તિ સૌ થઈ,
વૃદ્ધાવસ્થા દુઃખ પમાડે છે તને,
સ્વપ્ને છે નવ સુખ, સહુ વ્યાધિ તને. ૧૮
જીર્ણ સહુ થઈ કાય, ન દંત મુખે મળે,
આંખે નવ દેખાય, શરીર સકળ ગળે,
કંપે તારી કાય, ધ્રુજે કર બે સહી,
સુકાયેલા પાય ઠરે ધરણી નહીં. ૧૯
આવા જ્યારે દિન દીઠા બહુ દોહલા,
ગર્વ તજીને દીન બન્યો બહુ તું અલ્યા!
દેખી દુઃખ અઘોર સ્મર્યા ભગવાનને,
સર્વ શમ્યું તુજ જોર, મતિ થઈ તુજને. ૨૦
કીધાં વ્રત બહુ સાર દુઃખો નિવારવા,
પાપ તણો સહુ ભાર ત્વરાથી ટાળવા,
આવી બુદ્ધિ ઉર પ્રથમ આવી નહીં,
કીધુ હવે જગ દૂર, દશા દુઃખની લહી. ૨૧

સુખ વિષે નવ નામ પ્રભુ હૃદયે ધર્યો,
દુઃખ વિષે પ્રભુનામ નિરંતર તું સ્મર્યો,
બોધ પ્રથમ નથી કોય સમજતું સાનમાં,
જ્યારે દુઃખ અતિ હોય ધરે પછી ધ્યાનમાં. ૨૨

સ્વપ્ન જેવું સસાર, સચળ સૌ નામ છે,
ચિત્ત ચડે ચિતાર, અચળ નવ કામ છે;
પાય મુખ ને હાથ ઠરે આ ઠામમાં,
આવે નવ કો સાથ, નહીં બળ દામમાં. ૨૩

જે જે કાર્ય કરાય લખાયજ કર્મમાં,
કર્મ તણું સહુ થાય, રહે નવ શર્મમાં;
પુન્ય કરી તજી પાપ સફળ ભવ આ કરો,
જાય કર્મ પરિતાપ, પ્રભુ હૃદયે ધરો. ૨૪

પાછો ફરી આ કાળ થવો નવ સ્હેલ છે,
દૃષ્ટાંતો સહુ ભાળ, સચળ આ ખેલ છે,
દિન નહીં તું એક ગુમાવ કદી જરી,
પામ મહા સુખ છેક સદા પુન્યજ ભરી. ૨૫

---

## આત્મનૌકા.[1]

### દોહરો

અલ્પ જીવ તું સમજીને ઉર ધર સાર વિચાર,
રખડે શું દુનિયા વિષે? છે જૂઠો સસાર. ૧

સુખ પાછળ બહુ દુઃખ દિસે, દુઃખ પાછળ બહુ સુખ,
આ ભવ જે સુખ ભોગવે બીજે ભવે બહુ દુઃખ. ૨

વનમાં જઈ તપ અતિ કરે દુઃખ ભોગવી દેહ,
ભૂપ બને બીજે ભવે, વસે સુખમાં તેહ. ૩

---

૧ આત્મનૌકા=આત્મરૂપી વહાણ આ ભવને સમુદ્રની ઉપમા આપી છે, અને આત્માને વહાણની ઉપમા આપી માનવીની સ્થિતિ જણાવી મનુષ્યઅવતાર સફળ કરવા બોધ કરવામા આવ્યો છે.

રાય બની સુખમાં રહે, કરે કુકર્મ અપાર,
મરણ પાછળે જીવે તે જાય નરક મોઝાર. ૪
આ ભવસાગરની વિષે તરતું આત્મવહાણ,
પાર જવું મુશ્કેલ છે, શંકા નવ તું આણ. ૫
ક્રોધ, દ્વેષ, માયા, કપટ, લોભ, કામ, અભિમાન,
સાત શત્રુ સાગર મહીં, છે બહુ તે બળવાન. ૬
કરી પ્રવેશ વહાણમાં ભેદી ડુબાવે વ્હાણ,
દુષ્ટ કોઈ સાગર વિષે નવ અરિ તેજ સમાન. ૭
પાપ મિત્ર દુર્જન અરે ભોળવી સાથ થનાર,
પુન્ય સદાનો મિત્ર જે તેને દૂર કરનાર ૮
પાપ તણો વાસો વસે નક્કી નરકની માંહ,
મિત્ર પાપ જો હોય તો નરક વિષે લઈ જાય. ૯
નિવારવા ભય શત્રુનો રાખ તું ચોકીદાર,
જેથી ન અરિ આવી શકે નૌકા પાસ લગાર. ૧૦
સહનશીલતા, નમ્રતા, સત્ય બહુ બળવાન,
રાખ શુદ્ધ વૈરાગ્યને, જે પછી દે સુખદાન ૧૧
વળી રાખ સંતોષને, દૃઢ મન સાર પવિત્ર,
નિષકપટ શૂરો દિસે, પુન્યજ કર તું મિત્ર. ૧૨
લડશે શત્રુ સાથ સૌ સાર સજી હથિયાર,
મારી અરિ કકડા કરી નક્કી દેશે હાર. ૧૩
સુખથી ને વળી સ્હેલથી દુ:ખખડક કરી દૂર,
જરૂર ઉતારે પાર તે, સત્ય વદું ધર ઉર ૧૪
પુન્ય મિત્ર વળી લઈ જશે સ્વર્ગ વિષે ઝટ વાર,
પુન્ય તણો વાસો વસે સ્વર્ગ મહીં સુખકાર. ૧૫
આમ કરી તું સ્વર્ગ લે, નરક દૂર રહેનાર,
આ તક ચૂક નહીં જરા, ચેતી થા તૈયાર. ૧૬
મળ્યો સરસ અવસર તને, માનવીનો અવતાર,
મહાસુખ ફરીને કહું, ચેતી થા તૈયાર. ૧૭

---

## કાયાગૃહ.[1]

સોરઠા.

મિથ્યા ભાસે આજ રચના સૌ સંસારની,
તારા સુખને કાજ દે તું તજી ઉર શૂર ધરી. ૧
ઠરશે સૌ આ ઠાર, સાથ નહીં કંઈ આવશે,
ખાખ બળી થાનાર પ્રિય કાય તારી અરે ! ૨
હજી ન આવ્યો પાર, અસખ્ય ભવ જગમાં કર્યા,
સફળ મનુજ અવતાર કરને સદ્કર્મો કરી. ૩
આપી દામ અપાર દેહવાસ બદલ્યા ઘણા,
મળે ન સુખ લગાર, દુઃખ સહ્યાં સુખકારણે. ૪
વસવા ઇચ્છે કાય કષ્ટ ભોગવીને અતિ,
નિકળતાં દુઃખ થાય, ખરચે વસુ સુખકારણે. ૫
ભાડું દેવા કાજ મ્હેનત દુઃખથી તું કરે,
નવ રાખે રતિ લાજ કપટ કરે હરવા વસુ. ૬
ઈશડર રાખી ન લેશ જીવ હણે હરખી ઘણા,
અસત્ય વદે હમેશ, સત્ય તજે સહુ મન થકી. ૭
આત્મા છોડી વાસ જ્યારે અવધિ[2] આવશે,
બની સખેદ નિરાશ જશે બીજે વાસે અહા ! ૮
વાસ સરસ મળનાર મિત્ર હશે તુજ પુન્ય જો,
નરકે લઈ જાનાર પાપ સંગતે જો વસે. ૯
પ્રીત બહુ બધાય પ્રીત કરે જ્યાં તું વસે,
ત્યાંથી જ્યારે જાય શોક કરાવે સ્નેહીને. ૧૦
કર્મ કરી બહુ સાર દાન દઈ મન ધરી દયા,
પ્રભુ નામ ચિત ધાર, પુન્ય મિત્રને લે કરી. ૧૧
કર મન શુદ્ધ પવિત્ર ખટપટ છોડી વિશ્વની,
પુન્ય કરીશ જો મિત્ર વરીશ મહા સુખ સ્વર્ગમાં. ૧૨

---

૧ કાયાગૃહ=શરીરરૂપી ઘર શરીરને ઘરની અને જીવને ભાડુતની ઉપમા આપી કાયા અને જીવના સંબંધની હકીકત જણાવી ઉપદેશ કરવામા આવ્યો છે ૨ અવધિ=અંત

## વિષયવાસનાની આપદા.[1]

ભજન (એ ચરખાવાળી બાઇરે એ રાહ)

વ્યભિચારી યારી છોડજે, કદી લાગ્યો જરા સંગરંગપટ હૃદયે,
સુખ જશે, અફળ ભવે થશે,
કહું સાચું, શિક્ષા માનજે, કર સાચો સદા સંતસંગ બહુ વિનયે,
દુઃખ જશે, સફળ ભવ થશે. એ ટેક.
મન વાનર જેવું જણાયે, મારે મોટી ફાળ,
વિષયે ચૂકી જો પડે તો નિશ્ચે આવ્યો કાળ,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૧
જગતે મોટા શત્રુ જે છે તેમાંનો છે કામ,
મોહે ખેચી તે ફસાવે, છુટવાનું ના નામ,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૨

---

૧ આ કાવ્ય "શુક્રનીતિ"ના નીચેના શ્લોક ઉપરથી ઉદ્ભવેલુ છે—
"शब्द· स्पर्शश्च रूपञ्च रसो गन्धश्च पञ्चम । एकैकस्त्वलमेतेषां विनाशप्रतिपत्तये ॥
શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગધ આ પાંચ વિષયમા દરેક વિષય વિનાશ કરવા શક્તિવાન છે તો જ્યારે એકમાં જ (માણસમાં) આ પાચે વિષયો એકત્ર થયા ત્યારે પછી શું બાકી? "शुचिर्दर्भाकुराहारो विदूरभ्रमणे क्षमः। लुब्धकोद्गीतमोहेन मृगोमृगयते वधम् ॥ હરણ પવિત્ર છે, કોમળ લીલુ ઘાસ ખાઇને જીવે છે, ફલગો મારી શકે છે પરતુ પારધીના મધુર ગાયનથી લોભાઈ અર્થાત્ કર્ણપ્રિય શબ્દોથી આકર્ષાઈ પ્રાણ ખોઈ બેસે છે" પારધી લોકો ગાયન કરી હરણોને પાસે લાવે છે ને અતે તેમને ફસાવી મારી નાખે છે હરણો ગાયનમાં એવા લુબ્ધ થાય છે કે ગાયન શિવાય અન્ય ભાસ થતો જ નથી; મૃત્યુ ચિહ્ન તેને સમજાતુ જ નથી ને તે અતે પારધીના બાણથી છેદાઈ મરણ પામે છે, હરણમાં આવો શબ્દવિષય વસેલો છે અને તેજ વિનાશ ઉપજાવે છે "गिरीन्द्रशिखराकारो लीलयोन्मूलितद्रुम । करिणीस्पर्शसमोहाद् बन्धन याति वारणः ॥ હાથી મોટા પર્વત જેવો આકારમાં હોય છે, પોતાની રમતમાં મોટાં ઝાડોને નિર્મૂળ કરી દે છે પરતુ હાથણીનો સ્પર્શ થવાથી મોહિત થઈ પાશમાં સપડાઈ જાય છે." હાથી પકડનારા ઘણી વખત આવી યોજના કરે છે, હાથી જો કે એટલો બધો શક્તિવાન છે છતા તેને પકડવા માટે કરેલી યુક્તિની તેને માલમ જ પડતી નથી, ને તેને માત્ર હાથણી શિવાય બીજું કાઈ દૃષ્ટિગોચર થતુ જ

જેમ ચલાવે ઇન્દ્રિઓ આ નાચે છે મન તેમ,
સારૂં બુરૂં તે ન દેખે, થાશે જીવનું કેમ,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૩
ઇન્દ્રિઓએ શું દીઠું છે પર પ્રમદાની પાસ ?
મન પણ તેની પાસ નાસે, અંતે થાય વિનાશ,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૪
લોચન કેવાં બે ધસે છે દેખી કામિની મુખ !
મગ્ન બની તેમાં વસે છે, અતે ઉપજે દુ:ખ,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૫

---

નથી આવા પ્રકારનો સ્પર્શવિષય હાથીમા રહેલો છે કે જે બધનમા નંખાવે છે "स्निग्धदीपशिखालोकविलोलितविलोचन । मृत्युमृच्छति समोहात्पतग सहसा पतन् ॥ રગીન પતગો દીવાની શિખા જોઇને તે તરફ દોડે છે અને તેનાથી લોભાય છે, દષ્ટિ ચચળ બની રહે છે, ને અંતે તેનુ સ્વરૂપ નિહાળી તેમા એકદમ ઝપલાઈ દગ્ધ થઈ નાશ પામે છે" પતંગીઆને દીવાનુ રૂપ અતિશય મનહર લાગે છે ને જો કે દીવાની જવાળા ઉષ્ણ છે છતા પાસે ઉડે છે અને તેમા પડે છે આવો પતગીઆમા રૂપ વિષય રહેલો છે કે જે તેને બાળી ભસ્મ કરી નાખે છે "अगाधसलिले मग्नो दूरेऽपि वसतो वसन् । मीनस्तु सामिष लोहमास्वादयति मृत्यवे ॥ ઉડા પાણીમાં વસેલુ માછલુ દૂર છતા પણ મચ્છીમારના કાટાને વળગેલા પદાર્થના રસસ્વાદથી તણાઈ શુદ્ધ આહાર જાણી તેને મોંમા લે છે ને કાટાના પાશમા ફસાય છે, મુખ વિંધાય છે અને અતે પોતે મરણ પામે છે" માછલામા આવો સ્વાદરસ વિષય વસેલો છે ને તેજ તેને સપડાવી મૃત્યુવશ કરે છે "उत्कर्त्तितु समर्थोऽपि गतु चैव सपक्षक । द्विरेफो गन्धलोभेन कमले याति बन्धनम् ॥ મોટા લાકડાને પણ કોતરી નાખવાને ભ્રમર શક્તિવાન છે, ઉચે ઉડવાને પણ પાખવાળો છે, પરંતુ કમળની સુગંધના લોભના લીધે કમળના કોશના પાશમા સપડાઈ જાય છે" કમળની સુગધના લીધે ભ્રમર કમળમા બેશી રહે છે અને સંધ્યાકાળે કમળ બીડાઈ જાય છે પણ તેમાંથી ઉડી જવાનું તેને મન થતુ નથી છેવટે રાત્રે કમળ પૂરેપૂરૂં બીડાઈ જાય છે અને ભ્રમર તેમાં રૂંધાઇને મરી જાય છે, આવો ભ્રમરમાં ગંધવિષય સમાયેલો છે જે કમળના પાશમાં ફસાવી મરણ ઉપજાવે છે

ઉજ્જ્વળ દીપની જ્વાળ દેખી ધસી બળેજ પતગ,
લોચનઇંદ્રિના રસેથી ભસ્મ થાય છે અગ,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૬
ચંદન ચારૂ અગ ચર્ચી સુગધમય કરી વાળ,
સંચરતી તે નાર પાસે ભરે નાસિકા ફાળ,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૭
પદ્મ સુગધી શું પ્રસારે ! ગધે ભ્રમરજ ધાય,
નાસિકાઇંદ્રિ રસેથી કોશે ભ્રમર ફસાય,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૮
ગાન કરંતી તારૂણીને સાંભળતામા કાન
મનને ઘેલું રે બનાવે, લઈ જાય તે સ્થાન,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૯
મન તુ ઘેલું શું બને છે ? જોને જરા કુરંગ,
કરણેંદ્રિના તે રસેથી વિંધાયે છે અગ,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૧૦
વિષયી મુખચુબનરસેથી બને બહુ બેભાન,
સ્વાદજ શું તેમા વસ્યો છે? ગુમાવે નિજ જાન,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૧૧
રસભોગી મત્સ્યો દૂરેથી રસ દેખીને ધાય,
રસઇંદ્રિના રસ બળેથી કાટો મુખે ખાય,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૧૨
યૌવનમદ રંગે રસેલી, અગે અંગે કામ,
મન તેથી સ્પર્શે રમે છે, કિન્તુ તે દુ:ખધામ,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૧૩
હાથી ખાડામાં પડે છે દેખી હાથણી રૂપ,
સ્પર્શેંદ્રિ કેરા રસેથી દેખે દુ:ખી કૂપ,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૧૪
કેવું આ પંચેંદ્રિઓનું દુ:ખદાયી પરિણામ ?
સુખ નહીં સ્વપ્ને જરા છે આ ભવ પર ભવ ઠામ,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૧૫

મીથ્યા સુખને સાચું માની તે પ્રતિ હરખી ધાય,
મૃગજળ જેવું અંત માહે, અંતે તુંજ ફસાય,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૧૬
મનને તું કબજે કરીને, સ્થિર કરીને ઠાર,
ધીમે ધીમે દે બનાવી ઇંદ્રિઓનો સ્વાર,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૧૭
દીનદયાળુ દેવ માંહે લોચન સ્થિર તુજ રાખ,
સામું જોશે તે હશીને, શાસ્ત્રો પૂરે શાખ,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૧૮
ચંદન ચરચી દેવ અંગે ત્યાંજ નાસિકા રોક,
ગધપ્રભાવે અંગ કેરા ખસે રોગના થોક,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૧૯
ઈશ્વરસ્તુતિ જ્યાં ભણાયે ફેરવ ત્યાં તુજ કાન,
સ્તવનપ્રભાવે સદ્ય આવે શુચી અતરસ્થાન,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૨૦
અંગ પ્રભુ કેરૂં પખાળી ચાખજ ચરણામૃત,
સુધા તેની ચાખવાથી બેઠા થાયે મૃત,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૨૧
પ્રભુના ચરણે સ્પર્શી સેવા કરી, જોડીને હાથ,
પુલકિત થાતું પ્રેમ ભાવે, તારે દીનાનાથ,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૨૨
જેવી કરે છે નારસેવા તેવી કર પ્રભુસેવ,
પામીશ સુખ તું મોક્ષનું રે, દુ.ખ ટળે તતખેવ,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૨૩
છોડી આવા મોક્ષદાતા સુખદાયી ભગવાન,
મન શું સ્ત્રીમાં ઇંદ્રિઓને દોડાવે હેવાન?
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૨૪
પરનારી છે મૃત્યુકારી દુઃખકારી નિદાન,
પ્રભુ દુઃખથી તારનારો છે ગુણનો નિધાન,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૨૫

વિષયી ! રે તું ચેત નરકે વ્યભિચાર લઈ જાય,
દુઃખની જ્યાં સીમા નથી રે, સહન જરી ના થાય,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૨૬
માર પડે છે શિર ભારે, કોઈ નહીં આધાર,
પ્રભુ પાપીથી દૂર રહે છે, સુખ નહીં તલભાર,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૨૭
સુખી થવું જો હોય તારે વિષયવાસ ધિક્કાર,
સ્મરને હૃદયે એક ભાવે નિશ દિવસે કરતાર,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૨૮
પ્રભુ માગુ હું તારી પાસે વિષયથી કર વિમુખ,
નિર્મળ બુદ્ધિ રાખ મારી માગું હું મહા સુખ,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૨૯

---

## ગ્રામ્ય સ્મશાને શોકોદ્‌ગાર કાવ્ય.[1]

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

ઘટાનાદ[2] સરે અહા શ્રવણમાં ! સધ્યાસમો સૂચવે !
મુખે શબ્દ કરતી ગાય વનથી પાછી વળે આ હવે !
ખેડુતો શરીરે મહા શ્રમભર્યા ઘેરે સહુ જાય છે !
વ્યાપે ચોગમ અધકાર ! મનમાં તર્કો બહુ થાય છે ! ૧

---

૧ અગ્રેજ કવિ થૉમસ્ ગ્રે ( Thomas Gray ) ના " Elegy written in a country church–yard " એ કાવ્યનું આ ભાષાતર છે આ કાવ્યમાં થૉમસ્ ગ્રે કવિ સાજના વખતે સૃષ્ટિના દેખાવોનુ અવલોકન કરી સ્મશાનભૂમિમા જણાતી પ્રાચીન કબરો તરફ દૃષ્ટિ કરી તેના વિચારોમાં ઉડા ઉતરી મગી ગયેલા ગરીબ પ્રાચીન લોકોની દશાનો ચિતાર આપી શ્રીમતો પ્રત્યે ઉપદેશના ઉદ્ગાર કાઢે છે અને છેવટે વૈરાગ્યના વિચારોમાં ઉતરવાથી પોતાના મરણ પછી લોકો તેનુ શુ બોલશે તેનો ચિતાર આપવા માટે પોતાની મરણુ પછીની દશાની કલ્પના કરી કવિ શું કરતો હતો તેનુ વર્ણન અન્ય જન પાસે કરાવી પોતાનો મૃત્યુલેખ પણ છેવટમા જાહેર કરે છે અને તે દ્વારે પોતાની સ્થિતિ કેવી હતી તેનો ઇતિહાસ વાચકવર્ગ આગળ પ્રકટ કરે છે ૨ ઘટાનાદ=ઘટનો અવાજ.

દેખાવો નજરે થતા તિમિરથી ના'વે હવે દૃષ્ટિએ!
શાંતિ શાંતિ દિસે તમામ સ્થળમાં ચોપાસ આ ભૂમિએ!
આવે માત્ર હવાથી રાત્રિખગના[1] શબ્દો થતા ઉડતાં!
આવે કો અજકંઠઘટરણુકા[2] નિદ્રાથી ધીમા થતા! ૨
કો કૌશિક[3] લીલી લતા થકી છવાયેલા મિનારે તહીં
મુખે શબ્દ ઉચ્ચારતો શશી તણી ખિલેલી જ્યોત્સ્ના[4] મહીં!
જાણે પ્રાચીન શાન્ત તે ભુવનને કો પાન્થ[5] હાની કરે
તેથી તે ફરિયાદ શું શશી પ્રતિ શાંતે મુખે ઉચરે! ૩
ભૂમિ સાથ મળી રહેલ, તરૂની છાયા નીચે ભાસતા,
નાના છે અતિ માટીના ઢગ કંઈ જે જીર્ણ કાળે થતા,
તેમાં વાસ કરી સુતા પડી રહી હમ્મેશ માટે તહીં
નિદ્રા દીર્ઘ[6] અખંડ પૂર્વજ[7] અતિ લે છે વિરામી[8] મહીં ૪
સુવાસિત પ્રભાતની લહરીઓ વાતી ધીમે વાતની,[9]
ધારાઓ ઝરતી કંઈ તરૂ મહીં ચલ્લી તણા ગાનની;
સાદો કુર્કટના[10] કંઈ, કંઇ મહા શખપ્રતિઘોષના,[11]
સુતા પૂર્વજને ન જાગૃત કરે કર્ણ સરી તેમના ૫
શિયાળા તણી અગ્નિસ્થાનગરમી[12] જે શાન્તિ દેતી સદા,
સૌ સામગ્રી કરતી જેહ ગૃહિણી[13] સંધ્યા તણી સર્વદા;
પિતાને ગૃહ આવતાં ઉચરતાં જે બાળ તૂટે સ્વરે,
હર્ષે ચુમ્બનઆશમાં વળગતાં, તે તે હવે ના અરે!! ૬
તેઓ પકવ અનાજછોડ તનના અર્થે શ્રમે કાપતા,
તેઓ વજ્ર સમાન આ જમીનને તોડી હળે ખેડતા;

---

૧ રાત્રિખગ=રાતના પખીઓ, ઘુવડ, ભેરવ વીગેરે ૨ અજકંઠઘટરણુકા=બકરાની કોટે બાંધેલા ઘંટના અવાજ ૩ કૌશિક=ઘુવડ. ૪ જ્યોત્સ્ના=ચાંદની ૫ પાન્થ=મુસાફર ૬ દીર્ઘ અખંડ નિદ્રા=મૃત્યુ. ૭ પૂર્વજ = બાપદાદાઓ, ઘરડાઓ. ૮ વિરામી=વિરામ કરી, વાસો કરી ૯ વાતની=વાયુની, પવનની ૧૦ કુર્કટ=કુકડાઓ ૧૧ શખપ્રતિઘોષના=રણશિંગડાના અવાજના પડઘાના. ૧૨ અગ્નિસ્થાનગરમી=દેવતાની સગડીની ગરમી. ૧૩ ગૃહિણી=સ્ત્રી.

આનંદે પશુને ચલાવી કરતા ખેતી બળે તે અહા,
રાને કાષ્ઠજ કાપતા કઠણુ તે શસ્ત્રપ્રહારે મહા. ૭
હે ગર્વિષ્ઠ! ગરીબ ગ્રામ્ય જનના આજીવિકાકાર્યને,
શુદ્ધાનદ,[1] નિગૂઢ[2] હેતુ, શ્રમને હસ્તા નહીં રે ધને;
તેઓના સુખ દુઃખની સરળ ને સક્ષિપ્ત બીના પ્રતિ,
તિરસ્કારની વૃત્તિથી નવ જુઓ રેરે શ્રીમંતો રતિ. ૮
સર્વે વંશજ[3] માન ગર્વબળ, ને શક્તિ પ્રભાવો સહુ,
શોભા સંપતનું મહત્વ સઘળું સામર્થ્ય જેજે બહુ,
તે તે સર્વ સમાન એક રીતિએ ઉડી જશે આખરે!
લક્ષ્મી હોય ભલે પરંતુ સરવે તે મૃત્યુ માર્ગે સરે! ૯
એકાગ્રે મૃતકાયસ્થાનભવને[4] જ્યાં દીર્ઘ સાદે ઘણા
ઉચ્ચારાય સુગાનના સ્વરૂપમાં વિશ્વેશની પ્રાર્થના,
કીર્તિસ્તભજ તે સ્મશાનભૂમિએ કીધા નથી દીપતા,
માટે હે ધનવાન! આ જન તણા દોષો નહીં દેખતા. ૧૦
માનાર્થે દીપતી કરેલી પ્રતિમા[5] લેખી[6] ચરિતાશયો,[7]
લાવે શું ફરી અગવાસ જીવને છોડી ઉડી જે ગયો?
કીર્તિસાદ શકે શું જાગૃત કરી આ મૃત કાયા અરે?
શું સ્તુતિસ્વર પ્રાણહીન તનના થંડા શ્રુતિમાં સરે? ૧૧
વિતર્કો શું કરૂ? સ્મશાન મહિં આ જે જે સુતેલા વસે,
તેમાં કોઈક કાવ્યજ્ઞાનરસથી ચિત્તે ભરેલા હશે!
કોઈ રાજ્યકળા તણી નિપુણતાવાળા હશે શક્તિએ!
આત્માને ખુશકાર ગાયક હશે કોઇ અહીં ભૂમિએ! ૧૨
કિન્તુ પ્રાચીન જ્ઞાનીના અનુભવો ને જ્ઞાનના સંચયો[8]
દૃષ્ટિએ નવ તેમની કદી સર્યા, ના ભાસ તેથી થયો,

---

૧ શુદ્ધાનદ=સ્વાર્થ રહિત નિર્મળ આનંદ ૨ નિગૂઢ=અપ્રસિદ્ધ, અખ્યાત ૩ વશજ=વંશપરપરાથી ઉત્પન્ન થયેલુ ૪ મૃતકાયસ્થાનભવને=કબરસ્થાનમા (Church-yard) ૫ પ્રતિમા=બાવલુ, મૂર્તિ ૬ લેખી=લખેલા. ૭ ચરિતાશયો=મૃત્યુવશ થયેલા માણસનું જીવનચરિત્ર જેમાં લખાયેલું છે તેવું સ્થળ. ૮ જ્ઞાનના સચયો=જ્ઞાનના ભડાર, પુસ્તકો.

તેઓના ઉતસાહ ને હૃદયની ઇચ્છા અને કામના,
તે તે સર્વે દબી ગઈ પરિશ્રમે આજીવિકાકાર્યના. ૧૩
ઉંડા ગંભીર ને અગાધ અદકા વિશાળ રત્નાકરે
છુપાયાં બહુ રત્ન ઉજ્જવળ અતિ તેજસ્વી સૌ કંદરે,[1]
ખિલે ફૂલ ઘણાંક જંગલ મહીં દેખાવ જે દે નહીં,
ગુમાવે નિજ વાસ રાન પવને અંતે સુકાઈ જઈ. ૧૪
તેવી રીતજ આ સ્મશાનભૂમિએ હેમ્પૂડન્[2] સમા કો હશે!
શત્રુ સાથ ધરયાજ જે હિંમતથી સગ્રામમાં સાહસે !
કોઈ કાવ્યરસજ્ઞ મિલ્ટન[3] સમા અખ્યાત સુતા હશે!
નિર્દોષી નિરૂપાય સાધન વિના ક્રૉમ્વેલ્[4] સમા કો હશે! ૧૫
વાક્ચાતુર્યથી મંત્રીમડળ મહીં ના માન પામી શકયા,
તેઓ દુઃખ અને વિનાશભયની સામે જરા ના ટકયા.
આબાદી ન સુધારીને કરી શકયા દીનો ભૂમિ ચારૂએ,
તેઓની સ્થિતિ રંક! શું કરી શકે? દેશસ્થિતિ શું જુએ? ૧૬
કીધાં કામ ન સાર દેશહિતનાં એવી દશાએ કરી,
કાર્યો તેમજ તે નહીં કરી શકયા નીચાં કદાપિ જરી,
લેવા રાજ્ લડી રણે[5] ન ચલવી રૂધીર કેરી નદી,
સર્વે છોડી દયાજ દુઃખ જનને દીધાં નહીં છે કદી. ૧૭
દાટી સત્ય અસત્યને પ્રકટીને પામ્યા નહીં આપદા,
ભારે અંતરને કઠોર કરીને લજ્જા મુકી ના કદા,
ભારે પ્રિય રસાળ કાવ્ય રચીને રાગધ્વનિથી ભરી
શ્રીમંતો અભિમાની માનવી તણી ખુશામતો ના કરી. ૧૮

---

૧ કંદરે=ગુફામા, અગાધ દરિયામા ૨ હેમ્પૂડન્ (John Hampden)=જ્યૉન હેમ્પડન્ નામનો એક મોટો અગ્રેજ દેશાભિમાની સાહસિક પુરૂષ હતો જેણે રાજા સાથે મોટી લડાઇઓ કરી હતી ૩ મિલ્ટન (Milton)=મિલ્ટન નામનો મોટો અગ્રેજ કવિ હતો ૪ ક્રૉમ્વેલ (Oliver Cromwell)=ઓલીવર ક્રૉમ્વેલ નામનો એક મોટો બળવાખોર સાહસિક પુરૂષ હતો જેણે રાજા સાથે લડાઇઓ કરી લોહીની નદીઓ વહેવડાવી જીત મેળવી ઇંગ્લડનો રક્ષક બન્યો હતો. ૫ રણે=લડાઈમા, સગ્રામમાં.

વ્યાપારાદિથી લોકનો કલહ[1] જ્યાં ઉપાધિ છાઈ રહી,
તેવા નગ્ર થકી દૂરે ગરીબ આ રહેતા ઉમંગે જઈ,
એકાંતે વશી શાન્ત સૌ ભૂમિ પરે સંતોષમાં રાચતા,
નિર્વિઘ્ને નિજ દિન આ દીન જનો શાન્તિ સુખે ગાળતા. ૧૯
રક્ષાર્થે શવસ્થાનના[2] હૃદયમાં વિનાશધાસ્તિ ધરી
કીધાં સ્મારક[3] ચિહ્ન અસ્થિર ઘણાં વિવિધ રીતિ કરી,
દિસે અંકિત[4] કાવ્ય લેખ તુટતા, વિચિત્ર મૂર્ત્તિકૃતિ,[5]
જેથી પાન્થ સખેદ આંસુ ખરવે દેખી સ્મરીને રતિ. ૨૦
શોકોદ્‌ગાર દિસે નહિ, નહિં દિસે લેખે પ્રશંસા કથા,
ભાસે માત્રજ નામ, જન્મની તિથિ, મૃત્યુની તિથિ તથા,
નીચે શાસ્ત્રપ્રબોધ[6] ગ્રામ્ય કવિએ ભાસે લખેલા ઘણા,
દેવા શું નીતિવાન શુદ્ધ જનને મૃત્યુ તણી સૂચના? ૨૧
દુઃખાબ્ધિ કદી ને કદી સુખસમા વિચિત્ર આ વિશ્વને
છોડી કોણ ગયો ઉડી જગતથી વિસારીને સર્વને?
જેને છોડી જવાનું છે જગ મહીં, ખેંચાય આત્મા જહીં,
સંભાર્યા વિણ આખરે સકળ તે ચાલ્યો ગયો કો નહીં. ૨૨
જેના પ્રેમની છાપ છે ભીતરમાં આત્મા જતો ત્યાં ઠરે,
નેત્રો સ્નેહીની આંખ આંસુથી ભરી જોવાજ ઇચ્છા કરે,
થાયે કાયની રાખ ખાખ, જીવની તોએ શી માયા મહા!
લાવે યાદ સદાય સ્નેહી હૃદયે, આત્મા તણી આ સ્પૃહા. ૨૩
જેઓ મૃત પડેલ આ ભૂમિ મહીં કાળે વિસારે પડ્યા
તેઓના ગુણ તારી કાવ્યકલમે જેવી રીતે આ ચડ્યા
તેવી રીત વિચારસ્વત જન કો તર્તો તરંગે રસે
વિચારસ્ફુરણા[7] થકી વિધ વિધે તારી સ્થિતિ પુછશે. ૨૪

---

૧ કલહ=કંકાસ, ઝગડા. ૨ શવસ્થાનના રક્ષાર્થે=કબરના બચાવ માટે. ૩ સ્મારક=યાદ કરાવનાર ૪ અંકિત=કોતરેલા ૫ મૂર્ત્તિકૃતિ=બાવલાની રચના. ૬ શાસ્ત્રપ્રબોધ=શાસ્ત્રના ઉપદેશના લેખના ઉતારા ૭ વિચારસ્ફુરણા થકી=વિચારો ઉત્પન્ન થવાથી.

તેવામાં દીન કોઈ ગ્રામ્ય જન ત્યાં ક્‌હેશે કદાપિ મળે
"૧રે તેને અરૂણોદયે બહુ સમે જોતા હતા આ સ્થળે,
જોવાને નયને રવિઉદયનો દેખાવ ઉંચે સ્થળે,
જાતો ઝાકળબિંદુ ખેરવી પદે એકાગ્ર ઉતાવળે. ૨૫
શાખાઓ પ્રસરી રહી ગગનમાં, વિસ્તાર ચારે દિશે
ને પત્રો ઉડતાં લીલાં પળપળે વિચિત્ર વાયુ વિષે,
એવા તે તરૂના નીચે થડ કને મધ્યાહ્નકાળે જતો,
ર્‌હેતો સુઈ અને દગે નિરખતો પાસે ઝરો ચાલતો. ૨૬
વિલોકી કૃતિ કાંઇ હાસ્ય કરતો કોઈ સમે તે વને,
દેખાતા મુખદ્વાર જે ઉછળતા વિતર્ક તર્કો મને,
કોઈ કાળ વિચારશૂન્ય દિસતો નિસ્તેજ નીચે મુખે,
ચિંતાતુર વિયોગી મંદ ફરતો જાણે નિરાશા દુખે. ૨૭
જોતાં એક પ્રભાતમાં નવ દિસે ઉંચા સ્થળે જ્યાં જતો,
દિસે તે નવ જંગલે, ન તરૂની છાયા નીચે ભાસતો,
બીજે દિન વિલોકતાં નવ મળે વ્હેતા ઝરાની કને,
લીલા જંગલમાં નહીં, વળી નહીં આનંદકારી વને. ૨૮
બીજે દિન અરે પ્રભાતસમયે ઉદાસ સૌ દેખતાં!
જોયો મંદ રીતે સ્મશાનભૂમિએ તેને અહા લાવતાં!
પેલા વૃક્ષ કને જઈ કબરમાં જુઓ નિહાળી તહીં!
વાંચો લેખ લખ્યા મહા સુખથી જો વચાય શિલા મહીં—૨૯

## ( મૃત્યુલેખ. )

ઇન્દ્રવજ્રા વૃત્ત }

"શાંતે સુતો છે નર આ સ્મશાન! પામી શકયો જે નવ લક્ષ્મીમાન!
વિદ્યા ન પામ્યો દીન સ્થિતિદુઃખે! ર્‌હેતો મહાશૂન્ય ઉદાસ મુખે!૩૦

૧ મૃત્યુવશ પડેલા માણસોના ઉપર પ્રમાણે જુદા જુદા પ્રકારે તર્ક બાંધતા પોતાની સ્થિતિ તરફ લક્ષ દોડવાથી કાવ અત્રેથી પોતાની દશા કેવી હતી અને પોતે શુ શુ કરતો હતો તે તે સર્વ બીજા માણસની વાણી દ્વારાએ જાહેર કરી પોતાનો મૃત્યુલેખ પણ છેવટે પ્રકટ કરે છે.

ઉદાર ને શુદ્ધ હતો હમેશ ! જેના પરે રાજી હતો જગેશ !
દેખી ગરીબો દુઃખી સાશ્રુ[1] થાતો ! રાગે હતો તે પ્રભુસંગી સાચો !
વિચારી તેના શવનો[2] નિવાસ—તત્પિતૃત્રાતાઉતસંગવાસ[3]—
ગુણો ન જોશો નહિ દોષ ત્યાંહી સર્વે દટાયા સમભાવ માંહી." ૩૨

---

## શ્રી યુવરાજ ફત્તેહસિંહરાવનો સ્વર્ગવાસ, શોકોદ્‌ગાર અને આશ્વાસન.[4]

હરિણી વૃત્ત.

અશુભ દિન કયાં આવ્યો ! આંસુનદી નયને વહી !
નિજ કુંવરના મૃત્યુનો ઘા પિતા શું શકે સહી !
તરૂણ[5] વયની રૂપે રંગે ફતે'સિંહરાવની
ખિલતી કળીને ઝુંટાવીને લીધી વિધિએ હણી ! ૧

ગઝલ

સરસ સુગંધમય ચારૂ વિવિધ ગુણથી રસાયેલી
મૃદુ ખિલતી કળી એવી વિધિ ! તે શું ચુંટી લીધી ? ૧
યુવાની તો પૂરી જેની નથી ખિલી રસે રંગે,
અરે પણ એટલામાં તો વિધિ ! તે શું ચુંટી લીધી ? ૨

---

૧ સાશ્રુ થાતો=આંસુવાળો થતો, રડતો ૨ શવનો નિવાસ=મરેલા શરીરને રહેવાનું સ્થાન, કબર ૩ તત્પિતૃત્રાતાઉતસંગવાસ=તેના બાપ અને પરમેશ્વરના ખોળારૂપી વાસ. ૪ શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડના વડા પુત્ર યુવરાજ ફત્તેહસિંહરાવનો સ્વર્ગવાસ સન ૧૯૦૮ ની સાલમાં ૨૫ વરસની કોમળ વયે થવાથી વડોદરા રાજ્યના વતનીઓએ શોક પ્રદર્શિત કરવા મુંબઈ શહેરમાં એક મોટી જાહેર સભા મેળવી હતી અને શ્રીમંત સયાજીરાવ મહારાજાને આશ્વાસનપત્ર તરીકે આ કાવ્ય મોકલવામાં આવ્યું હતું આ કાવ્યમાં ફત્તેહસિંહરાવને કોમળ ખિલતી કુસુમની કળી તરીકે કલ્પી અને શ્રીમંત સયાજીરાવની તેના પાલક તરીકે કલ્પના કરી, આવા ક્રૂર અને હૃદયભેદક બનાવ માટે વિધિને ઠપકો આપી શોક અને આશ્વાસનના ઉદ્‌ગાર કાઢવામાં આવ્યા છે ૫ તરૂણ=યુવાન.

પૂરી અરધી, કઈ બાકી ખિલેલી પાંખડી દેખી!
ફરી ક્યાંથી હવે દેખુ? વિધિ! તેં શું ચુંટી લીધી? ૩
સરી સુગધ લહરીમા કરી લહરી સુગધીદાર્!
સુગધી તે ઉડી ચાલી! વિધિ! તે શું ચુંટી લીધી? ૪
કળી દેખી ઘણી આશા ઘણી બાંધી ઘણી સાંધી!
બધી તે તે તુટી ચાલી! વિધિ! તે શું ચુટી લીધી? ૫
રહ્યો સહુ મોહ દૃષ્ટિમાં, રહ્યો રસભેજ અતરમાં,
બતાવી આમ દુનિયાને વિધિ! તેં શું ચુંટી લીધી? ૬
અરે તારી રમત કેવી? દશા પણ શી સબધીની?
ફિકર તેની તને શાની? વિધિ! તે શું ચુંટી લીધી? ૭
કહે પાલક, કહે રક્ષક, કહે માલેક, ગમે તે કહે,
દશા તેની બની કેવી? વિધિ! તે શું ચુંટી લીધી? ૮
દયા તેની જરા ના'વી! વિચારી ના દશા તેની!
નહીં ડર વિશ્વનો ખાધો! વિધિ! તે શું ચુટી લીધી? ૯
તને માલેકના શ્રમની નથી દરકાર કે કીંમત,
અરે તારી શી નિર્દયતા? વિધિ! તે શું ચુંટી લીધી? ૧૦
કરી સિંચન, કરી ખાતર, કરી પાલન, ઉછેરેલી,
મહા શ્રમથી મળેલી તે કળી તે શું ચુંટી લીધી? ૧૧
સહી ગ્રીષ્મે[1] રવિગરમી, સહી શિશિરકંપારી,[2]
સહી વર્ષા કળી ખાતર, કળી તે શું ચુટી લીધી? ૧૨
મુકયો નિજસ્વાર્થ કોરાણે, લીધો કળીસ્વાર્થે નિજ હાથે,
ઘણી મોંઘી ઘણી વ્હાલી કળી તે શું ચુટી લીધી? ૧૩
હૃદય માલેકનું તું જો, બળે છે દુઃખજ્વાળામાં,
વહે છે આંસુ ચોધારે! કળી તે શું ચુટી લીધી? ૧૪
સુંઘી જેણે, દીઠી જેણે, અનુભવમાં લીધી જેણે,
નિરાશામાં રડે તે તે! કળી તે શું ચુટી લીધી? ૧૫
કળી તું લાવ એ પાછી, હતી તેવી તું સોંપી દે,
લઉં સુગંધ હું તેની, વિધિ તે શું ચુંટી લીધી? ૧૬

---

૧ ગ્રીષ્મે = ઉનાળાની ઋતુમા  ૨ શિશિરકંપારી = શિયાળાની થંડી.

અરેરે શું બકું છું હું? ગયું પાછું શું આવે છે?
હવે સંભારી રડવાનું! વિધિ! તે શું ચુટી લીધી? ૧૭
વિધિનો એજ રસ્તો છે, નહીં ત્યાં કોઈનું ચાલે,
ખરે એ ન્યાય અંતે છે, પછી આંસુથી શું વળશે? ૧૮
ઉદય ને અસ્ત ચાલે છે, મહા સુખ દુઃખ સાથે છે,
કૃતિ વિધિની સહન કરવી, ધીરજ ને શાંતતા ધરવી. ૧૯

શાર્દૂલવિક્રીડિત વૃત્ત[1]

ભાનુ અસ્ત થયો! નિશા તિમિરમાં! નિસ્તેજ ભૂમિ ઘણી!
તારાં કિરણુમાં રસાઈ રમતી વેલી દુઃખી શી બની!
ફત્તે'સિંહરવિ ગયો જગતથી, બાકી પછી શું રહ્યું?
શ્રી પદ્માવતી પદ્મિની રડતી છે!! સર્વસ્વ તેનું ગયું!! ૧
હે તાત્રા! દીનબંધુ! વિઘ્નહરતા! શાંતિસુધા આપતા!
શ્રી શ્રીમંત સયાજીના હૃદયને દે ધૈર્ય ને શાંતતા,
શ્રી પદ્માવતીનાં દૃગેથી[2] ખરતાં આંસુ લુહી નાખજે,
નાનાં બાળકને[3] અદૃશ્ય કરથી પંપાળીને પાળજે. ૨
તારા વિણ ન કોઈ કાંઈ કરશે, દૈવી પ્રભા તું કને,
ભોળી આંસુની ધાર પાડી દુઃખમાં લે ભાગ આશ્વાસને,
કિંતુ તારીજ માત્ર દિવ્ય ગતિ છે ઘા કારી રૂઝાડવા,
શાંતિ હિમ્મત દે મહા સુખ વળે તું આપી દૈવી દવા. ૩

---

## પ્રાર્થના.

ભજન. ( કોઈ હલકે ગાડી હાકો—એ રાહ )

કો સાચો સંગી ના મળે, સાચો પ્રભુ એક સગી,
સૌ કાચો રગી ખેલ છે, પાકો વિભુ એક રગી. ટેક.

---

૧ આ કાવ્યમાં ફત્તેહસિંહરાવને સૂર્યની ઉપમા આપી તેમનાં પત્ની પદ્માવતીની પદ્મિની-કમલિની તરીકે કલ્પના કરી નિસ્તેજ અને નિરાશ દશા જણાવી છે ૨ દૃગેથી = આંખેથી ૩ યુવરાજ ફત્તેહસિંહરાવને પ્રતાપસિંહ નામે પુત્ર અને ઇંદુમતી તથા લક્ષ્મીદેવી નામે બે પુત્રીઓ છે.

જ્યાં જ્યાં દેખુ હું જઈ ત્યાં અચળ નહીં આધાર,
જો બેસુ એ સ્થિર માની તરત પડું તે વાર રે, કો૦ ૧
પ્રેમી જેને હું ગણુ છું હૃદયનું માની ધામ,
તે તો કપટે કંઇ રમે છે, કાપે મારૂં નામ રે, કો૦ ૨
સ્નેહ બતાવે સૌ સબધી પાસે જ્યારે દામ,
દામ ખસે કે સૌ ખસે છે, ફરી ન આવે ઠામ રે, કો૦ ૩
આ સસારે ભમી વળ્યો હું, આવ્યો નવ મુજ પાર,
કોઈ સગુ દેખું નહીં જે ઉતારે સસાર રે, કો૦ ૪
ફાંફાં માર્યાં મે ઘણાં રે, ઠોકર વાગી અનેક,
હું પસ્તાઉં હાલ ભારે, તું છે સાચો એક રે, કો૦ ૫
મૂળથી મે રે તને ન જાણ્યો, મોટી થઈ મુજ ભૂલ,
આયુષ મારૂ મે ગુમાવ્યું, મળે ન આપે મૂલ રે, કો૦ ૬
ગયો સમય તે ક્યાથી આવે, હવે બાકીની વાત,
પાપ કરોને માફ મારાં દીનદયાળુ ત્રાત રે, કો૦ ૭
બધું તું દુ ખી જનોનો નિરાધાર આધાર,
મહાસુખ કરગરી કહે છે ભવજળથી તું તાર રે, કો૦ ૮

રાગ ભૈરવ ( કર યાદ અલિકો—એ રાહ. )

પ્રભુ તાર મને ભવસાગરથી, સાગરથી રત્નાકરથી, પ્રભુ૦ એ ટેક.
દરિયો દુ ખનો ભાસ ન સુખનો, ભક્તિ કરૂં હું ભીતરથી, પ્રભુ૦ ૧
મોહે પ્રસારી જાળ નઠારી, કોઈ છુટે નહીં અંદરથી, પ્રભુ૦ ૨
ખડક[1] સતાવે ભય ઉપજાવે, ઈશ બચાવ તું ડુગરથી, પ્રભુ૦ ૩
મન ગભરાયે તન બળી જાયે, આગ ઉઠી વડવાનળથી[2], પ્રભુ૦ ૪
બહુ અથડાયો પાર ન આવ્યો, છેટું બહુ શિવબંદરથી[3], પ્રભુ૦ ૫

---

૧ ખડક=દરિયાના ડુગરો, જગતના ઉપાધિરૂપ ખડકો ૨ વડવાનળ= પાણીમાંના અગ્નિનુ નામ છે આ સ્થળે મનની ચિંતાઓ અને તેથી ઉત્પન્ન થતા આધિવ્યાધિને વડવાનળરૂપે કલ્પના કરી છે ચિંતા અદૃશ્યરૂપે રહી શરીરને બાળી નાખે છે ૩ શિવબંદર = મોક્ષદ્વાર, ભવરૂપી સાગરમાથી ઉતરી મોક્ષના પ્રદેશમા દાખલ થવાનું બદર

પ્રભુ તુજ શરણે આવ્યો ચરણે, દુઃખ મુજ જાશે અતરથી, પ્રભુ૦ ૬
હું દરિયેથી તરીશ હવેથી, તુજ પદનૌકા[1] સાધનથી, પ્રભુ૦ ૭
તુજ પદનાવે પારજ આવે, બ્હીવું પછી કોના ડરથી? પ્રભુ૦ ૮
પ્રભુ લઈ જાને શિવસુખધામે પકડી મહાસુખને કરથી, પ્રભુ૦ ૯

## મારા વડીલ બંધુનો સ્વર્ગવાસ, આંસુ, શોકોદ્દગાર અને શાંત્વન.[2]

કવ્વાલિ ગઝલ

કહું કોને હૃદયની આ? હૃદયની તે હૃદય જાણે,
દિવાના[3] દર્દિનું દિલદર્દ દિવાનો દર્દિ પીછાને. ૧
અગન જે ઇશ્કની[4] જાગી બુઝાવે કોણ આશકની[5]?
ન જે સમજે શું તે કરશે? મુઝામણ આવી અંતરની. ૨
ચમન[6] કે બેચમનમાં[7] હું બીજાને શું! જહાંને[8] શું!
સહન કર કે નહીં કર મન્! પડી પીડા બીજાને શું! ૩
કરી મ્હોબત કરી સોબત 'કરી' 'ન કરી' નહીં થાશે!
પડ્યો ઘા પ્રેમનો કારી હવે તે કેમ રૂઝાશે? ૪
તને ભાઈ શું આ સુઝયુ? કરી કેવી દગલબાજી?
ઠગાયો હું! ફસાયો હું! નહીં સમજ્યો બીના સાચી. ૫

---

૧ પદનૌકા = ભવસાગરમાથી તરવાને માટે પરમેશ્વરના ચરણરૂપ વહાણ મણિરત્નમાળામા કહ્યુ છે કે—"अपारससारसमुद्रमध्ये निमज्जतो मे शरण किमस्ति। गुरोः कृपालो· कृपया वदैतद्विश्वेशपादाबुजदीर्घनौका ॥ ભાવાર્થઃ— આ સસારરૂપી અપાર મહાસાગરની અદર જે હુ ડુબતો છુ તેને શું શરણ છે? અર્થાત્ હુ સમુદ્રમા ડુબી રહ્યો છુ તેને પાર ઉતરવાનુ શું સાધન છે? ગુરૂની કૃપાથી પરમેશ્વરના ચરણકમળરૂપી જે મહાન વહાણ છે તે તારૂ શરણ છે, અર્થાત્ પરમેશ્વર આ ભવસાગરથી પાર ઉતારનાર છે.

૨ આ કાવ્ય મારા તરફથી પ્રસિદ્ધ થયેલા 'અનવરકાવ્ય' એ નામના પુસ્તકમા શરૂઆતમાં મારા સ્વર્ગસ્થ વડીલ બધુની છબી સાથે હૃદય-પ્રેમાજલિ તરીકે મુકેલું છે. ૩ દિવાના=ગાંડા. ૪ ઇશ્ક=પ્રેમ ૫ આશક=પ્રેમી જન . ૬ ચમન = આનંદ. ૭ બેચમન=દિલગીરી ૮ જહાને=દુનિયાને.

લીધી અવસાન[1] ભરનિદ્રા ભૂલી તોફાની દુનિયા આ!
ફરી બંધુ નહીં જાગ્યો! વિસાર્યો સ્નેહી ભ્રાતા હા! ૬
થયો ગુલતાન સ્વપ્ને કે ગયો શું દિવ્ય દુનિયામાં?
લુભાયો સ્વર્ગસુખમાં કે ડુબ્યો શું બ્રહ્મદરિયામાં! ૭
અરે દિલબર[2]! બિરાદર[3] હે! સહોદર[4] હે! મુસાફર હે!
મુસાફરીનીજ સોબતની મહોબત સૌ રહી હૃદયે. ૮
મુસાફરી મેં કીધી સાથે! પડ્યો તું તો હવે છુટો.
ફરી મળશું હવે ક્યારે? પડ્યો લઘુ ભાઈ વિખૂટો. ૯
રમ્યા સાથે! જમ્યા સાથે! ફર્યા સાથે! રહ્યા સાથે!
હવે તુજ સાથ ક્યાં શોધું? વિધિનો ઘા પડ્યો માથે! ૧૦
પડ્યો પટ પ્રેમનો હૃદયે, હૃદય રસમય બનેલું છે,
મળી પરમાણુએ હૃદયે સ્વરૂપ તારૂં ઘડેલું છે. ૧૧
હૃદયમાં તારી તે મૂર્ત્તિ મુસાફરી યાદ લાવે છે!
હૃદય ધડકે નિરાશાથી! નયન બે આંસુ નાખે છે! ૧૨
'થયું' 'ન થયું' નહીં થાશે, ધીરજ ધરને અરે મન તું!
અહા તે દિવ્ય મૂર્ત્તિને સ્મરી ધર ધ્યાન અંતર તું! ૧૩
અદા કરને મહા સુખ ફર્ઝ્ વફાદારીથી ભ્રાતાની!
સનમ[5] કરશે રહમ[6] તુજપર, પછી દરકાર છે શાની! ૧૪

---

## કુસુમની કળીનો બોધ.

પ્રભાતીઉં (જળ કમળ છોડી જા ને બાળા—એ રાહ.)

કળી કુસુમની ખિલી અતિ અંગે મનોહર શોભતી,
અંગે મનોહર શોભતી,
છે શોભતી રસ આપતી, રંગે રસેલી દીપતી. એ ટેક.
"શાથી હસે આ સમયમાં ખિલી રહીને હૃદયમાં?
જોને જગત આ નયનમાં, દુનિયા જણાયે ભૂલતી, કળી૦ ૧

---

૧ અવસાનભરનિદ્રા = છેવટની નિદ્રા, મૃત્યુ ૨ દિલબર = સ્નેહી.
૩ બિરાદર=ભાઈ. ૪ સહોદર=ભાઈ. ૫ સનમ=ઈશ્વર. ૫ રહમ=દયા.

તુજ પાંખડી છે કોમળી, તું તો દિસે ભોળી ભલી,
ચારૂ સુવાસિત હે કળી ! નથી ખેલ તું આ સમજતી, કળી૦ ૨
તું જઈશ કરમાઈ ખરી, આ વાત મારી છે ખરી,
આવે દયા રે તાહરી, તું તો દિસે છે મ્હાલતી, કળી૦ ૩
જે જાયું છે આ જગતમાં જાવાનું તે તે પલકમાં,
ટકવાનું કો નવ ખલકમાં, તેવીજ તારી છે ગતિ," કળી૦ ૪
"ખિલી રહી હું ઉપવને સુગંધ દેવા જગતને,
ઉપકાર કરવો જે બને, નથી કાંઈ બીજું ઈચ્છતી, કળી૦ ૫
હું જન્મી આ વેલી પરે, રે કોણ તે મિથ્યા કરે ?
મૃત્યુજ સાંજે આખરે, તેનો નથી ડર રાખતી, કળી૦ ૬
ઉપકાર જો હું નવ કરૂં ધિક્કાર જીવતર માહરૂં,
સુગધ આપીને મરૂં, જીવન વૃથા નથી ગાળતી, કળી૦ ૭
સુગંધ દેવા ખિલી રહી, જગ જેથી સભારે સહી,
મૃત્યુની ચિંતા છે નહીં, તેથી કળી હું ખિલતી, કળી૦ ૮
હું તો દિસું ભોળી ભલે, કુદરત નિહાળું પળપળે,
પણ ચતુર તારી શી વલે ? બુદ્ધિ નથી તુજ પ્હોંચતી, કળી૦ ૯
તે ભાઈ જન્મી શું કર્યું ? શુભ કામ તે શું આદર્યું ?
જો જીવન તારૂં ધૂળ ઠર્યું, સંભારશે નવ કો રતિ," કળી૦ ૧૦
"તુજ બેન શિખામણ ખરી, સમજ્યો ન હું કુદરત જરી,
ખરી ભૂલ મહાસુખની ઠરી, તારી નથી ભૂલ લાગતી," કળી૦ ૧૧

---

## વૈરાગ્ય તરંગ સમાપ્ત.

# કાવ્યવિનોદ તરંગ.

## પાદપૂર્ત્તિ કાવ્ય.[1]

### રાત્રે સવિતા ગગને બિરાજે.

ઉપજાતિ વૃત્ત

કયારે સુખી કૌશિક? (તેનો) શત્રુ કોણુ? રે કયા પ્રકાશે ગ્રહ ભાનુ સોમ?
તખ્તે કરે શું ભૂપતિ સમાજે? રાત્રે–સવિતા–ગગને–બિરાજે. ૧[2]
સમુદ્ર જો આ ભૂમિને ડુબાવે, જો વ્યોમ પાતાળ વિષે સમાયે,
જો સોમ, તારા, ગ્રહ, ભોમ રાજે, (તો) રાત્રે સવિતા ગગને બિરાજે. ૨
હું ચાંદનીમાં સુતી ચદ્ર જોતી, વિયોગથી તાતી બની હું રોતી,
સ્વપ્ને ભૂલીને બકી બેન આજે, "રાત્રે સવિતા ગગને બિરાજે." ૩[3]
આ આતમની શાન્તિ સહુ નસાડે, અગ્નિ મને વિરહીને પમાડે,
શોભે શશી કે પછી ઉષ્ણુ આ તે રાત્રે સવિતા ગગને બિરાજે? ૪[4]
ભાનુ ઉગે આપણી ભૂમિકામાં ત્યારે પડે રાત અમેરિકામાં,
અમેરિકે, તિમિર અત્ર જ્યારે રાત્રે, સવિતા ગગને બિરાજે ૫
આકાશ માંહે ચડી મેઘસ્વારી, ઢાંકી દીધુ વ્યોમ તમામ ભારી,
ચોફેર અધારૂં થયુંજ જાણે, રાત્રે સવિતા ગગને બિરાજે! ૬[5]

---

૧ કોઈ પણ સભવિત અગર અસભવિત અર્થવાળુ કાવ્યચરણ લઈ તેને કોઈ પણ અર્થમાં બેસાડી બાકીના ચરણો સાથે ગોઠવી કાવ્યરચના કરી હોય તેને પાદપૂર્ત્તિ કહે છે ૨ પ્રથમના ત્રણ ચરણમા ચાર પ્રશ્ન પુછ્યા છે ને તેના ઉત્તર અનુક્રમે ચોથા ચરણમાથી નિકળે છે સ-વિતા = સૂર્ય કૌશિક = ધુવડ. ૩ આ પ્રોષિતભર્તૃકા નાયિકાના ઉદ્ગાર છે. તે પોતાની સખીને કહે છે "બેન! રાત્રે હુ ચાદનીમા સુતી હતી તે સમયે પતિ યાદ થતાં મારા શરીરમાં શોકાગ્નિ વ્યાપી રહ્યો, ભાન પણ ભૂલી અને ચદ્રને સૂર્ય માની સ્વપ્નમા બોલી ઉઠી "રાત્રે સવિતા ગગને બિરાજે" ૪ પ્રોષિતભર્તૃકાની ઉક્તિ છે અપહ્નુતિ અલકાર છે ૫ આકાશમાં ઘણાં વાદળાં છવાયાથી અધારૂ પ્રસરી રહ્યુ હતુ તે જાણે સૂર્ય રાત્રે પ્રકાશી રહ્યો હોય તેવો ભાસ થતો હતો ઉત્પ્રેક્ષારૂપક અલકાર છે.

ભગી જનો ભાંગ ચડાવી રાતે, ગાંડા બની ખુબ ચડ્યા તડાકે,
શશી નિહાળી બકતા "અલ્યા રે! રાત્રે સવિતા ગગને બિરાજે!" ૮
મોટાક્ષરે ચિતરીને સવિતા છોડી દીધો તુક્કલ સાથ દીવા,
ઉંચે નિહાળી જન સૌ ઉચારે "રાત્રે સવિતા ગગને બિરાજે." ૯
છબી રવિમંડળની ઉતારી, ભાઇ! ચિતારે કીધી ભેટ સારી,
દેખી લઘુ ભાઇ મહીં બતાવે રાત્રે, સવિતા ગગને બિરાજે. ૧૦
ગોળો ભરી વાયુ તણો સદીપ ઉંચે ઉડાવ્યો ગગને અધિક,
દેખી કવિ કો મુખ એમ ભાખે "રાત્રે સવિતા ગગને બિરાજે."૧૧
ભાળી કવિને કવિતાવિચારે "છે કેમ!" બોલ્યો, ન વધ્યા લગારે,
બોલ્યા પછીથી કઇં વાક્ય ભારે "રાત્રે સવિતા ગગને બિરાજે."૧૨[1]
વિમાનમા બેશી વિમાનવાળો ઉંચે ચડ્યો તે ગગને નિહાળ્યો,
રાત્રે બળ્યું ફાટી, વિમાન[2] જાણે! "રાત્રે સવિતા ગગને બિરાજે."૧૩
જોતો હતો ચદ્ર હું પીત કાચે, પીળા પ્રકાશે મમ નેત્ર રાચે,
તે નક્કી જાણે શશી એમ લાગે રાત્રે સવિતા ગગને બિરાજે! ૧૪[3]
વિ કાઢી મુકોજ રિ તેજ સ્થાને તો મર્મ હેતુ સમજાય ધ્યાને,
ઉંચે અતિ ઉજ્જવળ શ્વેત આજે રાત્રે સરિતા ગગને બિરાજે!! ૧૫[4]
ઉડે પતંગો અજવાળી રાત્રે, આકાર સૌના વિધવિધ ભાસે,
કો દેખી ભાનુ સમ કો વધા રે "રાત્રે સવિતા ગગને બિરાજે." ૧૬
રાત્રે શિખે શિષ્ય ખગોળશાસ્ત્ર, મુકી રવિમંડળ ચર્ચી વાત,
તેવે સમે એક વધો "અત્યારે રાત્રે સવિતા ગગને બિરાજે." ૧૭

---

૧ કોઈ સરસ ચિતાર દૃષ્ટિએ પડ્યાથી જ્યારે કવિ તેની કવિતાના વિચારમાં ગર્ક હતા ત્યારે મેં પુછ્યુ "કેમ કવિરાય?" પરતુ એ એવા જડ બની ગયા હતા કે કઈ બોલ્યાજ નહી. પછીથી થોડી વારે હૃદયમાં તરગ આવવાથી બોલી ઉઠ્યા "રાત્રે સવિતા ગગને બિરાજે" ૨ વિમાન=બલૂન ૩ ચદ્રનો પ્રકાશ શ્વેત હોય છે અને સૂર્યનો જરા પીળો હોય છે રાત્રે ચદ્રને જો પીળા કાચમાથી જોવામા આવે છે તો તેની જ્યોત્સ્ના તેમજ તેનો ભાસ સૂર્ય સમાન દેખાય છે ૪ "સવિતા" શબ્દમાથી 'વિ' કાઢી 'રિ' મૂકવાથી "સરિતા" બનશે સરિતા=નદી, ગંગા, આકાશગગા.

પુત્રી પુછે આવી પિતાની પાસે "પિતા ! કદી ચંદ્ર દિને પ્રકાશે ?"
પુછે વળી બીજું વિશેષ વ્હાલે "રાત્રે સવિતા ગગને બિરાજે ?" ૧૮
રાત્રે શશી દે શીત ચંદ્રિકાને, દિને કરે શ્વેત ન ભૂમિકાને,
દિને ઉગે સૂર્ય, ન કોઈ કાળે રાત્રે સવિતા ગગને બિરાજે. ૧૯
આનંદી મારા કવિતાવિલાસી ! વાંચી તજાવા મનની ઉદાસી,
મહાસુખે આ પદ લીધું કાવ્યે, "રાત્રે સવિતા ગગને બિરાજે." ૨૦

## હસ્તી દિસે આ મમ હસ્ત વિષે.

ઉપજાતિ વૃત્ત.

વિના વિચારી શું વદે વધારે ! આવ્યો ચડાવી વિજયા અત્યારે ?
તું શું ઠગે છે અમને વદીને ! "હસ્તી દિસે આ મમ હસ્ત વિષે."૧
ના ના નથી મે વિજયા ચડાવી, દેખાડું જાદુ અતિશે ચલાવી,
દેખી પછીથી જગ માની લેશે, હસ્તી દિસે આ મમ હસ્ત વિષે.૨
શત્રજ બાજી મહીં હાર આવી,[1] હાથી છુપાવ્યો અરિનો ભૂલાવી,
શોધે તહિં તે, હું વધો પછી રે "હસ્તી દિસે આ મમ હસ્ત વિષે."૩
હાથી પ્રવેશી રચના બગાડી, સૌ શેહ[2] મારા ભૂપને લગાડી,
મારી બતાવ્યો કરમાં ધરીને, હસ્તી દિસે આ મમ હસ્ત વિષે. ૪
રસ્તા કુદાવી હય બંધ કીધા, ચારે દિશાથી ગજ બાંધી લીધા,
બોલ્યો હવે શું કરશે જીવીને? હસ્તી દિસે આ મમ હસ્ત વિષે.[3] ૫
હાથી છુટયો મ્હાવત ધાય પાછે, સર્વત્ર લોકો બુમ પાડતા છે,
તે બાણ છોડી ઉચરે કશીને, હસ્તી દિસે આ મમ હસ્ત વિષે. ૬
આનદ મેળે જઇ કીધ બાળે, ત્યાં ખાંડનો હાથી લીધો વહાલે,
આવી કહે માત કને હશીને "હસ્તી દિસે આ મમ હસ્ત વિષે" ૭
મે કેળવ્યા છે બળવાન હાથી, ચાલે ઉભા રહે સહુ હાથી નાથી,[4]
ખેલો કરે, કારણ કે અતિશે હસ્તી દિસે આ મમ હસ્ત વિષે. ૮

૧ અત્રેથી બાર ચરણમા શત્રંજબાજીમા "હાથી" નામના રમકડાની હકીકત જણાવી છે (વાચો શત્રંજ કાવ્ય) ૨ શેહ=ડર ૩ હસ્ત વિષે=કબજામા, તાબામા ૪ હાથી નાથી=હા અને ના કહેવાથી

ભાઈ! કહે જોશી મને અત્યારે સપત્તિવાળા બનશો વધારે!
તેનું મહા કારણ એમ દિસે, હસ્તી દિસે આ મમ હસ્ત વિષે.[1] ૯
મિત્રો મળી ચિત્ર નિહાળી એ આ, કો રાન દેખે, ગિરિ કો જુએ આ,
કોઈ જુએ શય પડેલ રીસે, હસ્તી દિસે આ મમ હસ્ત વિષે. ૧૦
જો દિવસે સોમ પ્રકાશ મારે, જો ભાનુ આ શીતળતા પ્રસારે,
જો સૂર્ય ઉગે ગગને જ નિશે, (તો) હસ્તી દિસે આ મમ હસ્ત વિષે. ૧૧
ગુરૂત્વઆકર્ષણ ભૂમિ છોડે, મારાથી કિન્તુ નવ સ્નેહ તોડે,
તો જેહ ભારે અવાન મહીં તે હસ્તી દિસે આ મમ હસ્ત વિષે ૧૨
યત્રે કરી હાથી ઉંચોજ કીધો, નીચે રહી મેં મમ હાથ દીધો,
જાણે અહા મુજ બળે કરીને હસ્તી દિસે આ મમ હસ્ત વિષે ૧૩[1]
યુક્તિ મહાસુખના મિત્ર કેવી? જોનારથી નાજ જણાય એવી,
હસ્તી ન હસ્તે, પણ માન્યુ મિત્ર હસ્તી દિસે આ મમ હસ્ત વિષે ૧૪

---

## સમસ્યા કાવ્ય.[2]

દોહરા.

પ્રશ્ન:—વિચિત્ર નારી નિરખી, અરધી ફારસી નાત,
અરધી અંગ્રેજી મળી બની ગુજરાતી જાત. ૧
પીયર પ્રૌઢ પૃથ્વી પરે, સાગર સાસરૂ સાર,
મરે અંત તે સાસરે, કહો સજ્જન કઈ નાર? ૨

ઉત્તર:—આગબોટ.

પ્રશ્ન:—નારી લાંબી ચળકતી પૃથ્વી પરે વિખ્યાત,
વાંકી ચૂકી ચાલ છે, નવ નાગણની જાત. ૧
મૂળ દિસે શાખા દિસે, વેલ નહીં કહેવાય,
કહો નારનું નામ શું? રોકી નવ રોકાય. ૨

ઉત્તર:—નદી.

---

૧ હાથની અંદર જુદી જુદી રેખાઓ હોય છે તેમા જે 'હસ્તી' નામની રેખા હોય છે તે સંપત્તિ આપનાર ગણાય છે ૨ કાવ્યદ્વારાએ લક્ષણ સાથે પ્રશ્ન પૂછવામા આવે તેને સમસ્યાકાવ્ય કહે છે.

પ્રશ્નઃ—નિરાકાર સાકાર છે, સકળ પાસ દશ દિશ;
એક રગી હર દિન છે, પણ છે નવ જગદીશ. ૧
શાન્ત આપે છે બહુ ટાળી અતિશય તાપ,
દો ઉત્તર સમજી તમે, નથી ચદ્ર તે આપ. ૨

ઉત્તરઃ—પડછાયો.

પ્રશ્નઃ—સહસ્રમાંથી તેર ગત પાઈ પારખી આપ,
વસ્તુ બનાવી મોકલો માપી માપી માપ. ૧
નથી કઈ આ વર્ણમાં, જુદી એની જાત,
આણી તેને વર્ણમાં મોકલશો મમ ભ્રાત. ૨

ઉત્તરઃ—પત્ર.[1]

પ્રશ્નઃ—નરનારીની જોડ છે, પાસે બે વસનાર,
પુરૂષ અભણનો રાય ને નારી બહુ હુંશિયાર ૧
લખતાં જાણે સર્વ પણ બોલી શકે ન લગાર,
નર દે ખાવા નારને, કહો કોણ નર નાર? ૨

ઉત્તરઃ—ખડીઓ અને કલમ.

પ્રશ્નઃ—નારી સારી શોભતી, રહે પતિના શિર,
ક્ષણે ક્ષણે રક્ષણ કરે, રાખે સુખી શરીર. ૧
ઇન્દ્રરાયનાં તીર ખમે, એવી એ બળવાન,
રવિની કઢાવે લાજ તે, દો ઉત્તર વિદ્વાન! ૨

ઉત્તરઃ—છત્રી.

પ્રશ્નઃ—દૃષ્ટિ મહીં આવે નહીં, આવે નવ તે હાથ,
મનસ્વી વર્તન તે તણું, લડી પડે સૌ સાથ. ૧
દેખી કપે ઝાડ પણ જીવનનો આધાર,
ખીજે તો દુશ્મન બની પાડે તરૂ ઘરબાર. ૨

---

[1] સહસ્રમાથી તેર ગત એટલે ૯૮૭ આટલી પાઇનો હિસાબ ગણી રૂપીઆ બનાવીશુ તો પન (પાચ રૂપીઆ અને સવા બે આના) થશે; આ 'પત્ર' વર્ણ કહેતા અક્ષરમા લખેલા નથી, માત્ર અકમા છે, માટે અકનુ સ્વરૂપ બદલી વર્ણ સ્વરૂપમા આણવાથી અર્થાત્ અક્ષરમા લખવાથી **પત્ર** (૩ ૫)=।) તે **પત્ર** (કાગળ) વચાશે.

રક્ષક ભક્ષક દીપનો, એવો નર બળવાન,
દુનિયામાં વ્યાપી રહ્યો, દો ઉત્તર વિદ્વાન? ૩

ઉત્તર:—પવન.

પ્રશ્ન:—રાજ કરે પૃથ્વી પરે એક રાણી બળવાન,
વશીકરણવિદ્યા થકી કરે જગત બેભાન. ૧
રાય રંક કે લખપતી, અબુધ કે વિદ્વાન,
તાબે થઈ તેને રહે, તેની પાળે આણ. ૨
પાસે નોકરમાં દિસે એક સદા છડીદાર,
સૂચન દેવા સર્વને પોકારે પોકાર. ૩
આળસનો વાસો ચહે, ચહે કેફી નરનાર,
કહો વિચારી કોણ તે રાણી ને છડીદાર? ૪

ઉત્તર:—ઉંઘ અને બગાસું.

પ્રશ્ન:—પાય વિનાની શોભતી નારી પાણીદાર,
હાથ પાસ બળવાન છે, વસ્ત્ર નહીં સજનાર. ૧
એક બીજી નારી થકી નિરંતર લડનાર,
કાપી શત્રુ કકડા કરી ચૂરો તે કરનાર. ૨
ખવરાવે પતિને પ્રીતે, પોતે કંઈ નવ ખાય,
કહો નાર બે કોણ છે? રહે નિકટ ઘર માંહ. ૩

ઉત્તર:—સુડી અને સોપારી.

પ્રશ્ન:—ગુણવતી ગોરી ઘણી, મનાય જગની માત,
પૂજે જગ તેને સદા, નહીં દેવીની જાત. ૧
જો કે તે શિખી નથી ગાતાં મુખથી લગાર,
તો પણ નિત્યે ગાય છે, કહો કોણ તે નાર? ૨

ઉત્તર:—ગાય.

પ્રશ્ન:—રંગે એક લીલો દિસે, બીજામાં શ્યામાશ,
ત્રીજો રંગે શ્વેત છે, ત્રણ નર એવા ખાસ. ૧
ત્રણ જણની ત્રિપુટિ મળી એક નાર બની જાય,
લાલરસિકમુખચુંબને સ્ત્રી રંગે રેલાય. ૨

મૂળ પુરૂષ જોતાં નહીં, નહીં રંગ તે અંગ,
કહો નારનું નામ શું? જાદુ જેવો ઢગ. ૩

**ઉત્તરઃ—પાનની બીડી.**

**પ્રશ્નઃ**—કપટ હૃદય રાખે બહુ કહેશે નવ નિજ ગુણ.
તેના ગુણ નિહાળતાં કહેશે પર અવગુણ. ૧

**ઉત્તરઃ—દર્પણ.**

**પ્રશ્નઃ**—દીપક દીઠા દૃષ્ટિએ, વાથી નત્ર તે જાય,
ભય પામીને ભાનુનો ભામા શરણે થાય.[1] ૧
મા કહી તેને સૌ વદે નર છે જો કે આપ,
દો ઉત્તર સમજી ઉરે, કોઈ કહે નવ બાપ? ૨

**ઉત્તરઃ—ચંદ્ર.**

**પ્રશ્નઃ**—નાજુક નાની કામિની, જેનું સ્ત્રીમાં માન,
અગણિત નર કબજે કરે, એવી એ બળવાન. ૧
પુરૂષ ઉપર સ્વારી કરી બાંધી દોરે[2] નાર,
દોરાયા દોરાય છે પુરૂષ કેદ મોઝાર. ૨
આમ પુરૂષને બાંધીને શોભાવે સ્ત્રીજાત,
કોણ પુરૂષ કઈ કામિની? દો ઉત્તર હે ભ્રાત. ૩

**ઉત્તરઃ—વાળ અને કાંસકી.**

**પ્રશ્નઃ**—નારી તો લાંબી ઘણી પણ છે પતળુ અગ,
અગ પરે જુદા જુદા બદલે છે તે રગ. ૧
પરણીને રગે રમી બદલે તેની ન્યાત,
હોય પતિ જે જાતનો[3] બની જાય તે જાત. ૨

---

૧ સૂર્યોદય થવાથી ચદ્રનો પ્રકાશ નાશ થાય છે અને સૂર્યોદય સમયે સ્ત્રીઓ સ્નાન કરી લલાટે ચાંલ્લો કરે છે; ચાલ્લાની ચદ્રરૂપે કલ્પના છે, અને સૂર્ય આવવાથી ચદ્ર સ્ત્રીઓને શરણે જાય છે એવી ઉત્પ્રેક્ષા છે

૨ દોરે=તાણે, લઈ જાય; દોરાથી ૩ પાઘડી ખરીદ કર્યા પછી તેના ઉપર મનગમતો રગ ચડાવવામા આવે છે અને પહેરનાર ગુજરાતી હોય છે તો ગુજરાતી, સુરતી તો સુરતી અગર દક્ષણી તો દક્ષણી ઘાટની પાઘડી બધાવે છે આ પ્રમાણે પાઘડી જુદી જુદી જાતો બદલે છે.

પતિની પાસે તે રહે, રાખે છે સંભાળ,
ઘડીના ચોથા ભાગમાં દો ઉત્તર તત્કાળ. ૩

ઉત્તર:—પાઘડી.

**પ્રશ્ન:**—હીમાલયના કુળમાં ઉત્પન્ન થઈ છે નાર,
ફરે ફરે નિશદિવસે પણ નવ આવે પાર ૧
પાય નહીં એકે મળે માત્ર એક છે હાથ,
હાથ મેળવી હાથમાં ફરે સખીની સાથ. ૨
એઠું જમાડે સર્વને, મુખથી ગાળો[1] ખાય,
ગરીબનો આધાર છે, કોણ નાર કહેવાય? ૩

ઉત્તર:—ઘંટી.

**પ્રશ્ન:**—કંઠે વળગે સ્ત્રી તણા, ઉર પર નાખે હાથ,
છતાં સતી છોડે નહીં જો કે નવ નિજ નાથ. ૧
ચોરી કરે પરનારથી, તોપણ નિર્મળ છાપ,
લપટ નવ કોઈ કહે, કહો કોણ નર આપ? ૨

ઉત્તર:—સોનાનો હાર.

**પ્રશ્ન:**—અસંખ્ય નરનો એક નર, નહીં સૈન્યનો રાય,
લાંબો ને વળી શ્યામ છે, પણ નવ નાગ ગણાય. ૧
સ્નાન કરાવે કામિની અત્તર ચર્ચી સાર,
સ્પર્શ કરે નર નારને પણ નવ તે ભરથાર. ૨
સ્ત્રીથી જુદો નવ પડે સ્ત્રીનો તે શણગાર,
કહો કોણ તે પુરૂષ છે સ્ત્રીનો રસ લેનાર? ૩

ઉત્તર:—ચોટલો.

**પ્રશ્ન:**—નર નારી રસ્તે મળ્યાં, સ્ત્રીએ કરી પીછાન,
મારા પતિની સાસુ તુજ સ્ત્રીની સાસુ જાણ. ૧

ઉત્તર:—ભાઇ બેન.

---

૧ ગાળો = ઘંટીનો વચલો ગાળો; અપશબ્દ.

## યમક અલંકાર કાવ્ય.[1]

ગીતિ છંદ

આસપાસ કુસુમોથી વા સરસ[2] નિવાસ[3] વાસમય આવે[4]!
કોણ ચહે નવ હૃદયે આ વાસ મહિં વસવા સમય આવે[5]? ૧
ગાયન નૃત્ય કરે છે મધુર મૃદુલ મકરંદ[6] મોર[7] આજે!
વૃક્ષ ખિલ્યાં ઉપવનમાં, દે પરિમલ મકરંદ[8] મોર આ જે! ૨
ભમે ભ્રમર કમળે રજ ગ્રહવા સરે[9] મધુ[10] કરવા સરાગે[11]!
વિચારીને તે જોતાં મરવા સરે[12] મધુકર[13] વાસ રાગે[14]! ૩
કુમુદ બિચારી રડંતી દુઃખી મહા વિના[15] પ્રિય દેહ સતી!
અહા હર્ષ કમલિની દિલ માંહિ રસિકના પ્રિય[16] દ હસતી! ૪
ખેલે પુષ્પ લતાગ્રે, રમે અશોક[17] રૂચીર[18] સઉ પવને!
જોતાં વસંતરચના વધે અશોક[19] રૂચી રસ ઉપવને[20]! ૫
નિર્મળ આ જળ વ્હેતું જામે મદ સરી તરંગે ક્યારે[21]!
ફરી નિમગ્ન થવાશે મહા સુખ સરિત[22] રંગે ક્યારે[23]? ૬

અનુષ્ટુપ્ છંદ

વસંત! રચના તારી મહા સુખ[24] કરે તને!
આ કાવ્યાવલિ અર્પું હું મહાસુખ[25] કરે તને! ૭

---

૧ જે કાવ્યમાં શબ્દો અને અક્ષરો એ ને એજ હોવા છતા જુદા જુદા અર્થ નિકળે તેને યમક અલકાર કાવ્ય કહે છે ઉપરના કાવ્યમા વસતઋતુનું વર્ણન કરેલુ છે ૨ સરસ = રસમય ૩ નિવાસ = સ્થાને ૪ આવે = વાય છે ૫ આવે = આવા ૬ મકરંદ = કોયલ ૭ મોર = મયૂર, મોર પક્ષી ૮ મકરંદ મોર = આંબાનો મોર ૯ સરે = સરોવરમાં ૧૦ મધુ = મધ ૧૧ સરાગે = પ્રીતિ સાથે ૧૨ સરે = જાય છે, ધસે છે ૧૩ મધુકર=ભ્રમર ૧૪ રાગે=પ્રેમથી ૧૫ વિના પ્રિય=પતિ વિના ૧૬ પ્રિય= રમણીય ૧૭ અશોક = આસોપાલવ ૧૮ રૂચીર = મનોહર ૧૯ અશોક = આનંદ ૨૦ ઉપવને = બાગમા ૨૧ ક્યારે = ક્યારામા. ૨૨ સરિત = નદી ૨૩ ક્યારે = કયા સમયે ૨૪ મહા સુખ કરે તને = શરીરમા અતિશય સુખ ઉત્પન્ન કરે છે. ૨૫ મહાસુખ કરે તને = મહાસુખ તને પોતાના હાથવડે

## ચિત્રાલંકાર કાવ્ય.[૧]

અનુષ્ટુપ છંદ

[૨]મકરંદ તણો કર્તા કોણ જગતે મનાય છે?
[૩]કલા પિછાંની ખિલાવી પક્ષી કો નાચનાર છે? ૧
[૪]કુસુમ શરદ ચંદ્રાદિ તેથી જાગૃત થાય શું?
[૫]સરી તરગ ઉછાળી ગિરિથી ચાલનાર શું? ૨
[૬]રાજી વધુજ કાસારે કોણ સૂર્ય દેખી થશે?
[૭]દિશા દશે વિયોગીને પ્રાણાધારજ શું હશે? ૩
[૮]ભાર તિમિર અજ્ઞાન કોણ તેને ક્ષણે હણે?
[૯]પ્રિય તમામ લોકોથી શું છે નર કામાંધને? ૪
[૧૦]વિભુ તીર્થે પ્રીતિથી શું સેવ્યાથી મળનાર છે?
[૧૧]કો કિલકિલ સુરોથી વૃક્ષે હર્ષથી ગાય છે? ૫
[૧૨]મિત્ર પદ્મનો આકાશે સ્નેહી કોણ મનાય છે?
[૧૩]હરી વિઘ્નો મહા સુખ શાંતિ કો કરનાર છે? ૬

---

૧ જે કાવ્યમાં પૂછેલા પ્રશ્નના શબ્દમાજ પ્રશ્નનો ઉત્તર સમાયેલો હોય તેને ચિત્રાલકાર કાવ્ય કહે છે. ઉપરના કાવ્યના દરેક ચરણમા પ્રશ્ન પૂછ્યા છે અને તેનો ઉત્તર તેજ ચરણના પ્રથમના અક્ષરોમાથી નિકળી આવે છે અને તે મોટા અક્ષરથી બતાવવામા આવ્યા છે ૨ મકરંદ=પ્રશ્નાર્થે મધુ ઉત્તરાર્થે ભ્રમર ૩ કલાપિ=ઉત્તરાર્થે મોર. ૪ કુસુમશર=ઉત્તરાર્થે કામદેવ. કુસુમ=પ્રશ્નાર્થે ફૂલ (બાગ શરદ્ પૂર્ણિમાનો ચદ્ર વીગેરે સ્ત્રીઓ તથા પુરૂષોમા કામદેવને ઉત્પન્ન કરનાર ગણાય છે) ૫ સરિત=ઉત્તરાર્થે નદી કાસારે=સરોવરમા ૬ રાજીવ=ઉત્તરાર્થે કમળ, પદ્મ ૭ દિશા=ઉત્તરાર્થે આશા. ૮ ભારતિ=ઉત્તરાર્થે સરસ્વતી ૯ પ્રિયતમા=ઉત્તરાર્થે રાખેલી સ્ત્રી ૧૦ વિભૂતિ=ઉત્તરાર્થે સપત્તિ ૧૧ કોકિલ=ઉત્તરાર્થે કોયલ. ૧૨ મિત્ર=પ્રશ્નાર્થે દોસ્ત ઉત્તરાર્થે સૂર્યે ૧૩ હરી=પ્રશ્નાર્થે દૂર કરી ઉત્તરાર્થે પરમેશ્વર.

# અતિશયોક્તિ અને વ્યાજસ્તુતિ અલંકાર કાવ્ય.

ચોપાયા છંદ

## ( અતિશયોક્તિ અલંકાર. )[1]

"ફરવા કાલે તમે બાગમાં ગયા હતા જ્યાં ભાઈ!
શું ત્યાં જોયું વનસ્પતીમાં ઝાડ ફૂલ ફળ માંહીં? ૧
યથા સ્થિતિ સૌ વાત કરોને ટુંકામાં વિસ્તારી,
જેથી મુજ મન રંજન થાયે હૃદય શોક નિવારી." ૨
"વર્ણન તેનું મહાન દરિયો! પાર નહીં કદી આવે,
ટુંકામાં આ એક દાખલો વાત સકળ સમજાવે. ૩
ગુલાબનો મે છોડ નિહાળ્યો, ઉંચાઈનો નવ પાર!
વાદળ ચીરી ડાળાં તેનાં ગયાં ગગન મોઝાર. ૪
મૂળ તણી શી વાત કહેવી! મૂળ ગયાં પાતાળે!
શેષનાગને વીંધી નાખ્યો! કોણ વેદના ટાળે? ૫
વળી ઘટા શી પત્ર તણી છે! સૂર્ય નહીં દેખાયે,
દિવસ તે પણ રાત્રિ ભાસે અંધારૂ પથરાયે." ૬
"ત્યારે ભાઈ ફૂલ તેહનાં કોણ ગગનથી લાવે?
માળી ઉડે પાંખ કરી શું? શંકા એવી આવે" ૭
"નથી સમજતા ખુબી તેની, દેવ અધર લઈ જાયે,
ખરી પડે જો ભૂમિ ઉપર માળી વીણી લાવે. ૮
નથી સમજતા વાત અમારી, વાત તણો નવ પાર,
આ દૃષ્ટાંતથી સમજી લેશો બાગ તણો વિસ્તાર." ૯

## ( વ્યાજસ્તુતિ અલંકાર. )[2]

"ધન્ય ધન્ય છે ભાઈ આપને! વાત ટુંકી વિસ્તારી,
ઉંચે ગગનમા નીચે પતાળે બુદ્ધિ પહોચે સારી! ૧૦

---

૧ ખરેખર ગુણ હોય તેના કરતા ઘણો જ વધારો કરી વર્ણન કર્યું હોય તેને અતિશયોક્તિ અલકાર કહે છે આ કાવ્યમા ગુલાબના છોડનુ અતિશયોક્તિ ભરેલુ વર્ણન કર્યું છે. ૨ જેમા ઉપરથી સ્તુતિ ને અદરથી નિંદા અગર ઉપરથી નિંદા ને અદરથી સ્તુતિ કરેલી હોય તેને વ્યાજસ્તુતિ અલકાર કહે છે. આ કાવ્યમા ઉપરથી સ્તુતિ ને અદરથી નિંદા છે.

દિવસને પણ રાત્રિ બનાવી બુદ્ધિ ઠીક ચલાવી
મહાસુખ શું વાત સમજશે ભાઈ તમારી આવી?" ૧૧

## વક્રોક્તિ અલંકાર કાવ્ય.[૧]

ચોપાઈ છંદ

"સખી આવે વરસાદ[૨] મધુર, મીઠો લાગે તેનો સુર,
પ્રિય[૩] લાગે છે તે નિરધાર,[૪] જોને આવે બેની બ્હાર[૫]?" ૧

ચરણાકુળ છંદ,

"ઉનાળાના દિવસ આ તો, ક્યાંથી વૃષ્ટિની લાવી વાતો?
અપ્રિય ગરમી, નવ જળધારા, નહીં બ્હાર પણ આ અગારા." ૧

જેકરી છંદ

"વાત ઉડાવી મશ્કરી કરે, વાત નહીં મુજ ધ્યાને ધરે,
ટેવ સખી નવ તારી ગઈ, તેવી ને તેવી તું રહી." ૧

---

૧ કોઇ વાકયમાથી મૂળ અર્થ કોરે મુકી બીજો અર્થ કાઢીને અગર જાણી જોઇને બીજો અર્થ કરીને બોલવુ તેને વક્રોક્તિ અલકાર કહે છે આ કાવ્યમા વિરહી સ્ત્રી પરદેશથી આવતા પોતાના પતિનો સાદ સાભળી આનદથી તેની સખીને કહે છે "હે સખી! મારા વરનો મધુર સાદ આવે છે, સુર ઘણો મીઠો લાગે છે, ખરેખર તે મારા પતિ લાગે છે માટે ઘરની બહાર જઈ જોને, મારા પતિ આવે છે?" આ પ્રમાણે મૂળ અર્થ નહી કરતાં તેની સખી નીચે પ્રમાણે અર્થ કરે છે— "હે સખી! મધુર વરસાદ વરશ્યા કરે છે, તેનો ઝરમર ઝરમર કરતો સુર મીઠો લાગે છે, અને પાણીની ધારાઓ રમણીય લાગે છે, જોને સખી કેવી ગમત આવે છે?" આ પ્રમાણે બીજો અર્થ કરી કટાક્ષમા જવાબ આપે છે "આ તો ઉનાળાના દિવસ છે, તુ કયાથી વૃષ્ટિની વાત કરે છે? અણગમતી ગરમી પડે છે, કાઈ જળધારા પડતી નથી, આ કાઈ આનંદ નથી પણ અગ્નિના અગારા છે" આ પ્રમાણે પતિના અવાજની હકીકતને વૃષ્ટિના રૂપમાં બદલીને પોતાની સખીની મશ્કરી કરે છે ૨ વરસાદ=પતિનો અવાજ વક્રોક્તિમા વૃષ્ટિ ૩ પ્રિય=પતિ વક્રોક્તિમા મનગમતો ૪ નિરધાર=નક્કી વક્રોક્તિમા પાણીની ધારા ૫ બ્હાર=ઘરની બહાર વક્રોક્તિમાં આનદ

## સજીવારોપણ અલંકાર કાવ્ય.[1]

હરિગીત છંદ.

ઘડીઆળ તારી કાન્તિ સારી ! શાન્ત નારી તારૂણી !
ગાજી રહી તુજ કીર્તિવાણી રંક રાજાએ સુણી,
તુજ નામ દિસે લોક વિષે ચાર દિશે ભૂમિની,
રસિકોની પાસે ભૂપવાસે તુંજ ભાસે ભામિની. ૧
સૌ સમય માપે વિણુ પાપે શુદ્ધ આપે માપને,
પળ પળ ગણે છે, ટક ટકે છે, શું જપે છે જાપને ?
રીતિ અકળ તારી અધિક સારી એક ધારી અંતરે,
વશી જેનોં સગે તેનોં અંગે તું ઉમગે રીત ધરે. ૨
સાચાની પાસે સાચી તું છે, સત્યવાણી ઉચરે,
જૂઠાનીં પાસે જૂઠી તું છે, જૂઠું બોલી છેતરે,
તું ચપળ પાસે ચપળ છે ને સુસ્ત પાસે આળસુ,
દિનરાત ઉંઘમાં તું રહે બીજું કામ સુઝે નવ કશું. ૩
શી કમાન કાળી પાણીવાળી શક્તિવાળી તુજ મહીં !
તે અંગવાસે તારી પાસે કામ ભાસે શું સહી ?
તું ચાલવાથી થાકવાથી ઉતરવાથી વિરમે[2],
વિલાસરંગે[3] શિથિળ[4] અતે થાય અંગે પરિશ્રમે ! ૪
કાંટા સુશોભિત બે દિસે, શું નયન તે બે મન હરે ?
તે દ્વાર ચાળા કામી બાળા બહુ રસાળા શું કરે ?

---

૧ નિર્જીવ વસ્તુને સજીવન તરીકે કલ્પના કરી વર્ણન કર્યું હોય તેને સજીવારોપણ અલંકાર કહે છે આ કાવ્યમા મોટી ઘડીઆળને (clock) યુવાન સ્ત્રી તરીકે કલ્પના કરી વર્ણન કરવામા આવ્યુ છે કાટાની બે નયન તરીકે, કાટાની ગતિની આખના ઈસારા તરીકે અને કમાનની કામદેવ તરીકે કલ્પના કરી છે ૨ વિરમે = વિરામ પામે, ઉભી રહે ૩ વિલાસરંગે = કામક્રીડામાં ૪ શિથિલ = નરમ, મંદ

તે ફેરવીને રાત્રિ દિવસે સમય સુચવે સર્વેને,
શું નેત્રના કામી ઈસારે મર્મ આપે રસિકને ? ૫
દિલ માંહિ માની અધિક જ્ઞાની શાણી જાણી મેં તને,
હિસાબ રાખે ચૂક પાખે[1], વખત ભાખે[2] સર્વેને,
નિદ્રા ન ધારે નિશ લગારે કોઈ વારે પ્રેમદા,
સૌને તું ભાવી ! ક્યાંથી લાવી સરસ આવી ચપળતા ? ૬
આહાર[3] લે છે સાત દિવસે, બાળ[4] લે પ્રતિદિવસે,
રીસાય તો તું ચા પીએ[5], કુટેવ એ તુજમાં વસે,
નવ કોઈથી લાજે, સદા આનંદથી ગતિમાં રમે,
પ્યાલો મહા સુખનો ભરી દીધો મને તે આ સમે. ૭

---

## મુગ્ધા નાયિકા લક્ષણ કાવ્ય.[6]

મદાક્રાન્તા વૃત્ત.

માતા સગે નિશદિન વશી સુખઆનંદ પામી,
બાળાવસ્થા રતિ રહિતની નિર્વિકારે વિરામી,
અજ્ઞાની સૌ જગતરસના તર્ક વિતર્ક ચાલ્યા,
મુખે ઝર્તા સહુ શર્મી ગયા વાણીના શબ્દ કાલા. ૧

---

૧ ચૂકપાખે = ભૂલ વિના ૨ વખત ભાખે = વખત કહે છે અર્થાત્ કેટલા વાગ્યા છે તે વગાડીને કહી બતાવે છે ૩ આહાર = ચાવી, કુંચી. ૪ બાળ = નાની ઘડીઆળ ( watch ) ૫ ચા પીએ = બંધ થાય છે.

૬ આ અને આ પછીની બે નાયિકાઓ એટલે કે મુગ્ધા, મધ્યા અને પ્રગલ્ભા એ ત્રણે શૃગારરસમા ઘણીજ ઉપયોગી અને મુખ્ય નાયિકાઓ છે. શૃંગારરસને જન્મ આપનારજ તેઓ છે એમ કહીએ તો તે કાંઈ ખોટું નથી, કારણ કે મુગ્ધામાં કામદેવ પ્રવેશ કરી શરીરના અવયવો ખિલાવી ધીમે ધીમે મધ્યા સ્વરૂપમાં લાવી છેવટે પ્રગલ્ભા બનાવી સંપૂર્ણ કામી કરી પોતાના સમાન અર્થાત્ કામની મૂર્તિ બનાવી દે છે. ( વાંચો કાવ્ય "વૃષ્ટિસમયની ચંદા" પાન ૧૩, "ચદ્રપ્રતિબિમ્બ" પાન ૨૬, તથા "મૃદુ લતા અથવા મુગ્ધ બાળાને આશ્વાસન" પાન ૮૬ )

જોતાં સર્વે નવીન રચના અંગવાસે પ્રવેશે,
હાવે ભાવે વિધ વિધ રૂપે અન્ય છે સર્વ વેશે,
ક્યારે કીધી સ્થિતિ અવસરે વેશ આવો સજાવી ?
કાન્તિ કેવી દગ મહિ રમે ! ભ્રાન્તિ મુકે ભમાવી. ૨

કાયા સાથે હૃદય બદલે, અન્ય ભાસે વિચારો,
અગે કીધો નિજ સમ અહા અંતરે શું સુધારો ?
ના ના અગે નથી કઈ કીધું, સ્થિતિ કોણે બનાવી ?
જે ના ભાસે દિસતું કઈ તે, સર્વમાં તર્ક ભાવી. ૩

રાત્રે આવી સકળ ભૂમિને આવરી અંધકારે
તેવામાં ત્યાં કંઇ ગગન માંહે ઉષા[1] તેજ મારે,
કિર્ણો વ્યાપે સ્થિતિ દૂર ખસે જેમ તે અધકારી
બાળાવસ્થા દૂર સરી ગઈ, મુગ્ધસ્થિતિ પધારી. ૪

જોતાં નેત્રે સહુ અવયવે ચિત્ત સધાઇ બેસે,
આકર્ષે છે હૃદય રસથી અંગદ્વારે વિશેષે;
વાણીદ્વારે, નયન, વદને, બે કરે, ચર્ણદ્વારે
છાનો માનો નવીન રૂપમાં કામ ત્યાં તેજ મારે. ૫

ખિલી સ્નેહે તરૂણ સખીના વૃંદ માંહે ઉમગે
સંગે કેલિ સકળ કરતી, તર્તી ચાલે તરંગે;
લાજી દૂરે સરતી રતિની ગુપ્ત વાર્તા પ્રસગે,
કિન્તુ ધ્યાને કંઈક ધરતી તર્ક મુગ્ધા અનગે.[2] ૬

શર્માવે સૌ હળી મળી સખી આદરી કાંઇ ચાળા
મુખદ્વારે રતિ નવ સરે શબ્દ લજ્જાથી કાલા,
હાસ્ય વ્યાપે વદન ઉપરે કિન્તુ તે મંદ પાડે,
ચિત્તે ચાલે નવીન ઊરમિ, વસ્ત્ર દે મુખ આડે. ૭

રીતિ ધારે શરમ ગ્રહીને આમ નાના પ્રકારે,
ધીમે કામે હૃદય ખિલવે મુગ્ધ બાળા વિચારે,

૧ ઉષા = મોટા પરોઢીઆનો પ્રકાશ ૨ અનંગે = કામથી, પ્રેમવિકારથી

આવે ચિત્તે તરૂણ સખીના સંગથી કથભાસ,
ધીમે ધીમે ગમત રમતે પ્રેમ પામે વિકાસ. ૮
કિર્ણો સાથે નિરખી રવિને દષ્ટિમર્યાદ પાસે
કિંચિત્ ધીમે કમળકળીઓ જેવી રીતે વિકાસે,
નિરાકારી સરર સરતા તેમ વિચિત્ર કામે
શાન્તિ ધારી ઉર પર સ્તનદ્વંદ્વ વિકાસ પામે. ૯
વેલીઅગ્રે કુસુમ રમતાં વાયુથી આસપાસે,
સામું જોઈ, વળી દૂર જુએ, એ ક્રમે જેમ ભાસે,
નેત્રો ચારૂ ચપળ ખિલતા તેમ સૌ વેશ ધારે
દષ્ટિ ફેંકે, વળી નીચુ જુએ, ચિત્ત જુદા વિચારે. ૧૦
મુગ્ધા પામી શરમ ઉરમાં ના કથે કથ સગે,
દષ્ટિ સામી નવ મળી રહે, ધારતી ભીતિ અગે;
પ્રીતિ આપી નિજ હૃદયના તર્ક ના બ્હાર પાડે
શાન્ત સ્થિતિ ધરતી અતિશે, ના ચડે ચિત્ત લાડે. ૧૧
સ્પર્શે કિંચિત્ સ્થિર ઉદકને[1] જેમ કપે તરગે,
સ્વામીસ્પર્શે મૃદુ તન પરે કંપતી તેમ અગે,
કપાવેશે પુલક[2] ખિલતાં સ્વેદ[3] સાથે ભિજાય,
સ્તબ્ધ સ્થિતિ હૃદય ધડકે, શાન્તિ ના અલ્પ થાય. ૧૨
મોટી તર્કાવલિ મન મહીં સૌ ગુથાઈ રચાય,
ચિત્તે ચાલે પણ ન મુખથી બ્હાર તેથી ધરાય,
શું શું થાયે અવર સઘળું ના મળે તેનું ભાન,
લજ્જા સાથે સ્થિર બની રહે, ના ધરે અન્ય ધ્યાન ૧૩
લજ્જા કેવી અતિશય અહા મૃદુ લજ્જામણિની
સકોચાયે જરીક અડતાં કાય તે કામિનીની
દષ્ટિ સ્પર્શે ઉભય નયનો તેમ સકોચ પામે,
સામું જુએ શરમ તજીને ના કદી કોઈ કામે. ૧૪

---

૧ ઉદક = પાણી. ૨ પુલક = રૂવાટાં. ૩ સ્વેદ = પરસેવો.

ચંદા વર્ષાઋતુ મહિં દિવે[1] આવરે[2] અભ્ર મુખે
દેખાડે છે કંઈક સમયે, ઢાંકતી શર્મદુ:ખે,
નીચુ રાખી વદન વસને[3] દર્શને આવરે છે,
લજ્જાવેશે પતિ થકી રતિ દૃષ્ટિ ના મેળવે છે. ૧૫
ઊર્મિ લાવી ધીર ઉર ધરી જો વદે તે કદાપિ
ધીમે ધીમે તુટક સ્વરથી બોલતી માપી માપી;
તેવે કાળે કુતૂહલ[4] બને જો કદી હાસ્યકારી
રોકે હસવું મુખપર સ્મિતાભાસ આનંદકારી. ૧૬
જપે આત્મા નવ રતિ, નીચુ ધારતી એક ધ્યાને,
ભૂમિ સંગે શરમગુણથી[5] સાંધતી દૃષ્ટિ જાણે!
કર્ણો નાસે કંઈ કંઈ ધીમે કામવાર્તાવિલાસે
શોભાની છે ઉપર સ્વરૂપે તે વ્રીડાના[6] પ્રકાશે. ૧૭
બીજી સ્ત્રીના રતિરસ મહીં નિજ જો નાથ જાણે
શોકાવેશે મૃદુલ હૃદયે લોચને અશ્રુ આણે,
છાની આવી લઘુ સખી કને શાન્ત મુખે રહે છે,
સાશ્રુ નેત્રે તુટક ધ્વનિથી દુ:ખ ધીમે રડે છે. ૧૮
ચાહે મુગ્ધા અધિક સખીનો સગ અગે ઉમગે,
સુખાનદો વિધ વિધ રૂપે આદરે કેલિ રગે,
તેના વિના સુખ બહુ છતાં શાન્ત નિસ્તેજ ભાસે
કોની આગે હૃદય વિકસે? ક્યાં રમે રમ્ય રાસે! ૧૯
શાને મુગ્ધા રતિમય કરે ફેરવી શુદ્ધ અગ?
શાને વિકાસિત[7] કુચ[8] કરે આણી અગે અનંગ?
શાને ચાલે ચપળ ગતિમાં તું મહા સુખરંગે?
શું લેવું છે જગત કરમાં[9] નાખીને મોહફંદે? ૨૦

---

૧ દિવે = આકાશમાં ૨ આવરે = ઢાંકે. ૩ વસન = વસ્ત્ર ૪ કુતૂહલ = આશ્ચર્ય. ૫ ગુણ = તાર. ૬ વ્રીડાના = લજ્જાના. ૭ વિકાસિત = પ્રફુલ્લિત. ૮ કુચ = સ્તન ૯ કરમાં = હાથમાં, તાબામાં.

## મધ્યા નાયિકા લક્ષણ કાવ્ય.

હરિણી વૃત્ત.

નિરખી રવિને કિર્ણો સાથે પ્રકાશિત આવતો
શશી તણી બને કાન્તિ આછી, પ્રકાશ રહે જતો,
નિરખી સરતી મધ્યાવસ્થા ભરી સ્મરરગથી,[1]
દૂર વશી રહી લજ્જા મુગ્ધા તણી ત્યમ અગથી. ૧
વન ઉપવને[2] નિરાકારે વસંત પધારીને,
ફૂલ તરૂ લતા ખિલાવે છે વિશેષ પ્રવેશીને,
મૃદુલ[3] તનમાં વ્યાપી પૂરો અધિક અરૂપમાં,
પ્રફુલિત કરે સર્વે અગો અનગ વિકારમાં. ૨
ઘન મહિ રહેતા વર્ષાના શશી સમ દીપતું,
શરમ અતિશે સ્પર્શે કામી વિનોદથી પામતું,
વશી વસનમાં શાન્તિ લેતું હશી સ્થિર જે થતું,
શરદઋતુના ઇન્દુ જેવું ખિલે મુખ શોભતું. ૩
ભૂમિ ભણી વળી દૃષ્ટિબાણે ભૂમિ ભલી ભેદતાં,
સ્થિર ન ઠરતાં શર્મે, શાન્તિસુધા નવ પામતાં,
પતિ પ્રતિ અતિ સ્પર્શે હર્ષે રતિ ન ખિલાવતાં,
અતિશય હવે કામે નેત્રો દિસે બહુ ખિલતાં. ૪
કમળ કુસુમો કિંચિત્ લાલી થકી મનને હરે,
નયન રસિલાં કિંચિત્ વ્રીડાથી તેમ દીપે સ્મરે,
કંઈક શરમે પક્ષ્માગ્રેથી[4] સ્વઅંતર આપતી,
નજર ફરતી પ્રેમી ચિત્રે જઈ ઠરી બેસતી. ૫
ચરણ ચતુરા ચાલાકીમાં ચલાવતી ચાલતી,
કરતી નખરા કોટી કોડે ખિલાવતી તે રતિ,
સમય સમયે વર્ણાગીમાં પડે ગતિ મંદમાં,
ચપળ રીતથી દર્શાવે છે સુયૌવન ચાલમાં. ૬

---

૧ સ્મરરગ = કામરસના વિકારથી. ૨ ઉપવને = બાગમા ૩ મૃદુલ= કોમળ. ૪ પક્ષ્માગ્રેથી = આખના ઈસારાથી.

લહરી નિરખી દીપજ્યોત્સ્ના ઘહેલી દિલે બને
મુખ હશી રહે તેવી રીતે અતિ પતિદર્શને;
નિશાકર થકી વિકાસે છે કુમુદ સરોવરે,
સ્તન ખિલી રહે છે કદર્પે[1] જ તેમ તનું[2] પરે. ૭
રવિઉદયના તર્કો લાવીજ સારસ અતરે,
નદીતટ પરે બેશી ગાળે પ્રદોષ[3] સમો અરે,
પતિસ્મરણુના તર્કો લાવે વિયોગપ્રસગમાં
રતિમય ચડે ક્રીડાઆનદ તેમ તરંગમાં. ૮
ફૂલકળી લતાગ્રે ઉદ્યાને ખિલી રસથી અતિ,
પવનથી રમી હાવેભાવે પારમલ અર્પતી,
રમત પતિથી તેવી રીતે તરૂણી સુખે કરે,
નિજ હૃદયની પ્રીતિ આપે, ક્રીડા રતિથી ભરે. ૯
ભય ન ઉપજે, કંપે કાયા નહીં પ્રિયસ્પર્શથી,
સ્મરથી ખિલતી ભાસે આલિંગને રતિ આપતી,
હૃદયથી ધસે આગે તોડી પયોધર[4] કચુકી,[5]
હૃદય ઉભરો કાઢે મધ્યા શું શર્મ દૂરે મુકી? ૧૦
નિરખી નિરખી ચદા દિવે[6] ચકોર પ્રમોદતું,[7]
હરખી હરખી દૃષ્ટિ તેમાં ધરી તહિ ઉડતુ,
પ્રિયનજરમાં જોડે દૃષ્ટિ જ તેમ સ્વસ્નેહથી,
દૃગકિરણુથી સુધા પાયે કંઈ કંઈ હાસથી. ૧૧
કંઈ કંઈ સમે સ્વામી સગે વિનોદવિલાસમાં,
રીસ ઉર ગ્રહી બોલે કિંચિત્ નહીં મૃદુ સાદમાં,
પડી શયનમાં સ્તબ્ધ સ્થિતિ ધરે મુખ આવરી,
વસન મહિ તે ઝીણા સાદે રડતી જરી જરી. ૧૨
પરયુવતિની સગે જાણી પાત રમતો સુખે,
ચતુર તરૂણી મધ્યા દોષો બતાવતી સૌ મુખે,

---

૧ કદર્પે = કામવિકારથી ૨ તનુ = શરીર ૩ પ્રદોષ = સંધ્યા ૪ પયોધર = સ્તન. ૫ કંચુકી = ચોળી. ૬ દિવે = આકાશમાં ૭ પ્રમોદતુ = ખુશી થતું.

રીસબળ થકી શિક્ષા આપે, રીસાઇ રીસાવતી,
પ્રિયવચનને મધ્યા ધ્યાને જરી નવ ધારતી. ૧૩
સરસ યુવતિ વસ્ત્રો ધારે સુકોમળ અગમાં,
શરીર કરવા ઇચ્છે કામા અલંકૃત રંગમાં,
શ્રવણ કરવી પ્રેમી વાર્તા ગમે અતિશે ઉરે,
રસ મહિં રહે કામાવેશે, ન તર્ક બીજા સ્ફુરે. ૧૪
તરૂણ સખીઓ સંગે સંગે હળી મળી અંતરે,
વગર શરમે સર્વે સુખેથી મશ્કરી આદરે,
કરતી સખીમાં સ્નેહે પોતે સુવાત પતિ તણી,
હસતી ગમતે, કાંઈ ક્રીડા કરે પ્રીતિથી ઘણી. ૧૫
તરૂણ પ્રમદા! મધ્યા કામા પયોધરધારિણી!
વય ખિલી રહી, નેત્રો ભેદે વશી ફૂર કામિની!
ચપળ ચતુરા તેં આ ચોરી છુપી મનની કીધી!
વશીકરણની વિદ્યા કયાથી મહા સુખથી લીધી? ૧૬

## પ્રગલ્ભા નાયિકા લક્ષણ કાવ્ય.

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

સૂર્યાસ્તે ગગને બિરાજી ખિલતા, આપી અતિ ચન્દ્રિકા,
ચન્દ્રિકારસદ્વાર તૃપ્ત કરતા ભેદી ભલી ભૂમિકા,
રે દૃષ્ટિમરયાદમાં સરી જતા મધ્યે નિશાએ અહા,
અર્ધા અષ્ટમીના શશી સમ થઈ મધ્યાસ્થિતિ અસ્ત હા. ૧
શાન્તકારક શીત અમૃતભરી યુવાની ખિલાવતા,
કુમુદાકળીને પ્રફુલ્લ કરતા, સર્વે હરી આપદા,
વૃક્ષો વેલ વનસ્પતિ અવનિમાં શાન્તિસુધા રેડતા,
પૂર્ણિમા શશીની સમાન વિકસે પ્રાગલ્ભ્યસ્થિતિ[1] સદા. ૨
વ્યાપી સર્વ સ્થળે સ્થળે હૃદયને ભેદી સ્વશાક્ત થકી
કંદર્પે સ્વજમાવ સ્થાયિ હૃદયે નાખ્યો પ્રકાશી નકી,

૧ પ્રાગલ્ભ્યસ્થિતિ=સ્રીની પરિપૂર્ણ યુવાનીની અવસ્થા.

આજ્ઞા તેની મહાન અંતર દિલે ચારે દિશાએ ફરે,
લીધી સર્વ પ્રજા બળે કર મહીં, તેનું કહ્યું ના ફરે. ૩
વિકારો વિધ વિધ સૌ રસકળે અંગે અનંગે કીધા,
ભાસે રૂપ નવીન તે પ્રથમનું, પંથો જુદા સૌ લીધા,
દિસે છે રચના મનોજ્ઞ શરીરે નાના પ્રકારે સહુ
આકર્ષે સહુ રીતથી અવયવો, ભ્રાન્તિ ભમાવે બહુ. ૪
કેવી કોમળતા શરીર ઉપરે તન્વંગી[1] ચારૂ ધરે!
દેખી કોમળતા દિને કુમુદિની ભાસે રડંતી સરે;
કાયા તો ઉપમેય[2] છે પણ ધરૂં શું ઉપમાને[3] અહિ?
ના ના, છે કદલી[4], નહીંજ, જડતા અંગે વસેલી સહી. ૫
કેવાં લોચન ખિલતાં મદનથી વિકાર તેમાં ઘણા,
અગ્રેથી દઈ મર્મ આપતી રતિ, કામી કરે કામના,
રે રે કાન્ત કટાક્ષ તે નહિં નહિ, છે બાણ તે કારમાં
કાન્તા બાણથી કારી ઘાવ કરતી મારી બળે અંગમાં. ૬
ચાળા ચારૂ દ્વિ હસ્તના રસિલી એ નાના પ્રકારે કરે,
હાવે ભાવથી ચિત્ત વ્યાકુળ બને, શક્તિ વશી શી કરે?
ના ના તે કર, કિન્તુ છે અસિ[5] મહા, કંપેજ કાયા અતિ,
કાયે તે અડતાં જરાક અતિશે ઘાયેલ કાયા થતી ૭
ભ્રાન્તિ માંહિ ભમાવતું વદન આ, શાન્તિ ન દેતું મને,
રે રે દિવ્ય મનોજ્ઞ શી અધિક આ કાન્તિ વશી આનને[6]
ના ના મુખ નહીં નહીં વિકસતું તેજસ્વી કામે મહા,
કિન્તુ પૂર્ણ પ્રફુલ્લ રમ્ય શશી છે ચારૂ પ્રકાશિત હા. ૮
આકર્ષે ચિત સર્વ ચંદ્રવદની દેખાવથી અંતરે,
ઊર્મિ ચિત્ત તજી દઈ મુખ તણા સર્વે તરંગે તરે,
આવે અન્ય ન ભાસ લેશ નિરખે તે ચિત્રને ધારતું,
આ તે ચિત્ત શું કે ચકોર રસથી ઇંદુ ભણી નાસતું? ૯

---

૧ તન્વંગી= કોમળ અંગવાળી સ્ત્રી ૨ ઉપમેય=જે વસ્તુ સરખાવવાની હોય તે ૩ ઉપમાન=જે વસ્તુની સાથે સરખામણી કરવાની હોય તે. ૪ કદલી=કેળ ૫ અસિ=તરવાર. ૬ આનને=મુખ ઉપર

ઝર્તા મૃદુ સ્વરો, રતિરસગુણે ગુંથાય શબ્દાવળી,
ખેંચે મુખ પ્રતિ ત્વરાથી શ્રુતિને, ભેદેજ ચિત્તે મળી,
શું આ તે મુખ તોપ ત્યાં વશી રહી? કારી ધ્વનિ છૂટતા!
આકાસ્મક જ મારમારથી[1] મહા ઘાયેલ કર્ણો થતા. ૧૦
કામાવેશથી પૂર્ણ બે કુચ[2] ખિલ્યાં! કંદર્પ શું તે વિષે!
સ્નેહે કંચુકીએ અરે સ્તન થકી શી બાથ ભીડી દિસે!
ના ના ઉર પરે પયોધર નથી વિકાસથી દીપતાં,
ખિલેલાં રસથી મૃદુ કમળ બે આવી રહ્યાં શોભતાં. ૧૧
જોતાં ઉભય નેત્ર શીઘ્ર ગતિએ નાશી જતાં તે ભણી,
દૃષ્ટિદ્વારથી વાસ બે કુસુમની લેતાં ઉમગે ઘણી,
આ તે લોચન કે દ્વિરેફ[3] રસીલા રાજીવભોગી[4] અતિ?
દેખીને કમળાકરે[5] રસબળે નાસે સરોજ[6] પ્રતિ. ૧૨
આવી કામભરી તરૂણી પતિના સગે અનંગે પ્રીતે
વ્રીડાઅંશ કદાપિ અંતર મહીં ધારે ન કોઈ રીતે,
આલિંગે પરિપૂર્ણ પ્રેમથી પતિ વાંચ્છિત સૌ આદરે,
કાન્તા કાન્ત કને અતિ રતિક્રીડા નાના પ્રકારે કરે. ૧૩
રોમાંચિત બને પ્રતિ પળ પળે તે કાન્તના સ્પર્શથી,
દૃષ્ટિ મેળવી એક એકની હસે કામા મદે હર્ષથી,
કામાવેશથી હસ્ત ને ચરણના ચાળા ચતુરા કરે
સુપાત્યો રસથી ભરી હરખથી પાઈ પીએ છે સ્મરે. ૧૪
દિસે જો પરસ્ત્રીથી કંથ રમતો શિક્ષા ઘણી દે વદી,
લાજે છે ન રતિ લલિત પ્રમદા કહેતાં મુખેથી કદી;
વાણી માંહિ વસે વિવિધ રૂપમાં ચાતુર્ય સાથે રતિ,
પ્રૌઢા[7] આમ મહા સુખે હસમુખી રંગે રસે મ્હાલતી. ૧૫

---

૧ મારમારથી = કામવિકારના મારથી ૨ કુચ = સ્તન ૩ દ્વિરેફ = ભ્રમર ૪ રાજીવભોગી = કમળના ભોગી ૫ કમળાકરે = સરોવરમાં. ૬ સરોજ = કમળ. ૭ પ્રૌઢા = પ્રગલ્ભા, સપૂર્ણ યુવાનીમા આવેલી સ્ત્રી.

# પ્રગલ્ભાનું વાક્ચાતુર્ય.[1]

સ્રગ્ધરા વૃત્ત.

દેખી સુતી તરૂણી હસતી શયનમાં શિશિરે સુસવારે,
છાંટી પાણી અતિશે શીતળ સ્તન પરે ખિલવ્યાં રોમ ભારે,
તે ત્યાં બોલી "જળેથી શું પુલકિત કરો મુકીને ભુજબાથ!
રેરે સ્વામી શું આલિંગન વિસરી ગયા? શું ગઈ શક્તિ નાથ?" ૧૬

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

"હે કાન્તા! મમ દર્શને તુજ સ્તનો શાથી વિકાસે અતિ?
શું કર્વા કરી જોર કચુકી ચીરે? ચાલી શકે ના મતિ!"
ત્યાં તે બોલી "અરે પતિ! મમ સ્તનો આલિંગવા કારણે
ગ્રથી તોડી સ્મરે વિકાસિત બને, વાર્યાં ન રૂહે તે તને." ૧૭

"મારાથી રસીલી અતિ અબળ તું શાથી રહે છે બની?
જાતે તું બની કે બનાવી વિભુએ? એ યુક્તિ કોના તણી?"
"ભૂલો છો પતિ હું અતિ સબળ છું, શક્તિ મહા હું ધરૂં,
પીડે જે સ્મર આપનો ક્રૂર અરિ હું શાન્ત તેને કરૂં." ૧૮

હોરી[2]

રતિરગે રમીએ ઉલાસે, વસતે, રતિરગે રમીએ ઉલાસે.
મળી રહી સગે રતિરસરંગે સુખ ગ્રહીએ વિલાસે,
ખિલી વસંતી સુકેલિ કરંતી કાન્ત કુસુમે સુવાસે,
અહા કેવી રગે પ્રકાશે? રતિરગે રમીએ ઉલાસે. ૧

---

૧ પ્રગલ્ભા સ્ત્રી બોલવામા ઘણીજ કુશળ હોય છે, પતિની સાથે સારી રીતે સમાગમમા આવેલી હોવાથી અને પૂરેપૂરી કામાંધ હોવાથી રતિવિનોદની વાતમા પતિની શરમ નહી રાખતા પતિની મશ્કરી કરવામાં અને વાતમાં હરાવવામાં ઘણી ચતુર હોય છે આ કાવ્યમા પ્રગલ્ભાના વાક્ચાતુર્યના ચાર ચિતાર બતાવ્યા છે આવા ચિતારો "અમરૂશતક" નામના સંસ્કૃત ગ્રથમાં સારી રીતે દર્શાવવામાં આવ્યા છે. ૨ આ કાવ્યમાં પ્રગલ્ભા સ્ત્રી પોતાના પતિ સાથે પૂર્ણિમાની વસંતચાદનીમાં હાસ્યવિનોદ કરી આનંદ કરે છે અને વાક્ચાતુર્યથી પતિને હરાવે છે તેનું દૃષ્ટાત છે.

લહરીપ્રભાવે પરિમલ આવે, ચિત્ત ઠરે પુષ્પવાસે,
લહરી શી મંદા ! અહા શીત ચંદા ! વશી રહીં જોને આકાશે,
ખિલાવે સ્મરે મદ હાસે ! રતિરંગે રમીએ ઉલાસે. ૨

હશી કંઈ ભાવે તને તે હસાવે, ખુબ્બી ખરે કાંઈ ભાસે ![1]
તુજ મુખકાંતિ તણી લાવી ભ્રાંતિ, હસતી હસાવી તપાસે
વધે કોની કાંતિ પ્રકાશે ? રતિરંગે રમીએ ઉલાસે. ૩

ચંદા શું શોભે ! મુજ મન લોભે ! તે થકી તુજ હારી જાશે,
સ્તનદ્વદ્વ ચારૂ મૃદુ હર્ષનારૂં, કાન્ત કુમુદ પાસપાસે
ખિલે દ્વંદ્વ ચંદા ઉજાસે, રતિરંગે રમીએ ઉલાસે. ૪

" નહીં પ્રિય કાન્ત, વૃથા મનભ્રાન્ત, આનન મુજ શું શરમાશે ?[2]
ઘનપટ તાણી જુઓ શર્મ આણી કેવી વશી અભ્રવાસે !
બિચારી સદા હાર ખાશે, રતિરંગે રમીએ ઉલાસે. ૫

---

૧ આકાશમા ચદા હસે છે (અર્થાત્ ચદ્ર ખિલી રહ્યો છે) તેથી પતિ કલ્પના કરી સ્ત્રી પ્રત્યે મશ્કરીમા કહે છે "ચદા હશીને તને હસાવે છે અને જુએ છે કે કોની મુખકાન્તિ ઘણી તેજસ્વી છે, તારી મુખકાન્તિની તેના હૃદયમા ભ્રાતિ છે, કારણ કે ચદાનુ મુખ મનને હરે છે, તેનાથી તારૂં મુખ ઉતરતુ છે, તારા બને સ્તન તેનાથી હરખે છે અને તે બે કોમળ કુમુદો ચદાના પ્રકાશથીજ ખિલી રહે છે "

૨ સ્ત્રી તેના જવાબમાં (વચ્ચે વાદળ આવતાં જોઇને) કટાક્ષથી કહે છે "હે પ્રિય ! એ તમારી શકા ખોટી છે, મારૂં મુખ ચંદાથી ઉતરતું નથી, જુઓ તે ચંદા શરમાઇને વાદળામા સતાઈ ગઈ અને મુખ ઢાકવા લાગી. મુખની કાન્તિમા તો તે હમેશા મારાથી હાર ખાવાની, મારા સ્તન ચદાથી ખિલતા નથી પણ તમારા કામી સ્પર્શથી મારી કચુકી તોડી વિકાસ પામે છે તમારા વિયોગમા તો તેઓ દુ ખી રહે છે, ચદા આનંદ નહીં પમાડતા શોકાગ્નિ પ્રકટ કરે છે. ચદા તો ગગનમાં રહી મારા ઉપર મોહ પામી મારા રસનું પાન કરે છે, મારા મુખ સાથે નજર જોડીને રહે છે અને મારા કપાળમાજ આવીને (ચાલ્લાના રૂપમાં) વસે છે" આ પ્રમાણે પતિની શકા ખોટી પાડી સ્ત્રી પોતાની કાન્તિની અધિકતા બતાવી આપી હાસ્યવિનોદ અને ક્રીડાનંદમા વધારો કરી વાક્ચાતુર્યે દર્શાવે છે

સ્તનદ્વંદ્વ ચારૂ નહીં ખિલનારૂ તે થકી કોઈ આભાસે,
પ્રિયતમ સ્પર્શે રતિમય હર્ષે કચુકી તોડી વિકાસે,
રમે રગમાં આપ પાસે, રતિરગે રમીએ ઉલાસે. ૬

તમ વિણ દુઃખી, નહીં હસમુખી, આનંદ ચંદાથી નાસે,
અગ્નિ જગાડે, ન શાન્તિ પમાડે, સુખ મહીં દુઃખ ભાસે,
વિયોગે દહે સર્વ વાસે, રતિરગે રમીએ ઉલાસે. ૭

ગગને રહીને, મમ રસ લઇને તે બહુ હર્ષિત થાશે,
મુખ નવ છોડે, નજર સાથ જોડે, ખુબી શી વ્હાલા મનાશે?
કપાળે રહે મારી પાસે! રતિરગે રમીએ ઉલાસે." ૮

ખરી સમજાવી તુજ ખુબી આવી આજ વસંતે પ્રકાશે,
મહા સુખ સગે રતિ સર્વ અગે કેવી અનગે વિકાસે!
પડ્યાં આપણે પ્રેમપાશે, રતિરંગે રમીએ ઉલાસે. ૯

---

## વૃદ્ધા નાયિકા લક્ષણ કાવ્ય.[1]

વસતતિલકા વૃત્ત

યુવાની તો વહી ગઈ રતિની ક્રીડામાં
ભ્રાન્તિ વિષે ભમતી જે મદકામનામાં,
નાના પ્રકારથી રમંતી પતિની સગે
તે સ્ત્રી હવે મદનહીન તમામ અગે ૧

વ્યાપી સહુ સ્થળ મહીં સ્વબળે મહાન
નાખી જમાવ કરતો દઇ નિજ આણ,
વિકાર ભારી કરતો અતિશે પ્રકારે,
ભાસે ન કામ તન નિરખતાં લગારે. ૨

---

૧ સ્ત્રીઓની વૃદ્ધાવસ્થા કામ રહિત હોવાથી શૃઙ્ગારરસના કામમા વૃદ્ધાનાયિકા ઉપયોગી થઈ પડતી નથી કારણ કે શૃઙ્ગારરસને જન્મ આપનાર કામદેવ છે એટલે જ્યા કામદેવનો અભાવ ત્યા શૃઙ્ગારનો પણ અભાવ જણાય છે વૃદ્ધાવસ્થા શાતરસના વૈરાગ્યભાવમાં ઉપયોગી થઈ પડે છે

તે અંગ ભૂમિ મહિંથી સહુ કામરાય
પોતાનું લશ્કર બલીન ઉઠાવી જાય,
ભાસે ન એક ભટ તે ભલી ભૂમિકામાં,
આવો થયો અકળ ફેર કયા સમામાં? ૩
ચાલાકીથી ચરણ ચચળ ચાલતા જે
ધીમે ધીમે શિથિલ તે સરતાજ આજે,
સુકાય કાય ઉડી જાય યુવાનીરંગ,
કંપે શરીર, બની જાયજ ગાત્રભંગ. ૪
દિસે નહીં ઉભય ચક્ષુકટાક્ષ કામી,
શાન્તિ અધિક પ્રસરી ગતિ મંદ જામી,
ઝાંખી બને નજર, પાણી વળે વિલોકે,
આંસુ ઝરેજ, સ્મરવિરહથી શું શોકે. ૫
વિકાસતું વદન જે મદને અતિશે
નિસ્તેજ હાલ વિધવિધ રીતિથી દિસે;
કાન્તિ વિનાશી શશીની સમ દીપતી જે
શાન્તિ ઠરી ગઈ દશા સ્મરથી ભરી જે. ૬
ચાલ્યા ગયા ચતુર ચચળ ચિત્તચાળા,
જે જે હતા તરૂણને અતિ રમ્ય વ્હાલા,
ઉડી ગયા કર તણા મૃદુ હાવભાવ,
સ્વામીની સંગ રમવા નવ થાય ભાવ. ૭
જે વાસમસ્ત બનતા અતિ રમ્ય કાળા
તે શ્વેત મસ્તક પરે દિસતા નિમાળા;
ગુમાવી બેઠી સઘળી યુવતી યુવાની.
જાણે જરા વિજયની શુભ આ નિશાની. ૮
કદર્પના સકળ સૈનિકને હરાવી
સંહારી સર્વ સ્થળથી બહુ શૂર લાવી,
સર્વત્રથી વશ કરી મનનેજ તાણી
રાજ્યાસને તન મહીં ઠરી શાન્તિરાણી. ૯

શોભિત દંતરચના હતી મુખવાસે,
વિનાશ પામી સઘળી, સહુ જીર્ણ ભાસે;
શબ્દાવલી તણી ખુબી શુભ ઉડી ચાલી,
ચાતુર્યવાળી રસનાગતિ મંદ ભાળી. ૧૦

દિને દિને ગિરિશિલા બહુ જીર્ણ થાય,
વાયુબળે રજ બની રજમાં સમાય!
તો કાયનો સમય આગળ શો ઉપાય?
કાળક્રમેથી બની જીર્ણ સહુ તણાય. ૧૧

નાસે પ્રભુની પ્રતિ ચિત્ત સદા અતિશે,
સંસારમાં સુખ નહીં લવલેશ દિસે,
તેને તમામ જગ આ દુંખનિધિ ભાસે,
માગેજ મુક્તિ મુખથી પરમેશ પાસે. ૧૨

વાર્તા ન પ્રેમની ધરે રતિ નિજ કાને,
ધારે પ્રભુગુણની વાણી અધિક ધ્યાને,
વિકાર મન્મથ તણા સહુ નાશ પામ્યા,
શાન્તિતણા સકળ સ્થાન જમાવ જામ્યા. ૧૩

ભાનૂદયે કમળ ખિલી હસે ઉમગે,
રાત્રે રડી રડી મરે ધરી શોક અગે;
પામે વિકાસ સરમાં કુમુદા નિશાએ,
જુઓ દિને નમી જઈ દુંખથી બિડાયે. ૧૪

બેશી જુદે સરિતતીર પ્રદોષકાળે,
બોલી કંઈ કંઈ દુઃખે સહુ રાત્રિ ગાળે,
હર્ષે અરૂણઉદયે હસતાં અથાક
લેતાં ક્રીડારસ હળી મળી ચક્રવાક. ૧૫

વર્ષાસમે ઉદકથી સરિતા ભરાયે,
મોજાં ઉછાળતી સરંતી મહા પ્રવાહે,
ગ્રીષ્મે જુઓ નાહિં નાહિં કંઈ પૂરભાસ,
શાન્તિ ધરી સરતી મંદ ગતિ નિરાશ. ૧૬

આવી તમામ જગની રચના જણાય,
તો ફેરફાર તનનો નવ કેમ થાય?
કોઈ સમે રસભરી દિસતી યુવાની,
કાળક્રમે અબળ વૃદ્ધ દશા થવાની. ૧૭
કિંચિત્ ધરો ન અભિમાન સ્વચિત્ત વાસે
સ્થાયિ ન સુખસ્થિતિ છે, રૂપ ભિન્ન ભાસે.
પામે રવિ ઉદય, અસ્ત થતો પ્રદોષે,
અસ્થિર ખેલ, કરતા નવ ગર્વ રોષે. ૧૮
હે વૃદ્ધ બાઈ ગુણી ધન્ય તને વિશેષ!
છોડી દીધો દિલથી કામ ધર્યો ન લેશ!
ચાહે પ્રભુસ્તુતિ મહા સુખથી અતિશે
તૈયારી શું કીધી જવા નકી સ્વર્ગ વિષે? ૧૯

---

## ચંદ્રપ્રકાશે પ્રોષિતભર્તૃકા,[1]

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

દેખી ચંદ્ર! તને અતિ તન તપે આ વિરહી નારીનું,
રે આ ચંદ્ર દિસે બહુ શીતળ કે છે બિમ્બ શું અગ્નિનું?
ઉંચે વાદળ કે શું એ અગનના ઉડે ધૂમાડા તહિં?
કૌમુદી[2] પ્રભુ કે હુતાશન[3] તણી જ્વાળા શું વ્યાપી રહી? ૧

---

૧ પતિ પરદેશ ગયેલો હોવાથી તેના વિયોગથી જે સ્ત્રી દુ ખ પામતી હોય તેને પ્રોષિતભર્તૃકા કહે છે આ કાવ્યમાં વિરહથી પીડાતી સ્ત્રીના દુ ખના ઉદ્‌ગાર છે, ચંદ્રને જોવાથી પોતાનો પતિ સાભરી આવે છે અને ભોગવેલા સુખનુ સ્મરણ થવાથી સખેદ બની ચદ્રના શીતળ પ્રકાશને ઉગ્ર અગ્નિની જ્વાળારૂપે કલ્પના કરી વિલાપ કરે છે. આવા કાવ્યને વિપ્રલંભશૃઙ્ગારરસનુ કાવ્ય કહેવામા આવે છે સ્ત્રીપુરૂષ એક બીજાથી દૂર વસતા હોય, અગર પાસે હોવા છતાં રીસાયેલાં હોય, અગર વડીલોની મર્યાદાના કારણથી એક બીજાનો પ્રેમ પરસ્પરના સમાગમથી સફળ થતો ન હોય ત્યારે તેને વિપ્રલભશૃગારરસ કહે છે. ૨ કૌમુદી = ચંદ્રિકા, ચાંદની. ૩ હુતાશન = અગ્નિ.

તારાઓ ગગને દિસે સરસ કે તન્ખા ઉડે અગ્નિના?
રાત્રિ શીતળ કે અહો દિવસ છે? ના શુદ્ધિ સ્વામી વિના!
સુખાકારી શશીપ્રકાશ મહિં કે ઉભી શું અગ્નિ મહીં?
કૌમુદી પ્રભુ કે હુતાશન તણી જ્વાળા શું વ્યાપી રહી? ૨
વિનંતી ઉચ્ચરૂં તને વિરહિણી, ઉંચો દિસે તું અતિ,
લે તું ઉંચકી તારી પાસ તરૂણી, દેખી શકુ હું પતિ,
રે રે શું શશી શાન્તિનિધિ મુજને ઉંચી કરે તું નહીં?
કૌમુદી પ્રભુ કે હુતાશન તણી જ્વાળા શું વ્યાપી રહી? ૩
દાઝુ દેખી તને બહુ દિલ વિષે, દેતો નથી શાન્તિ તું,
જાતો કેમ રહે નહીં અહિ થકી? પીડે બહુ નારી તું,
નાખીને બહુ ઝાળ આમ દૂરથી બાળે મને શું અહીં?
કૌમુદી પ્રભુ કે હુતાશન તણી જ્વાળા શું વ્યાપી રહી? ૪
રે રે પક્ષી ચકોર તું અહિં ઉડી આવી ચડ્યો કયાં અરે?
વિલોકી તુજ શાન્તિ સૌ સ્મરણથી પીડા વસે અતરે!
રે શું આમ ચકોર તીક્ષ્ણ તીરથી છેદે અહો વિરહી!
કૌમુદી પ્રભુ કે હુતાશન તણી જ્વાળા શું વ્યાપી રહી? ૫
શાન્તિ પામું જરી નહીં શશી અહો! કામે તપુ છું ઘણી,
ઇન્દુ તું વળી કામ અગ્નિની વિષે ધારા કરે ઘી તણી,
અગ્નિનિધિ થઈ પડ્યો અમિનિધિ, શાન્તિ સહુ કયાં ગઈ?
કૌમુદી પ્રભુ કે હુતાશન તણી જ્વાળા શું વ્યાપી રહી? ૬
કૃપાવત! કૃપા કરી કર ગ્રહી તું તાર આ કષ્ટથી,
સ્વામીદર્શનનીર છાંટ શરીરે, માગુ પૂરા ભાવથી,
જાણે છે મદનાગ્નિ તું જગપતિ, શું જાઉં તે હું કહી,?
કૌમુદી પ્રભુ કે હુતાશન તણી જ્વાળા શું વ્યાપી રહી? ૭
રે રે ચદ્ર! જરા દયા દિલ ધરી આ કામિની ઉંચકી,
મારા પ્રાણપતિની પાસ જલદી ફેકી શશી દે નકી,
વિનતી ઉરમાં દુઃખી વિરહીની માને નહીં શું કંઈ?
કૌમુદી પ્રભુ કે હુતાશન તણી જ્વાળા શું વ્યાપી રહી? ૮

લાવીને તુજ પાસ મુજ પતિને દેખાવ દે મુખનો,
પામું શીતળતા તરૂણી બળતી, વારો મટે દુઃખનો,
આજીજી રતિ ધાર આ મરતીની, બાળે શું અગ્નિ દઈ,
કૌમુદી પ્રભુ કે હુતાશન તણી જ્વાળા શું વ્યાપી રહી? ૯
ભાસુ છું હું મહા સુખે નગરમાં કે દુઃખમાં રાનમાં?
હું છું સુંદર આ યુવાન પ્રમદા કે કાષ્ટ શું આગમાં?
દિસું શુદ્ધિ વિષેજ હું તરૂણી કે ઘેલી અહો શું થઈ?
કૌમુદી પ્રભુ કે હુતાશન તણી જ્વાળા શું વ્યાપી રહી? ૧૦

---

## ઉદ્યાને પ્રોષિતભર્તૃકા.[1]

લલિત વૃત્ત

ભૂલી પડી અહીં શું મને દિસે? તરૂણી ઘેલી કે શુદ્ધિની વિષે?
સકળ આ અહીં કેવું રે બન્યું! હરિત[2] બાગ કે રાન શોકનું? ૧
સુઝ પડે નહીં! ક્યાં જઈ ઠરૂં? નિરખી બાગને આગથી મરૂં!
ખમી શકું નહીં દુઃખ આગનું! હરિત બાગ કે રાન શોકનું? ૨
તરૂ થડે લતા કેવી બાઝી છે! પતિ પરે રતિ કેવી તેની છે!
રતિ વિલોકતાં જોર લ્હાયનું! હરિત બાગ કે રાન શોકનું? ૩
દિન કયા અરે આમ હું અતિ લઈશ સુખને દાબીને પતિ?
વિરહી પાપી છું! દુ.ખ આ ઘણુ! હરિત બાગ કે રાન શોકનું? ૪
ઈશ કૃપા કરી બાલિકા પરે અરજ માહરી ધાર અતરે!
દુઃખ નિવાર તું આ વિયોગનું! હરિત બાગ કે રાન શોકનું? ૫

---

૧ આ કાવ્યમા પતિવિયોગથી પીડાતી સ્ત્રીના ઉદ્ગાર છે આનંદમય સુદર ખિલેલા બાગમાં જુદા જુદા પ્રકારના ફૂલ કોમળ લતાઓ ભ્રમર વીગેરે કામને ઉદ્દીપન કરનાર વસ્તુઓ નજરે પડવાથી પતિનું સ્મરણ થતા હૃદય ભરાઈ આવે છે અને બાગને દુ ખનું રાન કલ્પી વિલાપ કરે છે. વિપ્રલભશૃગારરસનું કાવ્ય છે. ૨ હરિત = લીલો

પ્રિય વિના મને શાન્તિ છે નહીં ! શવ[1] સ્વરૂપમાં નારી હું અહીં !
સુખ દુંઃખી કરે, દુઃખ શું ગણું ! હરિત બાગ કે રાન શોકનું ? ૬
કમળ કાન્ત[2] છે રગી આ સમે ! ભ્રમર ભોગી ત્યાં પુષ્પમાં ભમે !
નિરખી હું તપું સુખ તેમનું ! હરિત બાગ કે રાન શોકનું ? ૭
કમળમાં વશી લે સુવાસને ! રસ પીએ મુખે પ્રેમી ચુંબને !
તીર પીડે મને હાય કામનું ! હરિત બાગ કે રાન શોકનું ? ૮
પતિવિલાસથી સ્વામીભોગી હું છુટી પડી અરે આમ આંહિ હું !
લઈશ સુખ કયારે સુવાસનું ? હરિત બાગ કે રાન શોકનું ? ૯
લીલી અધિક ચંબેલી વેલી છે ! પવનલ્હેરમાં કેલિ[3] કર્તી છે !
શીતળ વાયુ કે જોર ઝાળનું ? હરિત બાગ કે રાન શોકનું ? ૧૦
નિરખી નેત્રથી વાયુસ્વામી આ શું અલબેલી ચબેલી ઘેલી આ ?
અરર શું કરૂં ? દુઃખ મારનું[4] હરિત બાગ કે રાન શોકનું ? ૧૧
પતિની પાસ કયારે જઈ રમું ? વિરહવેદના શી રીતે ખમુ !
કથન હે પ્રભુ ધાર નારનું ! હરિત બાગ કે રાન શોકનું ? ૧૨
સુખ હરી લીધું ચારૂ ચંદને, વશી રહી અહીં બાળવા મને,
સ્મરણ થાય છે લેપવાસનું, હરિત બાગ કે રાન શોકનું ? ૧૩
સરસ મંડપો રમ્ય શોભતા, વળગી પ્રેમથી કેવી આ લતા !
સ્મરણ થાય છે નાથબાથનું, હરિત બાગ કે રાન શોકનું ? ૧૪
બની અધીરી હું આવી શાંતિ દે, મનની ભ્રાંતિઓ તું નિવારી દે,
સુખ નથી રતિ કોઈ વાતનું, હરિત બાગ કે રાન શોકનું ? ૧૫
કરસલિલથી[5] શાંતિ દે મને, તરત ઓલવી કામઆગને,
અરર કામથી આ બળ્યું તનું,[6] હરિત બાગ કે રાન શોકનું ? ૧૬
હસમુખી હતી હું મહા સુખી મદનબાણથી હું હવે દુંઃખી,
હૃદય ધ્યાન છે કંથનામનું, હરિત બાગ કે રાન શોકનું ? ૧૭

---

૧ શવ = મડદું ૨ કાન્ત = કોમળ ૩ કેલિ = રમત ૪ મારનું = કામદેવનું ૫ કરસલિલથી = હસ્તરૂપી પાણીથી ૬ તનુ = શરીર

# પ્રબંધચિત્ર કાવ્ય.



## ૧. ચક્ર પ્રબંધ.

દોહરો




( સરોવર દેખાવ )

સરવરનીર ભરપૂર પૂર તીરપર તરવરહાર,
ઠાર ઠાર ફરનાર નર નાર સાર તરનાર.

## ૨. નાગપાશ પ્રબંધ.

દોહરો



તું ઈશ જગપાલક કુશળ સર્વ સદા રચનાર,
દુર કર કરમ મરણ જનમ કુમતિ નરક દુઃખભાર. ૧
મમત દુઃખદ છક હર તરત સુખરસ પા દિનનિશ,
સુખદ નામ, મળી સરસ તક વદ તું મહાસુખ ઈશ. ૨

## ૩. કૂર્માકાર નાગપાશ પ્રબંધ.

દોહરો.



(નવીન વર્ષ)

દેહ દુઃખ સહારી લે,
સપત દે સૌ દેવ,
સરવ શાંતિ કર, હર અરિ
નિશદિન હે દેવ! ૧

દે આનન્દ સદા પર
નવીન ભલેરા વર્ષ,
સહુ દેવ દે ધરી પ્રીત
મહા સુખ ને હર્ષ. ૨

# ૪. કુમુદ પ્રબંધ.

દોહરો

( સરોવર દેખાવ )

નિર્મળ આ જળ સકળ છે ચળકે જળ આ કાળ,
વિમળ કમળ નીહાળતાં કળથી ટળતો કાળ. ૧

## ૫. કમળ પ્રબંધ.

દોહરો

"શૂરવીર! ધર તરવાર કર, માર શિર પર માર,
ધાર ઉર શૂર કર શિર દૂર, નાર વીર કર ઠાર." ૧
"કર શિર દૂર સરદાર નર! પરનર દૂર કરનાર,
વીર! માર, ધરનાર ધીર, માર માર મરનાર." ૨

ભાવાર્થ—બળાત્કારે હરણ કરેલી સતી સ્ત્રીને મારી નાખવા રાજા પોતાના સરદારને હુકમ કરતા કહે છે "હે શૂરવીર સરદાર! તુ હાથમા તરવાર ધર, માથા ઉપર માર માર, હૃદયમાં બળ લાવી

તેનું માથુ તુ દૂર કર અને આ સ્ત્રીને ઠાર કર" શીયલનો ભગ નહીં કરતા મરવાને તૈયાર થયેલી સતી સ્ત્રી ધૈર્ય રાખી કહે છે "હે સરદાર નર! ભલે માથુ દૂર કર, હું પર પુરૂષને દૂર કરનાર છું અર્થાત્ પર પુરૂષ પાસે જનારી નથી, માટે હે સરદાર! તું માર, હુ ધૈર્ય ધરવાવાળી છુ, લે માર માર, હુ નિશ્ચયપૂર્વક મરનાર છુ અર્થાત્ મરવાને તૈયાર છુ"

---

## ૬. ચોકી પ્રબંધ.

મોતીદામ વૃત્ત



(જળાશયો કરવા માટે ઉપદેશ)

નવાણ ગુરૂ કૂંપ ન્હેર નવીન, નવીન રચો સર સૌ મસ દિન,
નદી સમ દો જળ ભ્રાત મહાન, ન હામ તજો કદીએ ગુણવાન.

---


૭ કુસુમમાલા
પ્રબંધ.
ધનાક્ષરી છંદ
વાંચો કાવ્ય પાન ૩૪૦

## કુસુમમાલા પ્રબંધ. (ચિત્રપાન ૩૩૯)

(ઉદ્યાનવર્ણન ધનાક્ષરી છંદ)

સાર તરવર શોભે, થોભે લોભે છે નયન,
મન સ્થિર કરનાર, કાળ ઝાળ ટાળનાર;
ઠાર ઠાર પાસ પાસ ઘાસ છે સરસ ખાસ,
ફૂલ ફળ ફાલ જલ આલવાલ હર ઠાર.
સાર કેવા આ વાય વા! આસપાસ વાસ સરે,
ઠરે ઉરે સુખ સુખ, દુઃખ દૂર કરનાર;
સ્મરવા રતિ રમ્ય સરસ ખૂશકાર ઠાર,
ધારવા દે સાદે હૃદે ચાલ ફૂલમાલ સાર.

---

## પતાકા પ્રબંધ. (ચિત્રપાન ૩૪૧)

(ભક્તસ્ત્રીની ઉક્તિ ધનાક્ષરી છંદ)

રાત્રે રવિ દે પ્રકાશ, આકાશ પાતાળે ભળે,
બાળ આજ અરે મહી, નયને રતાશ ધાર;
છે વૃથા નક્કી તથના, પામી રીસ કાપ તન,
ભલે જળે શરીર જ વ્રત નહીં તજનાર,
જગતની કોઈ કાળ રાખે છે ન તમા રમા
મારે માટે થૈ હેવાન ભલે માર તરવાર,
કકડા કર તનના નહીં મારે ડરૂં એથી
તું આજ માર માર ટેક એક ન તજનાર.

---

## પતાકા પ્રબંધ.

ઘનાક્ષરી છંદ



વાંચો કાવ્ય પાન ૩૪૦.

# ૯ ગજાશ્વગતિ પ્રબંધ.

( શત્રંજબાજી અનુસાર )

| કા | તા | અ | ત | ર | મા | વ | સે | નિ | શ | દિ | ને | ચી | તા | ર | ને | ત્રો | મ | હી |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૪૦ | ૩ | ૪૨ | ૫ | ૪૪ | ૭ | ૪૬ | ૯ | ૪૮ | ૧૧ | ૫૦ | ૧૩ | ૫૨ | ૧૫ | ૫૪ | ૧૭ | ૫૬ | ૧૯ |
| દે | હે | મા | ર | ની | આ | ગ | રૂહે | અ | તિ | ત | ને | પા | મે | પી | ડા | વી | ર | હી |
| ૨૦ | ૫૯ | ૨૨ | ૬૧ | ૨૪ | ૬૩ | ૨૬ | ૬૫ | ૨૮ | ૬૭ | ૩૦ | ૬૯ | ૩૨ | ૭૧ | ૩૪ | ૭૩ | ૩૬ | ૭૫ | ૩૮ |
| ચિં | તા | આ | ત | ન | મા | હિ | સે | જ | શ | ય | ને | ચી | તા | બ | ને | છે | મ | હા |
| ૩૯ | ૨ | ૪૧ | ૪ | ૪૩ | ૬ | ૪૫ | ૮ | ૪૭ | ૧૦ | ૪૯ | ૧૨ | ૫૧ | ૧૪ | ૫૩ | ૧૬ | ૫૫ | ૧૮ | ૫૭ |
| દે | હે | તે | ર | સ | આ | વી | રૂહે | પ | તિ | ક | ને | પા | મે | પી | ડા | પા | ર | આ |
| ૫૮ | ૨૧ | ૬૦ | ૨૩ | ૬૨ | ૨૫ | ૬૪ | ૨૭ | ૬૬ | ૨૯ | ૬૮ | ૩૧ | ૭૦ | ૩૩ | ૭૨ | ૩૫ | ૭૪ | ૩૭ | ૭૬ |

શાર્દૂલવિક્રીડિત વૃત્ત ( વિરહી કાંતના ઉદ્ગાર )

કાંતા અતરમાં વસે નિશદિને, ચીતાર નેત્રો મહીં,
દેહે મારની આગ રૂહે, અતિ તને પામે પીડા વિરહી,
ચિંતા આ તન માંહિ સેજ શયને ચીતા બને છે મહા,
દે હેતે રસ આવી રૂહે પતિ કને પામે પીડા પાર આ. ૧

## શત્રંજ કાવ્ય.



શાર્દૂલવિક્રીડિત વૃત્ત

આ શત્રંજ સુબાજી બુદ્ધિબળથી ખેલાડી ખેલો તમો
બાજી ચોસઠ સ્થાનવાળી મુકીને મ્હોરાં પછી ગોઠવો,
છેડે હાથી નજીક અશ્વ મુકીને પાસે મુકી ઉંટને,
રાજાને જમણા સ્થળે, વજીરને દો સ્થાન ડાબા સ્થળે. ૧

આગે લશ્કર આઠ પાયદળનું સીધી રીતે ગોઠવો,
સામે આમ તમામ લશ્કર મુકી સંગ્રામને આદરો;
હાથીની ગતિ છે સીધી રમતમાં, ને વક્ર સૌ ઉંટની,
સીધી ને વળી વક્ર છે વજીરની આઠે દિશા તે તણી. ૨

આવ્યાથી નિજ માર્ગમાં નડતરો થોભે ગતિ સર્વની,
ચાલે આગળ તે નહીં તહિ થકી પાછે રહે તેમની,
સર્વે હાથી વજીર ને ઉંટ સદા ઉભા રહીને સ્થળે
દેખાડે નિજ જોર માર્ગ મહિ કો જ્યાં સુધી વચ્ચે નડે. ૩

ચાલે ચોગમ અશ્વ સૌ રમત માંહે કુદતી ચાલમાં,
તે બે સ્થાન સીધા કુદી વળી પડે બાજુ પરે સ્થાનમાં,
કુદે તે વળી એક સ્થાન પછી બે, આવી વળી ચાલ છે,
અશ્વો આમ ફલંગ મારી કુદીને આઠે સ્થળે જોર દે. ૪
પ્યાદાની ગતિ સીધી છેક હળવી, બાજુ પરે ના વળે,
પાછા તેહ હઠે નહીં કદી જરા, અક્કેક સ્થાને ચડે,
દેખાડે નિજ જોર વક્ર ગતિએ આગે સદા એમની,
ચાલે એકજ સ્થાન તે હર દિને, દે જોર પાછે નહી. ૫
આઠે બાજુ અકેક સ્થાન રમતાં રાજા ખરે શેહથી,
સુખે ચાલી શકે નહીં કદી જરા પોતાની ઇચ્છા થકી,
દે છે જોર અપૂર્ણ તે હર દિને ચાલી શકે જે જગે,
આપે છે વળી જોર અશ્વગતિએ જ્યાં સુધી શ્હે ના પડે. ૬
મારે શત્રુ તમામ પ્રાણી બળથી જે જે જગે જોર દે,
રાજા મારી શકે નિરાશ્રિત જીવો, આશ્રિતને ના અડે,
હાથીથી, ઉંટથી, અને વજીરથી સંહારતાં રાયને
મ્હોરૂં જે વચમાં અરિતણું નડે તે મ્હોરૂં ના જોર દે. ૭
મારે તે નવ કોઈને જરી વળી, ચાલી શકે તે નહીં,
રાજાને મરતો અરિબળ થકી બેશી બચાવે તહીં,
રાજા જે નિજ પ્રાણીને રણ મહીં પાસે રહી જોર દે,
સુખે પ્રાણી મરાય તે ભય વિના બેથી કદી જો મરે. ૮
હાથીથી, ઉંટથી, અને વજીરથી સહારતાં રાયને,
મ્હોરૂં જે નિજ માર્ગમાં પડી રહે આશ્રિત મારેજ તે.
પ્યાદા જો કદી આઠ સ્થાનજ ચડે તો રૂપ બીજું ધરે,
જે મ્હોરા તણું સ્થાન હોય અરિનું તે સ્થાનનું તે બને. ૯
ખેલો આ શતરંજ આમ રસિકો સગે મહા સુખથી,
કિન્તુ મારશો ભૂપતિ નવ કદી સગ્રામમાં ક્રોધથી,
ઘેરી ચાર દિશા થકી બહુ બળે રાજા કરો મ્હાત તે,
જે જે મ્હાત કરે ઠરે વિજયિ તે, હારે બને મ્હાત જે. ૧૦

દોહરો

બાજી આ શત્રંજના છે બે સાર પ્રકાર,
જોરી ને નાજોરી છે, રમતાં હર્ષ થનાર. ૧૧
નાજોરી રમતાં જીવો મરાય છે આશ્રિત,
જોરી રમતાં બાજી આ મરાય નિરાશ્રિત. ૧૨

**વિવેચનઃ**—( ૧ ) ઉપર ચિત્રમાં બતાવ્યા પ્રમાણે ચોરસ ચોસઠ સ્થાન ( squares )વાળા ચિતરેલા પાટીઆ ( chess-board ) ઉપર આ શત્રંજ બાજી ( chess ) બે માણસથી રમાય છે; રમતાં ભૂલ ન થાય તેવા હેતુથી એકી અને બેકી સ્થાન જુદા રગના હોય છે અગર તેમા કોઈ પ્રકારની નિશાની હોય છે રમવાનાં એકંદર મ્હોરા ( chessmen ) ૩૨ હોય છે તેમા અકેકના ભાગ સોળ સોળ આવે છે. આ પ્રમાણે સોળ સોળના બે સરખાં લશ્કર બની રહે છે. ઓળખાઈ શકે તેટલા માટે બંને લશ્કરના રગ જુદા જુદા હોય છે લશ્કરની અંદર એક રાજા ( king ), એક વજીર ( queen ), બે ઉંટ ( bishops ), બે અશ્વ ( knights ) અને આઠ પાયદલ ( pawns ) હોય છે આ પ્રમાણે બીજા લશ્કરમાં મ્હોરા હોય છે બે છેડે બે હાથી, હાથીની પાસે અશ્વો, અશ્વોની પાસે ઉંટ અને બાકી રહેલા વચ્ચેના બે સ્થાનમાં રમનારના જમણા સ્થાને રાજા અને ડાબા સ્થાને વજીરને ગોઠવવો.

[ શત્રુનું લશ્કર ]

| હા | અ | ઉ | રા | વ | ઉં | અ | હા |
|---|---|---|---|---|---|---|---|
| પા | પા | પા | પા | પા | પા | પા | પા |
| क | ख | ग | घ | च | छ | ज | झ |
| ञ | ट | ठ | ड | ढ | ण | त | थ |
| द | ध | न | प | फ | ब | भ | म |
| य | र | ल | व | स | ह | क्ष | श |
| પા | પા | પા | પા | પા | પા | પા | પા |
| હા | અ | ઉ | વ | રા | ઉં | અ | હા |

[ પોતાનું લશ્કર ]

( ૨ ) આ પ્રમાણે ગોઠવેલા આઠ મ્હોરાની આગળના આઠ સ્થાનમાં આઠ પાયદલ ગોઠવવાં. આ રીતે સામી બાજુના લશ્કરના મ્હોરાં ગોઠવી બાજી રમવી શરૂ કરવી. સ્પષ્ટ રચના સમજાય તે માટે બાજુના ચિત્રમાં મ્હોરાના નામ ગુજરાતી અક્ષરોમાં ટુંકામાં લખી બતાવ્યા છે અને મધ્યમા જે બાળબોધ અક્ષરો મુકયા છે તે રમતની સમજુતી માટે છે

હાથીની ચાલ હમેશાં સીધી હોય છે; દાખલા તરીકે क સ્થાને હાથી હોય તો તે એકદમ ચાલી झ અથવા य સ્થાને આવી શકે, य થી श સ્થાનમાં પણ જઈ શકે ઉંટની ચાલ વાકી હોય છે; य સ્થાને ઉંટ

હોય તો તે ધ સ્થાને જઈ શકે અને ત્યાથી ક્ષ સ્થાને પણ આવી શકે. વજીરની ગતિ સીધી અને વાંકી બંને હોય છે એટલે તે હાથી અને ઉંટ પ્રમાણે ચાલી શકે છે

(૩) આ ત્રણેમાથી કોઈ પણ પોતાના માર્ગમાં હરકત આવવાથી આગળ વધી શકે નહીં, ધ સ્થાને હાથી છે અને ઢ સ્થાને કંઇ મ્હોરૂં હોય તો હાથી ઢ સ્થાન સુધી આવી શકે, પરતુ તેને ઓળગીને તેનાથી આગળ જવાય નહી આ પ્રમાણે ઉંટ અને વજીરનુ પણ સમજવું આ ત્રણે જ્યાં સુધી પોતાનો માર્ગ ખુલ્લો હોય ત્યા સુધી પોતાનુ જોર બતાવી શકે છે અર્થાત્ શત્રુના નડતા નિરાશ્રિત મ્હોરાને તે જગાએ આવી મારી શકે અને પોતાના મ્હોરાને બચાવી શકે છે, व સ્થાને પોતાનુ ઉંટ છે અને ण સ્થાને શત્રુનો નિરાશ્રિત અશ્વ હોય તો ઉંટ અશ્વને મારી તે સ્થાને બેશી શકે પરંતુ તેજ ચાલમાં આગળ પાછળ જઈ શકે નહી અર્થાત્ ण સ્થાને મારી ज સ્થાને બેશી શકે નહી, કદાચ તે ण સ્થાને પોતાનો અશ્વ હોય તો અને તેને મારવાને ञ સ્થાને શત્રુનો ઉભો રહેલો હાથી આવતો હોય તો ઉંટ હાથીથી અશ્વને મરવા દેશે નહી, કારણકે જો હાથી અશ્વને મારે તો ઉંટ હાથીને મારે પરંતુ નિયમાનુસારે તે હાથી તે અશ્વને મારી શકે નહી અને એમ કહેવાય કે તે અશ્વને ઉંટની શેહ છે મતલબ કે જોર છે આ પ્રમાણે વજીર તેમજ હાથીનુ પણ સમજવું

(૪) અશ્વની ગતિ અઢી ઘરની ગણાય છે એટલે સીધા બે સ્થાન અને ત્રીજુ બાજુ પરનુ (એક બે ને અઢી એમ બોલવાની રૂઢી છે અર્થાત્ એક બે અને ત્રણ), અગર એક સીધુ અને બે બાજુ પરના, प સ્થાને અશ્વ હોય તો તે ब સ્થાન સુધી કુદી તરતજ બાજુ પર ण સ્થાનમાં એકજ ચાલે આવી શકે, તેમજ फ સ્થાને આવી च સ્થાને કુદી શકે, આ પ્રમાણે प સ્થાનનો અશ્વ ग, च, ण, ह, રાજાની આગળના પાયદલના સ્થાનમા, ઉંટની આગળના પાયદલના સ્થાનમા, र અને ट આવા આઠ સ્થાનમા વચ્ચે પડેલા રમકડાને ઓળગી કુદી શકે જેમ ઉંટ, હાથી અને વજીર જોર બતાવી શકે છે તેમ અશ્વ પણ જોર દર્શાવી શકે છે અર્થાત્ તે આઠ સ્થાનમા પડી રહેલાં શત્રુના નિરાશ્રિત (જોર વગરના) મ્હોરાને મારી શકે અને પોતાના મ્હોંરાનુ રક્ષણ કરી શકે જે જે રમકડા જેના જોરમા હોય છે તે તે તેની શેહમા છે એમ બોલવાનો ચાલ છે,

(૫) પાયદલની ગતિ સીધી હોય છે, પરંતુ તે એકજ ચાલે એકજ સ્થાન ચાલી શકે છે. બાજુ પર તેમજ પાછળ ચાલી શકે નહી.

આપણું ધ સ્થાનનું પાયદલ ટ સ્થાને આવી શકે પરંતુ ઞ, દ, ય, ર, ळ, ન અને ઠ સ્થાનમા જઈ શકે નહીં, તેમજ તેનાથી એકદમ એકજ ચાલે ख સુધી પણ જવાઈ શકે નહી, તેજ પ્રમાણે શત્રુનુ ઠ સ્થાનનું પાયદલ ન સુધી આવી શકે અને આસપાસ કોઈ પણ સ્થાને જઈ શકે નહી આ છતા પણ જોર આપવાની પાયદલની શક્તિ વિચિત્ર છે પ્રથમ દર્શાવ્યા પ્રમાણે હાથી, અશ્વ, ઉંટ અને વજીર જે સ્થાને પોતે જઈ શકે તે સ્થાને જોર આપી શકે છે પરતુ પાયદલ પોતાની ચાલના સ્થાનમા જોર ન દર્શાવતા પોતાની આગળના બે વક્ર સ્થાનમા વક્ર ગતિએ જોર બતાવી શકે છે, આપણુ फ સ્થાનનું પાયદલ ड અને ण સ્થાનમા જોર દેખાડી શકે પરતુ બીજી કોઈપણ જગાએ જોર આપવા અશક્ત છે, તેજ પ્રમાણે શત્રુનુ ત સ્થાનનુ પાયદલ ब અને म સ્થાનમા જોર બતાવી શકે, પરતુ બીજા કોઈ પણ સ્થાને બતાવી શકે નહી

(૬) રાજા આઠે બાજુએ પાસેની દરેક જગોએ ચાલી શકે છે પરતુ તેનાથી એક સ્થાનથી વધારે આગળ વધાય નહી. ત સ્થાનનો રાજા छ, ज, झ, थ, म, भ, ब, અને ण સ્થાનમા જઈ શકે તેથી આગળ એકજ ચાલે ખશી શકાય નહી રાજા સ્વેચ્છાએ ચાલી શકતો નથી, જ્યારે શત્રુનુ કોઈ મ્હોરૂ આવીને રાજાને મારવા શેહ બતાવે ત્યારે રાજા ખશી શકે હાથી, અશ્વ, ઉંટ, અને વજીર પ્રમાણે રાજા પણ પોતાની ગતિથી જોર આપી શકે છે; વિશેષ જ્યા સુધી શત્રુ તરફથી રાજાને શેહ પડી નથી મતલબ કે મારવાને જોર દર્શાવવામા આવ્યું નથી ત્યા સુધી રાજા અશ્વની માફક અઢી ઘરની ગતિએ પણ જોર બતાવી શકે (આમા ભિન્ન ભિન્ન મત છે, રાજા શત્રુના બળથી ખસે અર્થાત્ પદભ્રષ્ટ થાય તોજ પોતાની અશ્વની ચાલથી જોર આપતો બધ રહે, વળી કેટલાક રાજાને શેહ પડે છે તે વખતે પણ રાજાને અઢી ઘર કુદાવે છે, અને કેટલાકનો મત આમા બતાવ્યા પ્રમાણે છે); ઉપર દર્શાવેલી બને ચાલો રાજાને ચાલવાના ઉપયોગમા આવતી નથી પરતુ માત્ર મારવામાં અને જોર બતાવવામા ઉપયોગી છે કારણ કે પ્રથમ બતાવ્યા પ્રમાણે રાજા સ્વેચ્છાએ ચાલી શકતો નથી; म સ્થાને શત્રુનો વજીર અને પોતાના ઉંટ આગળનુ પાયદલ આગળના ह સ્થાનમા છે, હવે રાજાને મારવાને વજીરને વચ્ચે કઇ પણ હરકત નથી, માટે રાજાને શેહ પડી કહેવાય અને આ શેહ ટાળવાને રાજાને પદભ્રષ્ટ કરવો જોઈએ અર્થાત્ તે સ્થાનથીખ સેડવો જોઈએ અગર તો વચ્ચે કઇપણ મ્હોરૂ મુકી શેહમાથી મુક્ત કરવો જોઈએ;

આપણે બાજીમાં જોઈએ છીએ કે રાજાને ખસવાનો માર્ગ નથી, અને મરતો બચાવવો તો જોઇએ, નહીં તો મ્હાત થયો ગણાય; વચ્ચે કંઇ મ્હોરૂં મુકવું જોઇએ, માટે આપણા અશ્વ આગળનું પાયદલ क्ष સ્થાનમા મુકવાથી રાજા વજીરની શેહમાથી મુક્ત થશે વચ્ચે મુકવાને મ્હોરૂ ન હોય અને રાજાને ખસવાનો માર્ગ હોય તો રાજા ખસવો જોઇએ, આપણા રાજા આગળનુ પાયદલ म સ્થાનમા છે, थ સ્થાને શત્રુનું ઉંટ છે, म સ્થાને બેઠેલો શત્રુનો અશ્વ છે તે એકદમ કુદી थ સ્થાનના ઉંટની શેહમા ह સ્થાને બેશી આપણા રાજાને શેહ દે છે; હવે રાજાને ખસવા શિવાય બીજો ઉપાય નથી, નહીં તો મ્હાત થાસ ખસવાને ફક્ત રાજાની આગળનુ સ્થાન ખાલી છે (આગળનુ પાયદલ ઉપર स સ્થાનમાં જવાથી) તેથી તે સ્થાનમા રાજાને ખસેડી બચાવવાનો ઉપાય છે; આમ ખસેડવાથી રાજા શેહમાથી મુક્ત થાય, ઉપર દર્શાવ્યા પ્રમાણે અને આ પ્રમાણે રાજાને પડેલી શેહ ટાળવી જોઇએ આ બેમાથી જ્યારે એક પ્રકારનો બનાવ બને ત્યારે રાજાને શેહ પડી ચૂકી એમ કહેવાય, અને આવી જ્યારે શેહ પડી ચૂકી ત્યારે રાજા અશ્વ પ્રમાણે અઢી ઘર જોર આપતો બધ રહે

(૭) રાજા ફક્ત નિરાશ્રિત અર્થાત્ જોર વગરનાં મ્હોરાંને મારી શકે, આશ્રિતને કોઈ પણ પ્રકારે અડી શકતો નથી જો કદાપિ મારવા જાય તો જોર આપનાર રાજાને મારી નાખે પરંતુ રાજા મરવો જોઇએ નહી બાજી રમતા કોઈ પ્રસગે હાથી, ઉંટ, અને વજીરને પોતાની ગતિવડે રાજાને મારતાં કદાચ રાજાનુ એકાદ મ્હોરૂ વચ્ચે આવી પડી અડચણ કરતુ હોય તો તે મ્હોરૂ ઉઠી શકે નહી અર્થાત્ જોર આપી શકે નહી; घ સ્થાને આપણો રાજા છે, म સ્થાને શત્રુનો હાથી, प સ્થાને આપણું પાયદલ, ढ સ્થાને આપણુ ઉટ અને ज સ્થાને શત્રુનો અશ્વ છે, કદાચ प સ્થાને પાયદલ ન હોય તો म સ્થાનનો હાથી રાજાને મારી શકે, પરતુ તે પાયદલ વચ્ચે પડી રહીને રાજાને મરતો બચાવે છે, આ પાયદલના જોરમા ढ સ્થાને ઉંટ છે, તો શત્રુનો ज સ્થાનનો અશ્વ તે પાયદલના જોરમા પડી રહેલા ઉટને મારી શકે, કારણકે જો પાયદલ અશ્વને મારવાને જાય તો રાજા મરી જાય, પરતુ રાજા મરવો જોઈએ નહીં, માટે प સ્થાનનું પાયદલ જોર આપી શકે નહી તેમજ ત્યાથી ખશી પણ શકે નહીં, કારણ કે ખસે તોપણ રાજા માર ખાય કદાચ ખસવાથી રાજા ન મરતો હોય તો સુખે ખશી શકે પરતુ જોર દર્શાવી શકે નહીં; જો આપણો વજીર व સ્થાનમા હોય તો શત્રુના રાજાની આગળનું પાયદલ જો ખશીને

घ સ્થાનમાં આવે તો રાજાને કોઈપણ પ્રકારે હરકત આવે નહીં, અને તેથી શેહ પણ પડે નહી, પરતુ તે પાયદલ ग અને च સ્થાનમાં જોર આપી શકવા અશક્ત છે કારણ કે જો તે સ્થાનમાં કોઇને મારવા જાય તો રસ્તો સીધો થવાથી વજીર રાજાને મારી નાખે, પરતુ રાજા મરવો જોઇએ નહીં; માટે રાજાને શેહ ન પડે તેવી રીતે પાયદલ અથવા કોઈ પણ મ્હોર ચાલી શકે પરતુ જોર આપી શકે નહી બાજી રમતા નાના પ્રકારની મુશ્કેલી પડે છે પરતુ "રાજા કદી મરવો જોઇએ નહીં" એ નિયમ ધ્યાનમા રહે તો વિના હરકતે શંકા દુર કરી બાજી રમી શકાય, દાખલા તરીકે क સ્થાને શત્રુનો રાજા છે, प સ્થાને આપણો રાજા છે, म સ્થાને આપણો હાથી છે, તે હાથી ખશીને રાજાને શેહ દેવાને ज्ञ સ્થાને આવે છે; શેહમાથી મુક્ત કરવાને શત્રુનો અશ્વ કુદીને ग સ્થાનમા આવે છે, આથી હાથીની શેહ ટળી પરંતુ તેજ અશ્વથી આપણા प સ્થાને પડેલા રાજાને શેહ પડે છે; ઉપર દર્શાવવામા આવ્યુ છે કે વચ્ચે પડેલુ કઇપણ મ્હોંર જોર દર્શાવી શકે નહીં, તે નિયમાનુસારે આપણા રાજાને તે વચ્ચે પડેલો અશ્વ શેહ આપી શકે નહી પરંતુ "રાજા કદી મરવો જોઇએ નહી" એ નિયમ લક્ષમા લઇએ તો તરત વિચાર આવશે કે તે અશ્વથી પ્રથમ આપણો રાજા મરે છે માટે રાજા મરતો બચાવવો જોઇએ આવો જ્યારે પ્રસંગ બને ત્યારે વચ્ચે આવેલુ કંઇ પણ મ્હોંર માત્ર રાજાને શેહ આપી શકે રાજા મરવો જોઇએ નહી એ મુખ્ય નિયમ ધ્યાનમા રાખવો.

(૮) આવી રીતે વચ્ચે આવેલુ કોઈપણ મ્હોર માત્ર રાજાને મરતો બચાવે છે, તે કોઇને મારી શકતુ નથી તેમજ જોર પણ દર્શાવી શકતુ નથી રાજાના જોરમા પડી રહેલુ મ્હોંર કદાચ શત્રુના બે મ્હોંરાથી મરતુ હોય તો તે બે મ્હોંરામાથી એકનાથી મરી શકે, प સ્થાને પોતાનો રાજા છે અને फ સ્થાને પોતાનુ ઉંટ છે, ठ સ્થાને શત્રુનો અશ્વ અને म સ્થાને શત્રુનો હાથી હોય તો હાથી અથવા અશ્વ એ બેમાથી એક રાજાના જોરમા રહેલા फ સ્થાનના ઉંટને બીન ધાસ્તીથી મારી શકે, હાથી અથવા અશ્વને રાજા મારી શકે નહી કારણકે જો હાથી ઉટને મારે અને રાજા હાથીને મારવા આવે તો અશ્વ રાજાને મારી શકે, જો કદાચ અશ્વ ઉંટને મારે અને રાજા અશ્વને મારવા આવે તો હાથી દોડી આવી રાજાને મારી શકે પરંતુ રાજા મરવો જોઇએ નહી; માટે નિયમાનુસારે ઉંટ મરાય, અને રાજાથી અશ્વ અગર હાથીને મારી શકાય નહીં

( ૯ ) રમતા શત્રુના હાથી ઉંટ અને વજીરને પોતાની ગતિથી આપણા રાજાને મારવા જતા કદાચ શત્રુનુ જે એક મ્હોંરૂ વચ્ચે પડી રહી શેહ દેતાં અટકાવતુ હોય તે ગમે તે પ્રાણી આશ્રિત અગર નિરાશ્રિતને મારવા શક્તિવાન છે, અને તેના ઉઠવાથી હાથી ઉંટ અથવા વજીર, રાજાને શેહ આપે, આ શેહ 'ઉદ્દૃત શેહ' કહેવાય છે, व સ્થાને આપણો રાજા હોય, ज સ્થાને શત્રુનો વજીર હોય અને વચ્ચે फ સ્થાને પણ શત્રુનો અશ્વ હોય, ठ સ્થાને આપણો હાથી હોય અને ध સ્થાને આપણુ પાયદલ હોય તો फ સ્થાનનો અશ્વ ध સ્થાનના પાયદલના જોરમા પડી રહેલા ठ સ્થાનના હાથીને મારી શકે અને તરત ज સ્થાનનો વજીર રાજાને શેહ આપે, કારણ કે અશ્વના ઉઠવાથી તે જગા ખાલી પડવાથી માર્ગ સીધો થાય ને તેથી શેહ આપતા વચ્ચે વજીરને કંઈ નડે નહી; ध સ્થાનનુ પાયદલ, હાથીને મારીને તે સ્થાનમા આવેલા અશ્વને મારી શકે નહી, કદાચ મારવા જાય તો તે પહેલાં વજીર રાજાને મારી શકે, પરતુ રાજા મરવો જોઈએ નહી અને એકી વખતે બે ચાલ ચલાઈ શકે નહીં, માટે फ અથવા ण સ્થાનમાં પડી રહેલુ ગમે તે મ્હોંરૂ કોઈપણ આશ્રિત મ્હોંરાને ધાસ્તી વિના મારી શકે કોઈ પ્રસગે બાજીના ઘણાં મ્હોરાં મરી જવાથી આઠે સ્થાન ચડી રહેવાનો પાયદલને સભવ મળે છે, ત્યારે તે સ્થાનમા જે મ્હોંરૂ ગોઠવવામા આવતુ હોય તે મ્હોરૂ તે પાયદલ પોતાનો ભોગ આપી બને છે આપણા હાથી આગળનુ પાયદલ य, द, ञ, क એમ અક્રેક સ્થાન વધીને શત્રુના હાથીના સ્થાને ચડી રહ્યુ હોય તો તે પાયદલને દૂર કરીને આપણે તે જગાએ આપણો હાથી ( મરી ગયો હોય તો ) બનાવી શકીએ તેમ બીજુ કોઈ પાયદલ વધી વધીને રાજાના સ્થાને આવે તો વજીર બને, કારણકે રાજા મરતો નથી તો ફરીને ક્યાથી આવી શકે ? માટે તે જગાએ વજીરનો વિશેષ લાભ આપ્યો છે

( ૧૦ ) આવી રીતે એક પછી એક એમ ચાલ ચાલી રાજાને શેહ આપી કોઈ પણ રીતે ચાલી શકે નહીં એવી રીતે સપડાવી મ્હાત-કેદ કરવો. બાજી પરથી દરેક મ્હોરૂ લઈ લેવાથી અને તેમને નીચેની રચના પ્રમાણે ગોઠવવાથી મ્હાત કરવાની સ્પષ્ટ યુક્તિ સમજાશેઃ—प સ્થાને આપણો રાજા, थ સ્થાને શત્રુનો હાથી, ख સ્થાને શત્રુનો અશ્વ, ल સ્થાને આપણુ પાયદલ, ज સ્થાને શત્રુનું ઉંટ, न સ્થાને શત્રુનો બીજો અશ્વ, घ સ્થાને શત્રુનું ઉંટ, ड સ્થાને આપણો વજીર, क અને ध સ્થાને આપણા બે અશ્વ, ज्ञ સ્થાને શત્રુનો વજીર, ह સ્થાને આપણું ઉંટ અને च સ્થાને

શત્રુનું પાયદલ છે, આ પ્રમાણે આટલા મ્હોરાં ગોઠવેલા છે (સ્પષ્ટ સમજ પડે એજ માટે ફક્ત આટલાં ગોઠવવાં ઠીક છે). આપણે જોઇએ છીએ કે રાજાને ક્યાહિ પણ ખસવાનો માર્ગ નથી, જ્યા જાય ત્યાં માર ખાય છે; व સ્થાને જાય તો ज સ્થાનવાળું ઉંટ મારે, स સ્થાનમાં જાય તો न સ્થાનનો અશ્વ મારે, फ સ્થાને જાય તો ज સ્થાનનું ઉંટ મારે, ढ સ્થાને આવે તો घ સ્થાનનું ઉંટ, थ સ્થાનના હાથી તેમજ न સ્થાનનો અશ્વ મારે, અને ठ સ્થાને આવે તો घ સ્થાનનું ઉંટ મારે; જે સ્થાને રાજા ઉભો છે તેજ સ્થાન માત્ર નિર્ભય છે; હવે જો च સ્થાનનું પાયદલ ખસેડી ढ સ્થાનમાં મુકવામા આવે તો રાજાને શેહ પડે, રાજાને ખસવાનો કોઇપણ પ્રકારે માર્ગ નથી, શેહમાથી મુક્ત થવાનો ઉપાય નથી; શેહ દેનાર પાયદલ ઉંટ, હાથી અને વજીર એ ત્રણેના જોરમા છે તેથી તેને મારી પણ શકાય નહીં, માટે રાજા પાયદલથી મ્હાત થયો કહેવાય. આમ જે રાજા મ્હાત થાય તે પ્યાદમ્હાત સમજવો જે મ્હોરાની શેહ દેવાથી રાજા મ્હાત થાય તે વડે તે મ્હાત થયો એમ ગણાય છે રાજાને કદાપિ મારવો જોઇએ નહી, મરતો હોય તો આગળથી જણવવું કે રાજાને શેહ પડે છે. આ પ્રમાણે જે મ્હાત કરે તેણે જીત મેળવી કહેવાય.

કદાપિ રમતમાં બે રાજા પાસપાસે આવી શકે નહીં, કારણ કે પાસે આવનાર રાજા બીજા રાજાથી મરી જાય; ट સ્થાને આપણો રાજા છે ञ સ્થાને શત્રુનો રાજા છે, અને ज અને झ સ્થાને આપણા બે હાથી છે; झ સ્થાનનો હાથી थ સ્થાનમાં આવી શત્રુના રાજાને શેહ આપે છે; ट અને ध સ્થાન શિવાય દરેક જગાએ રાજાને હાથીની શેહ પડે છે, જો હવે द કે ध સ્થાને રાજા ખસે તો આપણો રાજા તેને મારે, પરંતુ રાજા મરવો જોઇએ નહીં, તેથી તે આવી રીતે મ્હાત થાય. બચવાને તેમજ બીજા કોઇપણ કારણથી રાજા રાજા પાસે આવી શકે નહી

બાજી શરૂ કરતા પ્રથમ વખતે દરેક શત્રજ રમનાર એકી વખતે બે અગર ચાર ચાલો ચાલે છે પરતુ એક મ્હોરાની બે ચાલ ચાલી શકાય નહી એવો ચાલ છે કે હાથી, રાજા અને વજીરની આગળનાં પાયદલ પ્રથમ એકજ ચાલે બે સ્થાન ચાલી શકે છે એક વાર ચાલ ચાલ્યા પછી બે સ્થાન ચડી શકે નહી. જોર તો બતાવે છે તેજ, વિશેષ નહીં.

(૧૧-૧૨) આ બાજી બે પ્રકારની છે એક જોરી અને બીજી નાજોરી. ઉપર જે જે વિવેચન કીધુ તે જોરીનું સમજવું. જોરી બાજીમાં નિયમાનુસારે માત્ર નિરાશ્રિત રમકડાં મારી શકાય પરંતુ નાજોરીમાં

આશ્રિત તેમજ નિરાશ્રિત બંને મારવાને કોઇપણ પ્રકારનો બાદ નથી. માર મારી માર ખાવો એવું નાજોરીમા વારંવાર બને છે કારણકે આશ્રિતને મારવાથી આશ્રય આપનાર કુદીને મારી શકે, આ નાજોરીમાં અતિશય બુદ્ધિ ચલાવવી પડે છે કારણકે શત્રુના મ્હોરાં મારવા, પોતાનું રક્ષણ કરવું, અને રાજાને મ્હાત કરવો, આવી મુખ્ય ત્રણ વસ્તુઓ સાચવવી પડેછે. સારી રીતે શત્રંજ રમનાર એમ પણ સરત કરી શકે છે કે અમૂક ચાલમાં અમૂક સ્થાને અને અમૂક મ્હોરાથી રાજાને મ્હાત કરવામા આવશે.

આ બાજી માણુસને તર્ક વિતર્કમા ગર્ક કરે છે, આસપાસ શું થાય છે તે ભૂલાવી દે છે બુદ્ધિ ખિલાવનાર તરીકે આ બાજી સર્વોત્તમ છે એ નિર્વિવાદ છે, અને તેથી લોકો તેને બુદ્ધિબળની બાજી કહે છે એમ જાણવામા આવ્યુ છે કે શત્રજ ચીન દેશમા બે હજાર વર્ષ ઉપર જન્મ પામી હતી, ત્યાથી હિન્દુસ્થાનમાં આવી અને પછી યુરોપમાં ગઈ

---

## પિંગળપ્રકાશ.[1]

(દોહરો)

કવિતા રચતાં પ્રથમમાં લેવું પિંગળજ્ઞાન,
પિંગળ વિના નવ બને કવિતા સરસ નિદાન. ૧

**અક્ષર.**

લઘુ, ગુરૂ, માત્રા, આઠ ગણુ, અક્ષર તણા પ્રકાર,
કાવ્ય બને તેના થકી, ભેદ સમજવા સાર. ૨
અ, ઇ, ઉ, હ્રસ્વાક્ષર લઘુ સ્વર વ્યંજનની સંગ,
દીર્ઘાક્ષર બાકી ગુરૂ, અક્ષરતું એ અગ. ૩[2]

---

૧ કાવ્ય વાચનારને કોઈ કોઈ વખત કાવ્ય કેવી રીતે રચાય છે, છંદમા કેવા કેવા ભેદ રહેલા છે, લઘુ ગુરૂ માત્રા ગણ વીગેરે શું છે તે જાણવાની ઉત્કંઠા થાય છે તેથી તે જ્ઞાનનો વાચકવર્ગને ખ્યાલ આવે તે હેતુથી અત્રે પિંગળની ટુકામા હકીકત જણાવી સાધારણ રીતે હમેશાં ઉપયોગમા આવતા મુખ્ય છદોની રચના સમજાવી છે ૨ કાવ્ય રચવામાં લઘુ ગુરૂ અક્ષર સમજવાની શરૂઆતમા જરૂર પડે છે **લઘુ** એટલે નાનો અને **ગુરૂ** એટલે મોટો, અર્થાત્ જે અક્ષરનો ઉચ્ચાર કરતા થોડી વાર લાગ તે લઘુ અને વધારે વાર લાગે તે ગુરૂ "અ, ઇ, ઉ" એ જે

જોડાક્ષરના આગલો અક્ષર જો થડકાય
લઘુ છતાં ગુરૂ માનવો, લઘુગુરૂનો એ ન્યાય. ૪[1]
લઘુની માત્રા એક છે, ગુરૂની બેજ ગણાય,
ચંદ્ર ચિહ્ન લઘુનું વળી, ગુરૂની લીટી લખાય. ૫[2]

હ્રસ્વ સ્વરો છે તે લઘુ, અને બાકીના "આ, ઈ, ઊ, એ, ઐ, ઓ, ઔ, અં, અઃ" એ જે દીર્ઘ સ્વરો છે તે ગુરૂ ગણાય છે; કારણ કે હ્રસ્વ સ્વરોનો ઉચ્ચાર કરતા થોડી વાર લાગે છે અને દીર્ઘ સ્વરોનો ઉચ્ચાર કરતા વધારે વાર લાગે છે સ્વરની મદદ શિવાય વ્યજનનો ઉચ્ચાર થઇ શકતો નથી તેથી હમેશા ઉચ્ચારમાં વ્યંજનની સાથે સ્વર મળેલો રહે છે, જેમકે "ક્+અ = ક, ક્+આ = કા, ક્+ઇ = કિ, ક્+ ઈ = કી, ક્+ઉ = કુ, ક+ ઊ = કૂ, ક્+એ = કે, ક્+ઐ = કૈ, ક્+ઓ = કો, ક્+ઔ = કૌ, ક્+ અ = કં, ક્+અ = કઃ" આ પ્રમાણે દરેક વ્યજનનું સમજવું. જો હ્રસ્વ સ્વર વ્યંજન સાથે મળ્યો હોય તો તે અક્ષર લઘુ સમજવો અને દીર્ઘ સ્વર મળ્યો હોય તો તે ગુરૂ સમજવો

૧ જોડાક્ષરનો આગલો અક્ષર જો લઘુ હોય અને ઉચ્ચાર કરતાં જો તે થડકાતો હોય એટલે કે તે લઘુ અક્ષરને બોલતાં આગળનો જોડાક્ષરમાનો વ્યંજન લઘુ અક્ષર સાથે ભળી જતો હોય તો તે અક્ષર લઘુ છતાં ગુરૂ ગણાય છે, જેમકે "રત્ન" મા ર લઘુ છે છતા તેનો ઉચ્ચાર કરતાં ર ની સાથે ત્ મળી જઈ (રત્ + ન) દીર્ઘ ધ્વનિ કરે છે માટે ર ને ગુરૂ સમજવો; તેજ પ્રમાણે "કલ્પના, કર્મ, અભ્ર" વીગેરે, પરતુ જો તે લઘુ અક્ષર બોલતાં થડકાય નહી તો ગુરૂ બની શકે નહી, જેમકે "રમ્યા, જમ્યા, કર્યું" વીગેરે શબ્દોનો ઉચ્ચાર કરતાં ર, જ, ક એ લઘુ અક્ષરો સાથે આગળનો વ્યંજન ભળતો નથી; રમ્+યા, જમ્+યા, કર્+યું એ પ્રમાણે થડકાઈ જુદા પડી એ શબ્દોના ઉચ્ચાર થતા નથી માટે આ સ્થળે લઘુ અક્ષર ગુરૂ નહીં થતા લઘુજ કાયમ રહે છે

૨ લઘુ ગુરૂ અક્ષરનો ઉચ્ચાર કરતા જે વખત લાગે છે તે વખતના માપનું નામ **માત્રા** છે (અક્ષર ઉપર "ે" એવી જે માત્રા કરવામાં આવે છે તે નહીં), તેને કળા, કળ, મત્ત, અને મત્તા પણ કહેવામાં આવે છે. લઘુ અક્ષરનો ઉચ્ચાર કરતાં જે વખત લાગે છે તેના કરતાં બમણો વખત ગુરૂનો ઉચ્ચાર કરતાં થાય છે માટે અક્ષરના ઉચ્ચારના વખતના માપની ગણતરી કરવા માટે લઘુની એક માત્રા અને ગુરૂની બે માત્રા ગણવામાં

## ગણ.[1]

ગણ છે આઠ જુઓ મગણ, નગણ, સગણ વળી સાથ,
રગણ, તગણ, ને ભગણ, ને યગણ, જગણ એ આઠ. ૬
ત્રણ ત્રણ અક્ષરની સદા ગણની રચના થાય,
ભેદ જુઓ તેના સહુ અક્ષરનો કરી ન્યાય. ૭

( મનહર છંદ )

ગુરૂ ત્રણ **મગણમાં**, **નગણમાં** ત્રણ લઘુ,
ગુરૂ લઘુ ગુરૂ તણો **રગણ** રચાય છે,
પ્રથમ બે ગુરૂ પછી લઘુ આવે **તગણમાં**,
લઘુ ગુરૂ લઘુ તણો **જગણ** જણાય છે,
**સગણમા** લઘુ લઘુ અંતે એક ગુરૂ આવે,
ગુરૂ લઘુ લઘુ તણો **ભગણ** લખાય છે,
**યગણમા** એક લઘુ પછી બને ગુરૂ આવે,
એમ આઠ ગણ તણો પિંગળનો ન્યાય છે. ૮

---

આવે છે ગુજરાતી કાવ્ય લખવામા પ્રાચીન વખતથી " ઇ અને ઉ ' હ્રસ્વ તેમજ દીર્ઘ, વ્યાકરણ અને પિંગળના નિયમને અનુસરીને સંસ્કૃત શ્લોક પ્રમાણે લખવાની પદ્ધતિ નહી પડેલી હોવાથી કાવ્યોમા તેવા શબ્દો વ્યાકરણ પ્રમાણે શુદ્ધ લખવામા આવે છે અને પિંગળના નિયમ પ્રમાણે હ્રસ્વ " ઇ અને ઉ " ને ગુરૂ કરવા હોય તો તેમના ઉપર "–" આવી ઝીણી લીટી, અને દીર્ઘ " ઈ અને ઊ " ને લઘુ કરવા હોય તો તેમના ઉપર " ˘ " આવુ ચદ્ર જેવુ ચિહ્ન મુકવાની પદ્ધતિ ચાલે છે આમ ચિહ્ન મુકવાથી કાવ્ય વાચવામા સરળતા થાય છે આ પુસ્તકમા પણ તેજ પદ્ધતિ રાખેલી છે

૧ પિંગળમા ત્રણ ત્રણ અક્ષરના સમૂહને **ગણ** કહેવામા આવે છે, એવા ગણ આઠ છે અને તે દરેક ગણમા નીચે પ્રમાણે અક્ષરો હોય છે –૧ મગણ ( ગુ ગુ ગુ ) જેમકે માતાજી ૨ નગણ ( લ લ લ ) જેમકે નગર ૩ યગણ ( લ ગુ ગુ ) જેમકે યશોદા ૪ ભગણ ( ગુ લ લ ) જેમકે ભોજન ૫ સગણ ( લ લ ગુ ) જેમકે સમતા ૬ તગણ ( ગુ ગુ લ ) જેમકે તાતાર ૭ જગણ ( લ ગુ લ ) જેમકે જકાત ૮ રગણ ( ગુ લ ગુ ) જેમકે રામજી એ પ્રમાણે ત્રણ ત્રણ અક્ષરો દરેક ગણમા હોય છે. **ગુ સંજ્ઞાથી** ગુરૂ અને લ સંજ્ઞાથી લઘુ અક્ષર સમજવો.

( દોહરો )

છંદ તણા બે ભેદ છે, લખી ગયા કવિરાય,
માત્રામેળ વળી બીજો અક્ષરમેળ ગણાય. ૯
માત્રાનો હિસાબ જ્યાં તે છે **માત્રામેળ,**
હિસાબ જયાં અક્ષર તણો તે છે **અક્ષરમેળ.** ૧૦
ચાર ચરણ આવે સદા કાવ્ય મહીં નિરધાર,
એ રીત કવિતા જોડવી લાવી ઉર વિચાર. ૧૧
કવિજનો ભાખી ગયા છંદ ઘણાએ સાર,
મુખ્ય વિચારીને કરૂ થોડાનો વિસ્તાર. ૧૨

**માત્રામેળ છંદ.**[1]

માત્રા પંદર ચરણમાં, અક્ષર ગુરૂ લઘુ અંત,
રચના એ **ચોપાઇની,**[2] કાવ્ય રચો કરી ખંત. ૧૩
**જેકરી**મા[3] પંદર રચો માત્રા કરી વિચાર,
અંતે લઘુ ગુરૂ આણવો, છંદ બને રસદાર. ૧૪
**ચરણાકુળના**[4] ચરણમાં માત્રા આવે સોળ,
ગુરૂ અક્ષર બે અતમાં એ રીતે છે તોલ. ૧૫

---

૧ જે કાવ્ય માત્રાની ગણતરીથી થાય છે એટલે કે જેમા અક્ષરો ગમે તેટલા અને ગમે તેવા આવે પરતુ માત્રાઓ ગણતરી પ્રમાણે આવે તેને **માત્રામેળ** છદ કહે છે. આવા છદો રચવામા ગાવાની પદ્ધતિ સભાળવા તાળ અને વિરામ ઉપર લક્ષ રાખવુ પડે છે, નહી તો એકદર માત્રાઓનો સરવાળો ભેગો કરવાથી કાવ્ય બનતુ નથી અને ગાવામાં કાનને થડકે છે, માટે આવા માત્રામેળ છદો રચવામા તે છદો કેવી રીતે ગવાય છે તેના જ્ઞાનની જરૂર પડે છે, તેથી એવા છદોની ગાવાની રીત પ્રથમ ધ્યાનમા લઈ પછી કાવ્ય રચવાથી પરિશ્રમ નહી પડતા સરળતા થાય છે, પિંગળનો દોષ આવતો નથી અને જલદીથી કાવ્ય લખી શકાય છે.

૨-૩-૪ **ચોપાઇ** અને **જેકરી** છદ ગાવામાં અને રચવામા સરખા છે, બનેમા માત્રા પદર આવે છે, ફેર એટલોજ છે કે ચોપાઇના ચરણના અતે ગુરૂ લઘુ અક્ષર આવે છે અને જેકરીના ચરણના અતે લઘુ ગુરૂ અક્ષર આવે છે ( વાચો કાવ્ય પાન ૩૧૩ ) **ચરણાકુળ** છદ પણ ચોપાઈની રીતેજ ગવાય છે પણ તેમા માત્રા સોળ અને છેવટે બે ગુરૂ અક્ષર આવે છે એટલો ફેર છે ( વાચો કાવ્ય પાન ૩૧૩ ).

એકવીસ માત્રા રચો, અગિયારે વિરામ,
પ્રથમ અંત ગુરૂ આણવો, છંદ પ્લવંગમ[1] નામ. ૧૬
માત્રા રચતાં દોહરો પ્હેલે ત્રીજે તેર,
બીજા ચોથા ચરણમાં એકાદશ એ પેર. ૧૭
બીજા ચોથા પાદમાં અતે ગુરૂ લઘુ પાસ,
લઘુ માત્રા અગિયારમી પ્રથમ ત્રીજે પદ ખાસ. ૧૮
એકાદશ પ્હેલે ત્રીજે તેર બીજે ચોથેજ,
દોહરાની[2] રીત બાકીની સોરઠાની[3] રીત એજ. ૧૯
અઠ્ઠાવીસ હરિગીતમાં,[4] સાતે તાળ હરેક,
પાંચમી લઘુ કળ તાળમાં, પ્રથમ લઘુ નવ એક. ૨૦

---

૧ **પ્લવંગમ** છંદ ગાવાની રીત ઘણા ભાગે સોરઠા છંદને મળતી આવે છે (વાચો કાવ્ય પાન ૨૭૯) ૨-૩ **દોહરો** અને **સોરઠા** એ બને છંદોની રચના સરખી છે, પરંતુ દોહરાનું પહેલુ અને ત્રીજું તે સોરઠાનુ બીજું અને ચોથુ, અને દોહરાનું બીજુ અને ચોથુ તે સોરઠાનું પહેલુ અને ત્રીજુ પદ હોય છે; તેથી દોહરાને સોરઠા બનાવવો હોય તો અનુપ્રાસ ફેરવ્યા શિવાય ચરણના ફેરફારથી બનાવી શકાય છે, જેમકે—

(દોહરો) સુખ નહીં હુતાવળે, મહા સુખ જ્યાં ધીર,
હુતાવળા સો બાવરા, ધીરા સો ગભીર

। દોહરાને સોરઠા બનાવવો હોય તો નીચે પ્રમાણે પદો ફેરવવાં—

(સોરઠા) મહા સુખ જ્યાં ધીર, સુખ નહી હુતાવળે,
ધીરા સો ગભીર, હુતાવળા સો બાવરા

કેટલીક ગરબીઓ, માઢ તથા ગઝલો અને ગાયનોમાં જે સાખીઓ આવે છે તેની રચના દોહરા પ્રમાણે જ હોય છે એટલે દોહરો ઘણી ઘણી રીતે ગવાઈ શકે છે સોરઠાની રાહ પ્લવગમને મળતી હોય છે (દોહરો વાચો પાન ૧૮૩-૨૮૨ સોરઠા વાચો પાન ૨૮૪) ૪ **હરિગીત**માં અઠ્ઠાવીસ માત્રા આવે છે (વાચો કાવ્ય પાન ૧૦૫-૧૧૨-૧૫૪) કેટલાક કાવ્ય લખનાર પ્રથમની બે માત્રાઓ કાઢી નાખી છવીસ માત્રાનો હરિગીત લખે છે તેને વિષમ હરિગીત કહેવામાં આવે છે, હરિગીત ગાવામાં જુસ્સાદાર છે અને જુદી જુદી રીતે ગવાઈ શકે છે, વળી જો અનુપ્રાસનો ફેરફાર કરવામા આવે છે તો ગઝલ (વાચો કાવ્યપાન ૧૫૧-૨૨૫) તેમજ બીજા પ્રભાતીઆ (વાચો કાવ્યપાન ૩૦૦) વીગેરે રાગોમા પણ હરિગીત ગવાય છે.

માત્રા **ચોપાયા**[1] મહીં અઠ્ઠાવીસ રચી આમ
અંતે બે ગુરૂ જોડવા, સોળે છે વિશ્રામ. ૨૧
પ્હેલે ત્રીજે બાર છે, બીજા પદે અઢાર,
ચોથામાં પંદર રચી રચવો **આર્યા**[2] સાર. ૨૨
ગીતિમા[3] પ્હેલે ત્રીજે માત્રા આવે બાર,
બીજા ચોથા ચરણમાં માત્રા હોય અઢાર. ૨૩
ત્રીસ માત્રા છે ચરણમાં આઠે આઠ વિરામ,
ગુરૂ અક્ષર મુકી અતમાં રચો **રૂચીરા**[4] આમ. ૨૪
**સવૈયાની** બે જાત છે, છંદ રસાળ ગણાય,
બત્રીસા એકત્રીસા, રચતાં ભેદ જણાય. ૨૫
**એકત્રીસામાં**[5] રચો માત્રા એકત્રીસ,
અતે ગુરૂ લઘુ લાવીને જોડો છંદ કવીશ. ૨૬
**બત્રીસામાં**[6] મેળવો માત્રાઓ બત્રીસ,
અતે બે ગુરૂ અક્ષરો, રચો કાવ્ય દિનનિશ. ૨૭
બત્રીસ માત્રાઓ રચો, **ત્રિભંગીમાં**[7] કરી ખંત,
દસ, આઠે, આઠે, છઠે, વિરામ, વળી ગુરૂ અંત. ૨૮

---

૧ **ચોપાયા** છદ ગાવાની રીત ઘણા ભાગે વ્યાસજી કથા કહેતાં
ી ગાય છે તે રાગને મળતી હોય છે ( વાચો કાવ્ય પાન ૩૧૨ )
-૩ **આર્યા** અને **ગીતિને** ગાવામા ઘણો ફેર જણાતો નથી આર્યાના
થા પદમા ગીતિ કરતા ત્રણ માત્રા ઓછી આવે છે એટલો ફેર હોય
જેમ કે ( ગીતિ વાચો કાવ્ય પાન ૩૧૦ માથી )—

ગાયન નૃત્ય કરે છે મધુર મૃદુલ મકરદ મોર આજે,
વૃક્ષ ખિલ્યા ઉપવનમા દે પરિમલ મકરદ **મોર** આજે

ા ગીતિના ચોથા પાદમાથી **મોર** શબ્દ કાઢી નાખવાથી આર્યા વંચાશે

૪-૫-૬ **રૂચિરા,** સવૈયા **એકત્રીસા** અને સવૈયા **બત્રીસા**
ત્રણે છદો સાધારણ રીતે ગાવામા સરખા છે, રૂચિરામા ૩૦ માત્રા
ને અતે ગુરૂ અક્ષર, સવૈયા એકત્રીસામા એકત્રીસ માત્રા અને અતે
ઘુ ગુરૂ અક્ષર, અને સવૈયા બત્રીસામા બત્રીસ માત્રા અને અંતે બે ગુરૂ
ક્ષર આવે છે ( વાચો સવૈયા એકત્રીસા, કાવ્ય પાન ૧૨૦-૧૩૫ ).
**ત્રિભંગી છંદ** લંબાવીને લેહકાવીને ગવાય છે (વાચો કાવ્ય પાન ૧૭૮).

સાડત્રીસનો ઝૂલણા,[1] પાંચે પાચે તાળ,
ત્રીજી માત્રા લઘુ તાળમાં, જોડો છદ રસાળ. ૨૯
ખટ પદ આવે છપયમાં,[2] પ્રથમ ચાર પદ આમ,
માત્રા ચોવીસ પાદમાં, અગિયારે વિરામ. ૩૦
પંચમ ને છઠ્ઠે પદે માત્રા અઠ્ઠાવીસ,
વિરામ પંદરમી કળે, જોડો છંદ કવીશ. ૩૧
કુંડળીઆમા[3] ખટ ચરણ, ફરે ગોળ આકાર,
બે પદ માહે દોહરો બાકી છપયપદ ચાર. ૩૨
ચોથુ પદ દુહા તણુ ફરી ઉચરવું એમ,
પ્રથમ શબ્દ અંતે રચો ફરે કુંડળી જેમ. ૩૩
માત્રા મેળ તણા કહ્યા છદ ઉપર એ રીત,
અક્ષરમેળ તણા હવે છદ ભણો ધરી ચિત્ત. ૩૪

---

**૧ ઝૂલણા** છદની રાહ પ્રભાતીઆની છે અને તે પ્રભાતેજ ગવાય છે (વાચો કાવ્યપાન ૨૩૯) **૨ છપય** છદમા છ ચરણ આવે છે, પ્રથમના ચાર ચરણમા દરેકમા ચોવીસ માત્રા અને બાકીના બે ચરણમા દરેકમા અઠાવીસ માત્રા આવે છે (વાચો કાવ્ય પાન ૧૧૦) શબ્દાર્થ અને રચનામા ઉત્તમ પ્રકારના છપય છદો (છપ્પા) શામળદાસ કવિના ગણાય છે **૩ કુંડળીઆ** છંદમા છ ચરણ આવે છે તેમા બે ચરણમા દોહરો હોય છે, તે દોહરાનુ ચોથુ પદ ઉલટાવી ત્રીજા ચરણની શરૂઆતમા મુકી બાકીના ચાર ચરણ, છપય છદના ચોવીસ માત્રાવાળા ચરણ પ્રમાણે રચવા, અને પહેલા ચરણનો જે પહેલો શબ્દ હોય તે છેલ્લા ચરણનો છેવટનો શબ્દ મુકવો, અર્થાત્ પ્રથમનો શબ્દ છેવટમા આવવાથી ગોળ કુડળી વળી રહે અને તેથી તેનુ નામ કુડળીઆ પાડેલુ છે જેમ કે (વાચો "અનવર કાવ્ય" એ પુસ્તકના પાન ૧૬૭ મા)—

કાજી કાજી શોધતા, કાજી બ્રહ્મ સ્વરૂપ
મદીર ઓર મસીદમા દેખા આપ સ્વરૂપ,
દેખા આપ સ્વરૂપ રહા નહિ સશય અતર,
ખલક આપમે નિરખ, આપહી ખલક સ્વતતર,
કહેતે પૂર્ણાનદ રામ હૈ જીનસે રાજી,
કાજી બ્રહ્મ સ્વરૂપ શોધતા કાજી કાજી.

## અક્ષરમેળ છંદ.[1]

ગણતરી કરી અક્ષર તણી, લઘુ ગુરૂનો કરી ન્યાય,
ગણની રચના મેળવી, અક્ષરમેળ રચાય. ૩૫
જગણ તગણ વળી જગણનો બે ગુરૂ અંતે પાસ,
અક્ષર એ અગિયારનો ઉપેન્દ્રવજ્રા[2] ખાસ. ૩૬
તગણ તગણ સાથે રચો જગણ ગુરૂ બે આપ,
વૃત્ત ઇન્દ્રવજ્રા[3] તણું જાણો સજ્જન માપ. ૩૭
મળે ઇન્દ્રવજ્રા કદી ઉપેન્દ્રવજ્રા સંગ,
ઉપજાતિ[4] કહેવાય તે, એવું એનું અંગ. ૩૮
નગણની સાથે બે રગણ લઘુ ગુરૂ એવી રીત,
અક્ષર એ અગિયારનો વૃત્ત રસાળ **લલિત.**[5] ૩૯

---

૧ **અક્ષરમેળ** છંદમા માત્રાનો મેળ નહી આવતાં તમામ અક્ષરનો મેળ આવે છે, અને સહેલાઈથી અને ટુંકામાં સમજાવી શકાય તેટલા માટે ત્રણ ત્રણ અક્ષરોની જે ગણની રચના કરી છે તેના હિસાબથી છંદનુ માપ મુકવામા આવે છે ગણની રચના પ્રમાણે કાવ્ય બનાવવાથી તાલ કે વિરામનો હિસાબ રાખવાની જરૂર રહેતી નથી, દાખલા તરીકે જેમ ખુરશીના નિયમથી ઘડી, સાલ કાઢી તૈયાર કરેલા લાકડાના કકડાઓ એકઠા ગોઠવવાથી ખુરશી બને છે તેવી રીતે ગણના નિયમથી શબ્દો એકડા ગોઠવવાથી આપો આપ કાવ્ય બની જાય છે **૨-૩-૪ ઉપેન્દ્રવજ્રા** વૃત્તના ચરણમા જગણ+તગણ+જગણ+ગુગુ ( લ ગુ લ ગુ ગુ લ લ ગુ લ-ગુ ગુ ) એ રીતે અગીઆર અક્ષરો આવે છે **ઇન્દ્રવજ્રામા** ત+ત+જ+ગુગુ ( ગુ ગુ લ ગુ ગુ લ લ ગુ લ ગુ ગુ ) એ રીતે અગીઆર અક્ષરો આવે છે અને **ઉપજાતિમા,** જ અથવા ત,+ત+જ+ગુગુ ( લ અથવા ગુ, ગુ લ ગુ ગુ લ લ ગુ લ ગુ ગુ ) એ રીતે અગીઆર અક્ષરો આવે છે અર્થાત્ જે કાવ્યમા ઉપેન્દ્રવજ્રાના અને ઇદ્રવજ્રાના ચરણનુ મિશ્રણ હોય છે તેને ઉપજાતિ વૃત્ત કહે છે ત્રણે છંદો ગાવામા એક સરખા છે ( વાચો ઇદ્રવજ્રા પાન ૫, ઉપજાતિ પાન ૧૩૦ ) **૫ લલિત** વૃત્તમા ન+ર+ર+ લગુ ( લ લ લ ગુ લ ગુ ગુ લ ગુ લ ગુ ) એ રીતે અગીઆર અક્ષરો હોય છે અને તેમા છઠ્ઠા અક્ષરે વિરામ હોય છે આ રાગ ગાવાની ઢબ કરૂણાજનક હોવાથી વિલાપના કાવ્યમા વિશેષ ઉપયોગમા આવે છે ( વાચો કાવ્ય પાન ૮૨-૩૩૧ )

મગણુ તગણુ ને તગણુની સાથ મુકી ગુરૂ બેજ,
રીત સરસ જાણો સદા **શાલિનીની**[1] એજ. ૪૦
**દોધકમાં**[2] ત્રણ ભગણ ને બે ગુરૂ એ અગિયાર;
રચો સગણ સંભાળથી **તોટક**[3] માંહે ચાર. ૪૧
ચાર યગણુ **ભુજંગીમાં**[4] અક્ષર એવા બાર,
વળી જગણુ આવે જુઓ **મોતીદામમા**[5] ચાર. ૪૨
નગણુ રચો પછી ભગણુ બે પછી રગણુ છે એક,
**દ્રુતવિલંબિત**[6] માંહિ એ અક્ષરનો વિવેક. ૪૩
તગણુ **ઇન્દ્રવંશા**[7] વિષે, તગણુ ફરી તત્કાળ,
જગણુ રગણુ પાસે લખી કવિતા રચો રસાળ. ૪૪
જગણુ તગણુ વળી ફરી જગણુ વળી રગણુ છે એક,
એ રીતે **વંશસ્થમાં**[8] જોડો કાવ્ય હરેક. ૪૫

---

૧ **શાલિની** વૃત્તમા મ+ત+ત+ગુ ગુ ( ગુ ગુ ગુ ગુ ગુ લ ગુ ગુ લ ગુ ગુ ) એ રીતે અગીઆર અક્ષરો હોય છે, ગાવાની ઢબ જરા મદાક્રાન્તાને મળતી છે, તેમા ચોથા અક્ષરે જરા વિરામ લેવો પડે છે **૨ દોધક** વૃત્તમા ભ+ભ+ભ+ગુ ગુ ( ગુ લ લ ગુ લ લ ગુ લ લ ગુ ગુ ) એ રીતે અગીઆર અક્ષરો આવે છે આ રાગ અનુપ્રાસના ફેરફારથી સીહાના કાનરામા ગવાઈ શકે છે ( વાચો કાવ્ય પાન ૩૧–૫૦ ) **૩ તોટક** વૃત્તમા સ+સ+સ+સ ( લ લ ગુ લ લ ગુ લ લ ગુ લ લ ગુ ) એ રીતે બાર અક્ષરો આવે છે આ રાગ ઠુમરીની રાહથી ગવાય છે. ૪ **ભુજંગી** વૃત્તમા ય+ય+ય+ય ( લ ગુ ગુ લ ગુ ગુ લ ગુ ગુ લ ગુ ગુ ) એ રીતે બાર અક્ષરો આવે છે ( વાચો કાવ્ય પાન ૮૧ ) **૫ મોતીદામ** વૃત્તમા જ+જ+જ+જ ( લ ગુ લ લ ગુ લ લ ગુ લ લ ગુ લ ) એ રીતે બાર અક્ષરો આવે છે; આ વૃત્ત પણ ઠુમરીની રાહથી ગવાઈ શકે છે ( વાચો કાવ્ય પાન ૩૩૮ ) **૬ દ્રુતવિલબિત** વૃત્તમા ન+ભ+ભ+ર ( લ લ લ ગુ લ લ ગુ લ લ ગુ લ ગુ ) એ રીતે બાર અક્ષરો હોય છે ( વાચો કાવ્ય પાન ૧૮૧ )

**૭-૮ ઇંદ્રવંશા** વૃત્તમા ત + ત + જ + ર ( ગુ ગુ લ ગુ ગુ લ લ ગુ લ ગુ લ ગુ ) એ રીતે બાર અક્ષર હોય છે અને **વંશસ્થ** વૃત્તમા જ + ત + જ + ર ( લ ગુ લ ગુ ગુ લ લ ગુ લ ગુ લ ગુ ) એ રીતે બાર અક્ષર હોય છે, ફેર માત્ર પહેલાજ અક્ષરમા હોવાથી કોઈ કોઈ ગ્રથમા આ બને

તગણુ ભગણુ ને બે જગણુ બે ગુરૂ અક્ષર આમ
વૃત્ત રચો રચના રચી વસંતતિલકા[1] નામ. ૪૬
માલિનીમાં[2] બે નગણુ મગણુ યગણુ બે સાર,
પંદર અક્ષર ચરણમાં એ રીતે નિરધાર. ૪૭
સોળ વર્ણ નારાચમાં[3] જગણુ રગણુ એ ખાસ,
ફરી જગણુ ને રગણુ છે વળી જગણુ ગુરૂ પાસ. ૪૮
શિખરિણી[4] સત્તર વર્ણનો યગણુ મગણુ એ વર્ણ,
નગણુ સગણુ ને ભગણુ ને લઘુ ગુરૂ એ રીત ચર્ણ ૪૯
મગણુ ભગણુ ને નગણુ ને તગણુ તગણુ નિરધાર
અંતે બે ગુરૂનો રચો મંદાક્રાન્તા[5] સાર. ૫૦

---

વૃત્તોનુ ઉપજાતિ વૃત્ત પ્રમાણે મિશ્રણ થયેલું જોવામા આવે છે (જુઓ ભાગવત દશમ સ્કધના શ્લોકો), આ બને વૃત્ત સાધારણ રીતે ઉપજાતિ પ્રમાણે ગવાઈ શકે છે કારણ કે ઉપજાતિના છેવટના ગુરૂ અક્ષરના બદલે આ વૃત્તમા લઘુગુરૂ અક્ષરો આવે છે; બાકી રચના સરખી જ હોય છે.

૧ **વસંતતિલકા** વૃત્તમા ત + ભ + જ + જ + ગુ ગુ (ગુ ગુ લ ગુ લ લ લ ગુ લ લ ગુ લ ગુ ગુ) એ રીતે ચૌદ અક્ષરો આવે છે. આ રાગ આશીર્વચન વીગેરે એવા માગલિક કાવ્યમા ઘણો વપરાય છે (વાચો કાવ્ય પાન ૩૩–૯૩–૧૮૦) ૨ **માલિની** વૃત્તમા ન + ન + મ + ય + ય (લ લ લ લ લ લ ગુ ગુ ગુ લ ગુ ગુ લ ગુ ગુ) એ રીતે પદર અક્ષરો આવે છે તેમા આઠમા અક્ષરે વિરામ હોય છે (વાચો કાવ્ય પાન ૧૭–૧૧૮–૧૨૮–૧૩૭) ૩ **નારાચ** વૃત્તમા જ + ર + જ + ર + જ + ગુ (લ ગુ લ ગુ લ ગુ લ ગુ લ ગુ લ ગુ લ ગુ લ ગુ) એ રીતે સોળ અક્ષરો આવે છે (વાચો કાવ્ય પાન ૪૭) ૪ **શિખરિણી** વૃત્તમા ય + મ + ન + સ + ભ + લ ગુ (લ ગુ ગુ ગુ ગુ ગુ લ લ લ લ લ ગુ ગુ લ લ લ ગુ) એ રીતે સત્તર અક્ષરો આવે છે તેમા છઠ્ઠા અક્ષરે વિરામ હોય છે (વાચો કાવ્ય પાન ૫૮–૮૬–૨૨૩) ૫ **મંદાક્રાન્તા** વૃત્તમા મ + ભ + ન + ત + ત + ગુ ગુ (ગુ ગુ ગુ ગુ લ લ લ લ લ ગુ ગુ લ ગુ ગુ લ ગુ ગુ) એ રીતે સત્તર અક્ષરો આવે છે તેમા ચોથા અને દશમા અક્ષરે વિરામ હોય છે (વાચો કાવ્ય પાન ૯૦–૩૧૫)

પૃથ્વીમાં[1] ગણ જગણ છે સગણ જગણ એ રીત,
સગણ યગણ પાસે વળી લઘુ ગુરૂ અંત ખચીત. ૫૧
પ્રથમ નગણ ને સગણ છે મગણ રગણ વળી તેમ,
સગણ લઘુ ગુરૂનો જુઓ બને હરિણી[2] એમ. ૫૨
મગણ સગણ ને જગણનો સગણ તગણ એ રીત
વળી તગણ ગુરૂનો બને શાર્દૂલવિક્રીડિત.[3] ૫૩
મગણ રગણ ને ભગણ છે પાસે નગણ ખચીત.
અંતે વળી ત્રણ યગણ છે સ્રગ્ધરાની[4] એ રીત. ૫૪
સાત ભગણને બે ગુરૂ ઇન્દ્રવિજયના[5] વર્ણ,
આઠ સગણ દુર્મિલા[6] વિષે એ રીત રચવાં ચર્ણ. ૫૫

૧ **પૃથ્વી** વૃત્તમા જ + સ + જ + સ + ય + લ ગુ (લ ગુ લ લ લ ગુ લ ગુ લ લ લ ગુ લ ગુ ગુ લ ગુ) એ રીતે સત્તર અક્ષરો આવે છે (વાચો કાવ્ય પાન ૩–૫૧) ૨ **હરિણી** વૃત્તમા ન + સ + મ + ર + સ + લ ગુ (લ લ લ લ લ ગુ ગુ ગુ ગુ ગુ લ ગુ લ લ ગુ લ ગુ) એ રીતે સત્તર અક્ષર આવે છે, તેમા છઠ્ઠા તથા દસમા અક્ષરે વિરામ હોય છે (વાચો કાવ્ય પાન ૨૯) ૩ **શાર્દૂલવિક્રીડિત** વૃત્તમા મ + સ + જ + સ + ત + ત + ગુ (ગુ ગુ ગુ લ લ ગુ લ ગુ લ લ લ ગુ ગુ ગુ લ ગુ ગુ લ ગુ) એ રીતે ઓગણીસ અક્ષર આવે છે, તેમા બારમા અક્ષરે વિરામ આવે છે, આ રાગ ગાવામા મધુર છે તેમજ જોડવામા દરેક પ્રકારના શબ્દોને અનુકૂળ છે (વાચો કાવ્ય પાન ૧૦૭–૧૧૧–૧૧૯–૧૪૩) ૪ **સ્રગ્ધરા** વૃત્તમા મ + ર + ભ + ન + ય + ય + ય (ગુ ગુ ગુ ગુ લ ગુ ગુ લ લ લ લ લ લ ગુ ગુ લ ગુ ગુ લ ગુ ગુ) એ રીતે એકવીસ અક્ષર આવે છે અને તેમાં સાતમા તથા ચૌદમા અક્ષરે વિરામ આવે છે, ગાવાની ઢબ સાધારણ રીતે મદાક્રાન્તા વૃત્તને મળતી હોય છે (વાચો કાવ્ય પાન ૯૧–૧૬૫) ૫ **ઈંદ્રવિજય** વૃત્તમા ભ + ભ + ભ + ભ + ભ + ભ + ભ + ગુ ગુ (ગુ લ લ ગુ લ લ ગુ લ લ ગુ લ લ ગુ લ લ ગુ લ લ ગુ લ લ ગુ ગુ) એ રીતે તેવીસ અક્ષરો આવે છે, આ વૃત્ત ઠુમરીની રાહમા ગવાય છે (વાચો કાવ્ય પાન ૪૩) ૬ **દુર્મિલા** વૃત્તમા સ + સ + સ + સ + સ + સ + સ + સ (લ લ ગુ લ લ ગુ લ લ ગુ લ લ ગુ લ લ ગુ લ લ ગુ લ લ ગુ લ લ ગુ) એ રીતે ચોવીસ અક્ષરો આવે છે આ વૃત્ત તોટક કરતા બમણો હોય છે અને ઠુમરીની રાહથી સારો ગવાઈ શકે છે (વાચો કાવ્ય પાન ૭૫–૮૬–૪૪)

પુષ્પિતાગ્રા[1] એ નગણુ રગણુ યગણુ પદ એક
બીજે નગણુ ને બે જગણુ રગણુ ગુરૂ એ ટેક. ૫૬
આઠ વર્ણે અનુષ્ટુપમાં[2] ચાર ચરણ જોડાય,
બીજા ચોથા ચરણુમાં લઘુ સાતમો થાય. ૫૭
અક્ષર એકત્રીસનો ગણુનો નવ કંઈ ન્યાય,
અંતે લઘુ ગુરૂ મુકીને મનહર[3] છંદ રચાય. ૫૮
ધનાક્ષરી[4] બત્રીસનો મુકો ગુરૂ લઘુ અંત,
નિયમ નહીં છે ગણુ તણો, કાવ્ય કરો કરી ખંત ૫૯
ટુંકામાં એ રીતથી જાણો છંદ[5] પ્રમાણુ,
અલંકાર સુંદર અને નવ રસનું લો જ્ઞાન. ૬૦
શીલ અને સુવર્ણુથી વનિતા શોભે સાર,
અલંકારથી તેમ સૌ કવિતા મન હરનાર. ૬૧

---

૧ **પુષ્પતાગ્રા** વૃત્તના ચાર ચરણમા પહેલા અને ત્રીજા ચરણમાં ન + ન + ર + ય ( લ લ લ લ લ લ ગુ લ ગુ લ ગુ ગુ ) એ રીતે બાર અક્ષર આવે છે અને બીજા તથા ચોથા ચરણમા ન + જ + જ + ર + ગુ ( લ લ લ લ ગુ લ લ ગુ લ ગુ લ ગુ ગુ ) એ રીતે તેર અક્ષરો આવે છે

૨ **અનુષ્ટુપ્**ના ચરણમા આઠ અક્ષરો આવે છે, તેમા ગણના અક્ષરોનો હિસાબ હોતો નથી, ફક્ત બીજા અને ચોથા ચરણમા સાતમો અક્ષર લઘુ આવે છે આ છંદ સસ્કૃત ગ્રથોમાં ઘણા મોટા ભાગે જોવામાં આવે છે અને તે ઘણોજ પ્રાચીન માનવામા આવે છે ( વાચો કાવ્ય પાન ૧૨૩ ) ૩-૪ **મનહર** અને **ધનાક્ષરી** છંદ સરખા જેવા છે, મનહરમા ગમે તેવા એકત્રીસ અક્ષરો અને અતે લઘુ ગુરૂ આવે છે અને ધનાક્ષરીમાં પણ ગમે તેવા બત્રીસ અક્ષરો અને અતે ગુરૂ લઘુ અક્ષરો આવે છે. બનેમા આઠ આઠ અક્ષરે વિરામ હોય છે, કવિત પણ આજ પ્રમાણે રચાય છે ( વાચો મનહર કાવ્ય પાન ૧૯૨, ધનાક્ષરી કાવ્ય પાન ૩૪૦ ) **૫** આ પ્રમાણે મુખ્ય છદોની ટુકામા હકીકત જણાવી છે. આવા અક્ષરમેળ અને માત્રામેળ છદો મળી એકદર ૪૦૬ છદો કવિ હીરાચદ કહાનજીએ વ્રજભાષામા બનાવેલા પિગલાદર્શમા બતાવ્યા છે, કવિ નર્મદાશકરે નર્મકવિતામા ૧૦૦ છદો બતાવ્યા છે અને કવિ દલપતરામે ગુજરાતી પિંગળમા ૧૯૫ છદો બતાવ્યા છે

સુવર્ણ સમ કવિતા મહીં છે શબ્દાલંકાર,
શીલ સમા કવિતા મહીં છે અર્થાલંકાર. ૬૨

**શબ્દાલંકાર.**

ધ્વનિથી હરવા મન સદા, રચના કરવા સાર,
સુંદર શબ્દ દીપાવવા છે શબ્દાલંકાર. ૬૩
ઝડ[1] માંહે અંત્યાક્ષરો ફરી ફરીને ઉચરાય,
ફરી ફરી શબ્દો **ઝમકમાં**[2] કવિતામાં બોલાય. ૬૪
શરૂ થતા સમવર્ણથી જેમાં શબ્દ રચાય.
તે તે વર્ણસગાઇનું[3] સુંદર કાવ્ય ગણાય. ૬૫
સરખા વ્યંજન ને વળી સરખા સ્વર ઉચરાય
ધ્વનિ સરખા જ્યાં શબ્દના **અનુપ્રાસ**[4] કહેવાય. ૬૬
સરખા અક્ષર અંતમાં ઉપાંત્ય સ્વર વળી ખાસ,
રહે ચરણના અંતમાં એ **અંત્યાનુપ્રાસ.**[5] ૬૭

---

૧ એક સરખા મળતા અંત્યાક્ષરવાળા શબ્દો જેમાં વારવાર આવતા હોય તેને **ઝડ** અલકાર કહે છે, જેમકે (વાચો પાન ૮૪ માના કાવ્યમાથી)—

ચમેલી વેલી ખુબ ખિલેલી પેલી ઝૂલે છે ઘણી,
અલબેલી ચમેલી શુ ઘેલી કાન્તકેલિમા બની ?

૨ જેમા એક સરખા શબ્દો આવે તેને **ઝમક** અથવા યમક અલકાર કહે છે, જેમકે (વાચો યમકઅલકારકાવ્ય પાન ૩૧૦)—

વસંત ! રચના તારી મહા સુખ કરે તને,
આ કાવ્યાવળી અર્પુ હુ મહાસુખ કરે તને

૩ જેમા એકજ જાતના અક્ષરથી શરૂ થતા શબ્દો વારંવાર આવતા હોય તેને **વર્ણસગાઇ** અલકાર કહે છે, જેમકે (વાચો કાવ્ય પાન ૧૧૧)—

આનદાદિ અધિક ઉજ્જ્વળ અહા આ આત્મઆકાશમા,
આધિ અસ્ત અનેક અતર થકી આહ્લાદ આભાસમા

૪ જેમા સરખા વ્યજન અગર સ્વરો અગર શબ્દો આવે તેને **અનુપ્રાસ** કહે છે, જેમ કે (વાચો કુમુદપ્રબધકાવ્ય પાન ૩૩૯)—

નિર્મળ આ જળ સકળ છે, ચળકે જળ આ કાળ,
વિમળ કમળ નીહાળતા કળથી ટળતો કાળ

૫ કવિતાના ચરણના અતમા છેવટનો અક્ષર અને તેનો ઉપાત્ય સ્વર સરખો આવે તેને **અંત્યાનુપ્રાસ** કહે છે આ અનુપ્રાસ દરેક

એક શબ્દમાંથી જુદા અર્થ અનેક કરાય,
અલંકાર એ શ્લેષ[1] છે, બુદ્ધિબળથી થાય. ૬૮
પ્રશ્ન તણો ઉત્તર વસે પ્રશ્નશબ્દ મોઝાર
અલકાર તે ચિત્ર[2] છે મનરંજન કરનાર. ૬૯

### અર્થાલંકાર.

અસરથી હરવા હૃદયને, ભાવ લાવવા બ્હાર,
અર્થનું ગૌરવ આણવા, છે અર્થાલકાર. ૭૦
સમાનતા જ્યાં વસ્તુની ગુણ રંગથી થાય,
તે ઉપમાલંકાર[3] છે, "જેવા"થી સમજાય. ૭૧

---

કાવ્યમા જોવામા આવે છે કારણ કે તે શિવાય કવિતાનો ધ્વનિ બરાબર થતો નથી અને ગાવામા કાનને થડકે છે અગ્રેજી કાવ્યમાં, ફારસી ગઝલ શેઅર વીગેરેમા, વ્રજભાષા ઇત્યાદિ ઘણી ઘણી ભાષામાં આ અંત્યાનુપ્રાસ ખાસ હોય છે માત્ર સંસ્કૃત કાવ્યમા આ અંત્યાનુપ્રાસ હોતો નથી, કવચિત્ કોઈ કોઈ કાવ્યમાં જોવામાં આવે છે (વાચો ગીતગોવિંદમાં–ललितलवगलतापरिशीलनकोमलमलयसमीरे। मधुकरनिकरकरम्बितकोकिलकूजितकुजकुटीरे॥ એ પ્રમાણે જયદેવ કવિએ ગીતગોવિદમાં તમામ રાગરાગણીના કાવ્યમાં અંત્યાનુપ્રાસ મેળવેલા છે ).

૧ એકજ શબ્દમાંથી જુદા જુદા અર્થ થાય તેને શ્લેષ અલકાર કહે છે, જેમકે ( વાચો પાન ૭૪ માના કાવ્યમાથી )—

મુખે હસનારી કમળ જેવી નારી કાન્ત મહાસુખધારી,
પધારી વસતકુમારી, સુખાંકારી વસંત પધારી.

મૂળઅર્થઃ—"મુખે હાસ્ય કરતી અતિશય આનંદ ધારણ કરી કમળ જેવી કોમળ (કાન્ત) નારી–વસંતઋતુ પધારી છે" બીજો અર્થઃ—"કમળની માફક મુખે હાસ્ય કરતી આ વસતકુમારી નામની સ્ત્રી પોતાના પતિ ( કાન્ત ) મહાસુખ (ગ્રંથકર્તા)ને ધારણ કરી અર્થાત્ સાથે લઈ અત્રે પધારી છે.

૨ પ્રશ્નના શબ્દોમાજ ઉત્તરના શબ્દો રહેલા હોય તેને **ચિત્રાલંકાર** કહેવામાં આવે છે ઉદાહરણ તરીકે વાચો ચિત્રાલંકારકાવ્ય પાન ૩૧૧

૩ જ્યારે બે વસ્તુનું અગર વસ્તુના ગુણોનુ સરખાપણું બન્નેની સરખામણી કરી બતાવ્યુ હોય ત્યારે તેને **ઉપમા** અલકાર કહે છે તેમાં

એક વસ્તુના રૂપથી બીજી જો વર્ણાય,
અલંકાર તે રૂપક[1] છે ખરી સરખામણી થાય. ૭૨
શંકા લાવી વસ્તુની અન્ય વસ્તુ વર્ણાય,
ઉત્પ્રેક્ષાલંકાર[2] તે "જાણે, શું"થી જણાય. ૭૩
રજનું ગજ કરી બોલવું, કંકરને ગિરિરાય,
અતિશયોક્તિ[3] તે ગણો વાણી અસત્ય ગણાય. ૭૪

---

સરખામણી કરતી વખતે જેમ તેમ, જેવું તેવુ, પ્રમાણે, સરખુ, પેરે વીગેરે ઉપમા બતાવનાર શબ્દો ખાસ કરીને આવે છે જે વસ્તુને સરખાવવી હોય તેને ઉપમેય કહે છે, અને જે વસ્તુની સાથે સરખાવવી હોય તેને ઉપમાન કહે છે ઉપમાલંકારનુ દૃષ્ટાંત (વાંચો પાન ૧૬૫ માના કાવ્યમાથી)–

રાજા શોભે પ્રજાથી, કુસુમ પરિમલે, દિન ભાનુથી ભારે,
વાડી વેલો લતાથી, કમળ ઉદકથી રમ્ય લાગે વધારે,
પાણી પદ્મે, શશીથી રમણીય રજની દીપતી દિવ્ય દિસે,
શોભે [illegible] નારી સુપતિવ્રત થકી સર્વદા જગત વિષે

૧ જ્યારે એક વસ્તુનું વર્ણન બીજી વસ્તુના નામથી અગર ગુણથી કરવામા આવે અર્થાત્ ઉપમાનનું ઉપમેયના નામથી વર્ણન કરવામા આવે ત્યારે તેને રૂપક અલકાર કહે છે આમા ઘણી વખત "રૂપ" અથવા "રૂપી" શબ્દ વપરાય છે અગર અધ્યાહાર હોય છે, જેમ કે (વાંચો પાન ૪ માનો દોહરો)–

યુવતિકમળની નરભ્રમર તજે જો રસવાસ,
કમળ ફસાવી ભ્રમરનો અંતે કરે વિનાશ.

૨ જ્યારે એક વસ્તુની સરખામણી શંકાની સાથે બીજી વસ્તુ સાથે કરવામા આવે ત્યારે તેને ઉત્પ્રેક્ષારૂપક અલકાર કહે છે, તેમા "જાણે" અગર "શુ" એવા ઉત્પ્રેક્ષા બતાવનાર શબ્દો વપરાય છે જેમકે (વાંચો પાન ૧૦ માના કાવ્યમાંથી)—

તોફાન આ ગગનમા પવને જગાવ્યુ, જાણે જગે જબર જોરથી જુદ્ધ જાગ્યુ!
વાયુ બહુ સબળ વાય વિનાશકારી, શુ વ્યોમસિંહ તણી સ્વારી સહુ પધારી?

૩ વસ્તુમા ખરેખર ગુણ હોય તેના કરતા ઘણો જ વધારો કરી વર્ણન કર્યું હોય તેને અતિશયોક્તિ અલકાર કહે છે, ઉદાહરણ તરીકે વાંચો અતિશયોક્તિ અલકારકાવ્ય પાન ૩૧૨

જે વિષે વદવું ઘટે તેનું નવ લે નામ,
બીજાનું વર્ણન કરે અન્યોક્તિ[1] છે આમ. ૭૫
મૂળ અર્થ કોરે રહે બીજો અર્થ કળાય,
બુદ્ધિબળનું કામ એ, વક્રોક્તિ[2] કહેવાય. ૭૬
નિંદા અંદર સ્તુતિ ઉપર, સ્તુતિ નિંદા વિપરિત,
સમજુ આ સમજી શકે વ્યાજસ્તુતિ[3]ની રીત ૭૭
નિર્જીવને સજીવન ગણી વર્ણન સરસ રચાય,
સજીવારોપણ[4] સમજવો ભેદ નહીં પરખાય. ૭૮
નિષેધ મૂળ વસ્તુ તણો અપહ્નુતિ[5]માં થાય
બીજી વસ્તુના નામથી મૂળ વસ્તુ વર્ણાય. ૭૯

---

૧ જેના વિષે બોલવું હોય તેના વિષે નહી બોલતા, તેને લાગુ પડે તેવી રીતે, બીજા વિષે બોલવામા આવે તેને **અન્યોક્તિ** અલકાર કહેવામા આવે છે, જેમકે ( વાચો પાન [illegible] માંના કાવ્યમાથી )—

સરોવરતટ પર, ઉભો રહી ધ્યાન [illegible] ચી નજરે રે,
ઠગારા બગ ! ઠગે છે શુ દુનિયાને રે ! ઠગારા બગ !

૨ કોઈ વાકયમાથી બીજો અર્થ કાઢીને અગર જાણી જોઇ બીજો અર્થ કરીને બોલવું તેને **વક્રોક્તિ** અલકાર કહે છે, ઉદાહરણ તરીકે વાચો વક્રોક્તિ અલકારકાવ્ય પાન ૩૧૩

૩ જેમા ઉપરથી નિંદા [illegible] અંદરથી સ્તુતિ હોય અગર ઉપરથી સ્તુતિ અને અંદરથી નિંદા હો[illegible] તેને વ્યાજસ્તુતિ અલકાર કહે છે, ઉદાહરણ તરીકે વાચો વ્યાજસ્તુતિ અલકારકાવ્ય પાન ૩૧૨

૪ નિર્જીવ વસ્તુને સજીવન વસ્તુ સમાન ક[illegible] વર્ણન કર્યું હોય તેને **સજીવારોપણ** અલકાર કહે છે ઉદાહરણ તરીકે વાચો સજીવારોપણ અલકાર કાવ્ય પાન ૩૧૪

૫ એકના જેવી બીજી વસ્તુ જોઈ મૂળ વસ્તુનો નિષેધ કરવામાં આવે અને તેનુ વર્ણન બીજી વસ્તુના નામથી શંકાથી અગર કોઈ પણ કારણથી કરવામા આવે તેને **અપહ્નુતિ** અલકાર કહે છે, જેમકે (વાચો પાન ૧૬ માના કાવ્યમાંથી )—

અરે ના ના આ તો નર્યો નર્યોજ વૃષ્ટિ જળતણી,
પડે અશ્રુધારા ઉભય દગથી દુ:ખર્યો ઘણી.

બીજાને ઉદ્દેશીને બીજાને ઉપદેશ
હોય જેહ વાણી મહીં ગૂઢોક્તિ[1] તે બેશ. ૮૦
અલંકારના[2] આ રીતે બીજા ઘણા પ્રકાર,
મુખ્યતણી વ્યાખ્યા કરી, ટુંકામાં વિસ્તાર. ૮૧

નવ રસ.[3]

રસ ઉપજાવો કાવ્યમાં રસમય કરીને આપ,
શ્રોતાજનના મન પરે રસની પાડો છાપ. ૮૨
ભોજનમાં જેવી રીતે ખટ રસ અમૃત સાર
કવિતામાં તેવી રીતે નવ રસ અમૃતધાર. ૮૩

---

૧ અન્યને ઉદ્દેશીને અન્યને કહેવામાં આવ્યુ હોય તેને ગૂઢોક્તિ અલકાર કહે છે. જેમકે (વાચો ભ્રમર કાવ્ય પાન ૩ માથી)—

સરે કિરણ સાથ દિનકર દૃષ્ટિમર્યાદમાં,
સજે કનકપ્રાન્ત વસ્ત્રમહિં અભ્ર આહ્લાદમાં,
હસે કુમુદિની શશીપતિક્રીડા તણી આશમાં,
ઉ ઉઠ પડ્યો શું રહ્યો ભ્રમર પદ્મના પાશમાં.

આ કાવ્યમાં ભ્રમરને ઉદ્દેશીને વ્યભિચારી પુરૂષને ગૂઢ રીતે ઉપદેશ કરવામાં આવ્યો છે

૨ અલંકારો ઘણા પ્રકારના છે. જે જે પ્રકારનો ભાવ વાણીના અલંકારમાંથી નિકળી આવે છે તેવા પ્રકારનું નામ અલકારને આપવામાં આવે છે ઉપર પ્રમાણે કેટલાક મુખ્ય અલંકારો જણાવ્યા છે ગુજરાતીમાં અલકારનો જુદો ગ્રંથ માત્ર રા. સવિતાનારાયણનો "અલંકાર ચદ્રિકા" નામનો છે, તે શિવાય નર્મદાશંકર કવિએ તથા દલપતરામ કવિએ પોતાના પિંગલમાં ટુંકામા અલકાર સબધી વિવેચન કરેલુ છે

૩ જેવી રીતે ભોજનમા છ રસ રહેલા છે તે પ્રમાણે કાવ્યમાં નવ રસ રહેલા છે; જે કાવ્યમાં જે રસ હોય તે કાવ્ય તે રસનું ગણાય છે અને જો તેમા તે રસ બરાબર હોય છે તો તે રસદાર કાવ્ય ગણાય છે અને વાંચનાર અગર સાભળનારને તે રસમાં ગર્ક કરે છે. ગુજરાતીમાં રસ સંબંધી ગ્રંથ રા. છોટાલાલ નરભેરામ તરફથી "રસશાસ્ત્ર" નામનો બહાર પડેલો છે તેમા રસ, નાયક નાયિકા અલંકાર, તેમના ભેદ વીગેરે સબંધી સારી રીતે વિવેચન કરેલું છે, તે ગ્રથ કાવ્ય માટે ઉપયોગી છે.

રસ શૃંગાર, કરૂણ, ભય, વીર, રૌદ્ર, અદ્દભુત,
હાસ્ય, ભયાનક, શાંત છે, એ છે નવ રસ શુદ્ધ. ૮૪

( મનહર છંદ )

જેમાં રતિનો વિસ્તાર જાણો રસ તે શૃંગાર,
હસે જેથી નરનાર **હાસ્ય** તે મનાય છે,
રૌદ્ર ક્રોધ ઉપજાવે, **ભયાનક** ભય લાવે,
ઉત્સાહ હીંમત આવે **વીર** જો ગવાય છે,
જેમાં દુઃખના વિલાપ માનો તે કરૂણ આપ,
ગાળ નિંદા જ્યાં અમાપ **બિભત્સ** તે થાય છે,
આશ્ચર્ય **અદ્દભુત** રસ, નીતિ તે છે **શાન્ત** રસ,
એવી રીતે નવ રસ કાવ્યના ગણાય છે. ૮૫

( દોહરો )

એ રીતે નવ રસ શિખો, જુઓ તેના ગ્રંથ,
વળી શિખો નાયક[1] અને નાયિકાના પંથ. ૮૬
ભેદ ભણો લક્ષણ ભણો, ભાવ વળી ભલી ભાત,
તરંગમાં તરતાં શિખો કરી તર્ક દિનરાત. ૮૭
અગાધ દરિયો કાવ્યનો, રચો બુદ્ધિથી છંદ,
મથન કર્યાંથી પામશો મહા સુખ આનંદ. ૮૮

## કાવ્યવિનોદ તરંગ સમાપ્ત.

૧ કાવ્યમાં નાયક નાયિકાના લક્ષણ, તેમના ભેદ, ભાવ, અનુભાવ, વીગેરે જાણવાની ખાસ જરૂર છે આ ગ્રંથમાં તેવી થોડીક નાયિકાના લક્ષણ વીગેરે જણાવ્યા છે ( વાચો કાવ્ય પાન ૩૧૫ થી ૩૩૨)

# ગ્રંથસમાપ્તે અને પ્રભુપ્રાર્થના.

( દોહરો )



નર ! ધર શિર કરતારડર, સ્મર સ્મર ઉર કરતાર,
સાર સાર કરનાર હર ઝેર વેર હરનાર.

( રાગ સિહાનો કાનગો )

વંદન વંદન વંદન ત્રાતા ! અંતર રંગથી વંદન ત્રાતા ! વંદન૦ ૧
સંગીત કાવ્યસરિતપ્રવાહે છે તુજ સ્હાય પ્રભુ સુખદાતા ! વંદન૦ ૨
કાવ્યસરિતા ચાર તરંગે પાર જતાં તુજ સૌ સુખશાતા ! વંદન૦ ૩
સ્તવન મુખે કરૂં બે કરજોડી, અંગ ઉમંગ ન અલ્પ સમાતા ! વંદન૦ ૪
કરીશ નિમજ્જન નવીન તરંગે તારી કૃપા કદી જો ઉરધાતા ! વંદન૦ ૫
ચરણસરોજ મુકી શિર વંદું, પ્રેમ મહાસુખઅંતર થાતા ! વંદન૦ ૬

# કાવ્યસરિતા સમાપ્ત.

શ્વરના પ્રેમમાં મસ્ત બનાવનાર ગઝલોનો સમાવેશ કરેલો છે. આ પુસ્તક હિન્દુ અને મુસલમાન કોમને ઘણું ઉપયોગી હોવાથી બને કોમને સંતોષકારક રીતે સમજ પડે તે હેતુથી, તેમજ ગુજરાતી શાળાઓમાં અને ગુજરાતની ઉર્દુશાળાઓમાં ઉપલા ધોરણમાં ભણતા વિદ્યાર્થીઓને અને સામાન્ય રીતે સાધારણ માણસોને આ પુસ્તક અતિ ઉપયોગી થઈ પડે તેવા ઉદ્દેશથી દરેક કાવ્યોના અર્થ, ખુલાસા, ટીકા અને તેની પુષ્ટિમાં બીજા ગ્રથોના ઉતારા આપવામાં આવ્યા છે. મુસલમાનો ભક્તિશૃગારરસની ગરબીઓનું રહસ્ય બરાબર સમજી શકતા નથી, તે માટે કેટલીક ગરબીઓનું ઉર્દુભાષામાં લાંબા વિસ્તારથી વિવેચન કરવામાં આવ્યુ છે, અને હિંદુ લોકોને ગઝલોના ભાવાર્થ બરાબર સમજવામાં આવતા નથી તે માટે ઘણી કઠણ ગઝલોના શબ્દાર્થ સાથે પૂરેપૂરા ભાવાર્થ ગુજરાતીમાં આપવામાં આવ્યા છે. યોગ અને સમાધિજ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા માટે આ ગ્રથની શરૂઆતમાં સવિસ્તર ઉપોદ્દ્ઘાત યાને દીબાચો લખવામાં આવ્યો છે જે વાંચવાથી આખા પુસ્તકનું રહસ્ય સમજવામાં આવે છે. પુસ્તક સ્વચ્છ અક્ષરે નિર્ણયસાગર પ્રેસમાં છપાવેલું છે. એકદર ૩૦૦ પૃષ્ઠનું દળદાર પુસ્તક છે. પુઠું પણ સુશોભિત પાકું કરેલુ છે. પુસ્તકના પ્રમાણમાં કીંમત નજીવી છે.

પુસ્તક મગાવનારે પોતાનું સરનામુ ગામ, નામ, ઠામ, ઠેકાણા સાથે બરોબર લખી જણાવવું જેથી ટપાલના વ્યવહારમાં હરકત આવે નહીં, અને પુસ્તક ગામ પરગામ નહી અથડાતાં માલીકને વેળાસર મળી શકે. આ પુસ્તક નીચેના ઠેકાણેથી પ્રસિદ્ધ કરનાર પાસેથી રોકડી કીંમતે અગર ટપાલ મારફત વેલ્યુપેએબલથી મળશેઃ—

મહાસુખભાઈ ચુનીલાલ.

મુકામ—વિસનગર. જીલ્લો–ગુજરાત.

